# વીલર અને વીલસનના સીવવાના સાચાં.




સઉથી સરસ ઈનામો જેવાં કે "ક્રાસ આવ ફ્રાન્સીસ જોસેફ," ૧૮૭૮ અને ૧૮૮૯ માં પેરીસ શહેર તરફથી **ધી ગ્રાંડ પ્રાઇઝ** જે સોનાના ચાંદો કરતાં ચહડીઆતું ઈનામ ગણાય છે. તે ઉપરાંત "ધી ક્રાસ આવ ધી લીજીઅન આવ આનર" Cross of The Legion of Honor નો ખેતાબ એ કંપનીનાં સર-રનશીન President મી૦ એન. વીલરને નવાજેશ કરવામાં આવ્યો છે. એવાં સરસ **ઇનામો** અને **ખેતાબો** કયા બીજા સાંચાના કારખાનાવાળા બતાવી શકે છે? ના૦ ૯ના સાંચા પગે તથા હાથે ચલાવવાના બાનુઓ ઘર સંસાર તથા દરજીઓ લાયકના.

ના૦ ૧૨ ના કારખાનાના સઉથી સરસ ગણાય છે.

ખાસ નેમાયલા આડતીઆઓ.

**ડોસાભાઇ મેહરવાનજીની કુ૦,**

ના૦ ૬, પારસીબજાર સ્ટ્રીટ, મુંબઈ.

# કોટનું ગાડીનું કારખાનું.



મોડી બે, ક્રીયર રોડ.

મી૦ પેસતનજી બી. પ્રેસ..........માલેક.

આ કારખાનામાં ચુંટી કાહાડેલા કસાયલા કારીગરો મારફતે સઘળું કામ માલેકની ખાસ દેખરેખતળે લેવામાં આવેછે. તેમાંથી સંખ્યાબંધ નવી ગાડીઓ છેલાં ચાર વરસોમાં બાહાર પડી છે. લાનડો, ચાર વીહીલ ડાગકાર્ડ, વીસાવી, ફાઇટીનો, બ્રુમો, વીકટોરીયાના નવા ઈંગ્લીશ સ્ટાઇલના નમુના મુંબઈમાં ફરતી ડજનબંધ ગાડીઓ અમારાં કામની સરસાઇ બતાવી આપેછે. ઈંડિયારબરનાં ચાક અમારે ત્યાંથી પેહેલાં બહાર પડ્યાં છે. અખંડ લોઢાના તારનાં ચાક પણ એકલા અમેજ પહેલાં કાહાડ્યાં છે. અમારી ગાડીઓ વેલાતી ગાડીમાંથી ઓળખાતી નથી. રંગ, લાઇનીંગ, સ્ક્રુ, બોલ્ટ, નટ વગેરે સઘળો સામાન નામાંકીત બનાવનારાઓ પાસે ખાસ વધુ ભાવ આપી વેલાતથી મંગાવીએ છીએ. જુની ગાડીઓ દરૂસત કરી લગભગ નવી બનાવીએ છીએ. નવી ગાડીઓ ત્રણ માસની મુદતમાં ચાહે તેવી ફાશનની બનાવી આપીશું. એસ્ટીમેટ અમારી પાસેથી મંગાવ્યાથી મોકલી આપીશું. ગાડીમાં ખખરાટ ગભરાટ થતો નથી.

# હીન્દી સોદાગર.

## યાને દેશી વેપારીઓ, ખરીદનારાઓ, અને બીજા દરેક નાના મોટા ધંધાદારીઓના ફાયદાને-માટે પ્રગટ થતું,

### ગુજરાતી ચોપાન્યું.

જેમધે

હિન્દુસ્થાનમાં તેમજ દુનીઆનાં બધાં મુખ્ય શહેરોમાં દેશી વેપારીની જાનને લાયકનું શું શું બને છે, કઇ કઇ નવીનવાઇની યા શોધની ચીજો બની બાહાર પડે છે, તેને લગતી સઘળી હકીકત **ચીત્રો** સાથ અને તેના **બનાવનારનાં નામઠામની** વિગત સહીત આપવામાં આવશે.

જે ઉપરાંત હરેક ધંધાના વેપારીઓના "**ટરેડ મારકો**" ઓની આબેહુબ નકલ વારંવાર પ્રગટ કરવામાં આવશે.

એ ચોપાન્યાંની નમુનાની નકલો નીચલે ઠેકાણે લખ્યાથી મુફ્ત મોકલી આપવામાં આવશે.

**આએ ચોપાન્યાંને માટે દરેક મોટાં શેહેરોમાં આડત્યા જોઇએ છે.**

વધુ વિગત માટે નીચલે ઠેકાણે લખવું.

"**હીન્દી સોદાગર**" ના મેનેજરને ૨૭ મેડો **સ્રીટ**, કોટ, **મુંબઈ.**

# મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીનાં કરેલાં પુસ્તકો.

## નીચલાં ખપી ગયાં છે.

| | |
|---|---|
| દુખિયારી બચું (વાર્તા) | હરિશ્ચંદ્ર (નાટક) |
| બેજન અને મનીજેહ (નાટક) | નંદ બત્રીશી (નાટક) |
| ફરેદુન (નાટક) | લવકુશ (નાટક) |

## નીચલાં વેચવાને બાકી છે:—

**ગુલી ગરીબ** (વાર્તા) રૂ. ૪॥.

**ભોલી જાન** (નાટક) બીજી આવૃત્તિ, કીંમત આના ૮.

**નિંદ્રાખાનું** (નાટક) કીંમત આના ૮.

**સુડી વચે સોપારી** (નાટક) કીંમત આના ૮.

**જમશેદ** (નાટક) કીંમત આના ૬.

**વિનાશકાળે વિપરીત બુદ્ધિ** (નાટક) કીંમત આના ૬.

**નંદબત્રીશી** (સંગીત સાર) કીંમત આનો ૧.

**રૂસ્તમ અને સોહરાબ,** (સંગીત સાર) ભાગ ૧ લો, કીંમત આનો ૧.

**રૂસ્તમ અને સોહરાબ** (સંગીત સાર) ભાગ ૨ જો, કીંમત આનો ૧.

**પારસીઓ,** (સર રીચર્ડ ટેમ્પલનું ભાષણ) કીંમત આનો ૧

**હિંદુસ્થાનનું મેહસુલ અને ઇનકમ ટાક્ષ,** (૪ ભાષણો) કીંમત આનો ૧.

ઉપલાં પુસ્તકો દફ્તર આશકારા છાપખાનાંમાં તથા કોટઅને ધોબીતલાવ ઉપર મીશીયરસ કરાણીની દુકાનમાંથી મલશે.

# દિલખુશઃ ૫૦૭૭

અથવા

# રમુજે ફુરસત.

## ફુરસતને વખતે દિલને ખુશ કરનારો રમુજી સાથી.

---

ઇંગ્રેજી વગેરે ઉપરથી

સંગ્રહ કર્ત્તા,

**પાહલનજી બરજોરજી દેસાઈ.**

---

છપાવી પ્રગટ કર્ત્તા,

**પીરોજશાહ દીનશાહ મુકાદમ.**

ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનાર, ના૦ ૪૧ બજારગેટ સ્ત્રીટ.

---

**મુંબઈ.**

જાવજી દાદાજીના "નિર્ણયસાગર" પ્રેસમાં છાપ્યું છે.

૧૮૯૨ ઈસવી.

૧૨૬૨ યજદેજરદી.

**કીમત રૂ. ૧**

બાળપણથી બંધાયલી

ત્રીશ વરસની પુરાણી દોસ્તીને દરમ્યાન

**અરસપરસની સુખદાઈ સોહબતમાં**

ઘણી રમુજથી ગાળેલા ફુરસતના વખ્તની

**મિઠી અને વહાલી યાદમાં,**

શ્રી ગોંડળના નામદાર ઠાકોર સાહેબના

ખાનગી કારભારી

**શેઠ કાવસજી એરચજી દેસાઇને**

**આ નાનો ગ્રંથ**

અંતઃકરણના ઉપકાર, હૈડાંનાં હેત,

અને

પવિત્ર પ્રેમ સાથ

અર્પણ કરૂં છું હું

**પા. બ. દેસાઇ.**

## " તફરામચીમ ચજમઇદે ! "

ઈંગ્રેજીના આધારવિનાનું ગુજરાતી સાહિત્ય કયાં છે? ઇતિહાસ, વિદ્યા, વાર્તા, નાટક અને કેટલીક કવિતાઓ પણ ઈંગ્રેજીને આધારે લખાયાં છે; એટલે પછી તમારાં દિલખુશના સંબંધમાં એથી ઉલટું કેમ હોય? "અર્થોલ્ડ" ની રસીલી વાર્તાને ફેરવી નાખી છે "વીરવૈતાળનાં રમુજી પરાક્રમ" માં; ગ્રિમની શેખચલ્લીસહી વાર્તાઓને ભેગી કરી તેમને આપી દીધું છે "પહંડાઉજી ચરિત્ર" નામનું નવું સ્વરૂપ; અને વળી તેનીજ શીરે પહોરની તોપ જેવી વાર્તાઓને દેશી લેબાસમાં લપેટી લઇ બાંધી દીધા છે "બારા કોશકા માંડવ." મોટી વાર્તાઓ એમ વણાઈ છે ત્યારે નાની બહેનપણીઓ અને બીજું સર્વ પણ એજ રીતે ઈંગ્રેજી અને ફાર્સીને આધારે નવાં રંગરૂપમાં અને ફેરવાયલી ફાશીનોમાં જન્મ લેવા પામ્યાં છે. **દિલખુશ** કરનારૂં આ સર્વ પારકુંજ છે—કર્ત્તાનું જાતનું ઉપજાવેલું તો કંઇકજ—નહિ સરખું કહોની! એ રીતે **દિલખુશ**માંનું સર્વસ્વ તફરાચીમ તો સત્યજ. એમાં ફાર્સીમાંનું જે કંઇ તે વડીલ ભાઇને આભારી. માત્ર ગમતને ખાતર, રમુજને થકી—નવરાશની વેળા **દિલખુશ** થાય એવી રીતે ગાળવાની મતલબ સિવાય આ સર્વનો સંગ્રહ કરવાનો બીજો અર્થજ શો? ભૂલચુક તો ઇનસાનનાં દરેક કર્ત્તવ્યમાં—એટલે પછી આમાં કેમ ન હોય? જેઓ સર્વની મહેનતનો લાભ લેવાયો છે તેઓનો આભાર માને છે અને દરગુજર ચાહે છે

**"દિલખુશ" કર્ત્તા.**

મુંબઇ, તા. ૧૯ મી અકટોબર ૧૮૯૨.

# સવા રૂપિયામાં શું શું આપશો?

"**દિલખુશ**" નું દિલ જ્યારે ખુશ કરનારી બાબતોથી ભરપૂર થતું હતું ત્યારે **દિલખુશ** કરનારને કેટલીક તરફથી સવાલ થતો હતો કે "સવા રૂપિયામાં શું શું આપશો?" તે વખ્તે જવાબ એટલોજ હતો કે એથી બેવડી રકમ ખર્ચીને ખાધેલા ખોરાક, પીધેલા શરાબ, જોયલા તમાશા કે સાંભળેલાં ગાનાં કરતાં વધારે સ્વાદિષ્ટ, અને જલદી જર્પત થાય એવું ગળ્યું ગળ્યું મળશે.

તેની વિગત આ રહીઃ—

૧—**ત્રણ રસીલી મિઠી વાણીઓ** (ચાલુ મોટી વાર્તાઓ)—

(૧) વીર વૈતાળનાં રમુજી પરાક્રમો.

(૨) પહુંડાઉજી ચરિત્રઃ અથવા એક શેખચલ્લીનાં કર્મની કહાણી

(૩) બારા કોશકા માંડવઃ અથવા શીરે પહોરની તોપના હવાઈ ગોળા.

૨—**સંખ્યા બંધ મઘમઘતાં સ્વાદિષ્ટ પકવાનો** (આશરે ૧૦૦ નાની રસદાર વાર્તાઓ).

૩—**મહોડું સમારવાના મિષ્ટાનો** (હાજર જવાબી ટુચકા અને ટાહુકાઓ).

૪—**મનગમતો મરી મશાળો** (પરચુટણ રમુજી ઉટકી ચુટકી).

૫—**ફ્રુટ, પુડિંગ, આઈસની મિઠાઇઓ વગેરે** (કોર્ટ દરબારની ટપાટપીઓ અને રમુજો).

એથી વિશેષ શું જોઇયે?

# આજ લખનારનાં પુસ્તકો.

કીમત.

| | |
|---|---|
| તવારીખે સાસાનીઆનઃ યાને ઇરાનના સાસાની તબક્કાના પાર્સી પાદશાહોની તવારીખ (૧૮૮૦) [ખપી ગઈ છે] | રૂ. ૪ |
| શાહજાદો શાપુરઃ અથવા મળતા ચેહરાની મુસ્કેલી (૧૮૮૨) ... ... | રૂ. ૦। |
| સરોશઃ આવસ્તામાંથી મળતું તેનું બયાન, તેની શક્તિ, તેની કીર્ત્તિ, અને બીજા ધર્મોના ફરેસ્તાઓ સાથ તેનો મુકાબલો (૧૮૮૩) [ઇનામનો રેસાલો] | |
| નવસારીના મોટા દેસાઈનાં ખાનદાનની તવારીખ (૧૮૮૭) | |
| પુરાતન જમાનાના પાર્સીઓઃ તેઓ વિશે હિરૉડોટસનું લખાણ અને અવસ્તા વાણી સાથ સરખામણી અને ફર્ક (૧૮૮૮) | રૂ. ०।।। |
| તવારીખે હખામનીઆનઃ યાને ઇરાનના હખામની તબક્કાના પાર્સી પાદશાહોની તવારીખ (૧૮૮૯) ... ... | રૂ. ૩ |
| દિલખુશ અથવા રમુજે ફુરસત (૧૮૯૨) | રૂ. ૧। |

૫૦૭૭

# દિલખુશ અથવા રમુજે ફુરસત.

## વીર વૈતાલનાં રમુજી પરાક્રમો.

* ૧ *

### દરબારમાં તરીયા પાવ.

એક દીને રાજા અમરસિંહ પોતાની ગાદી ઉપર બેસી કચેરીના ઠાકોરો ને ભાયાતો સાથે વાતો કરતો હતો એટલામાં એક ટીંચુજી ડપક ડપક કરતો દરબારમાં દાખલ થયો. રાજાને નમસ્કાર કર્યા વિના કે આસપાસનાઓની કશી દરકાર વિના તે ગુપચુપ આખું દીવાનખાનું પસાર કરીને રાજાની ગાદી તરફ ચાલ્યો, અને ગાદીને એક નાકે રાજાની પાસે જઇને બેઠો.

બીજા સઘળા દરબારીઓ વિસ્મય પામ્યા, અને આ ધાઇખોરાને મારી કહાડવા અને કેદ કરવાનો મનસુબો કરવા લાગ્યા. રાજા અમરસિંહ બહુ ભલા ખવાસનો હતો. પેલો માણસ કદે ઠુંકો, મોટાં માથાંનો, લાંબાં નાકનો, ટુંકાં કપાળનો, બદસુરત ચેહરાનો અને ફાટાંતુટાં કપડાં પહેરેલો હતો, તે ઉપરથી રાજા ચેતી ગયો કે આ કોઈ બડી ખંધી બુટી છે, અને જાતે રમુજી તથા હસમુખો હોવો જોઇયે. આ ઉપરથી પોતાના દરબારીઓ તે માણસને સજા કરવાનો ઇરાદો પાર પાડે તે આગમજ અમરસિંહે તેને પુછ્યું:—

"તું કોણ છે રે? ક્યારે જન્મ્યો? ને ક્યાંનો વતની છે?"

"તમે નથી જોતા કે હું માણસ છું?" પેલાએ ઉત્તર દીધો. "જ્યારે મારી માતાને ગમ્યું ત્યારે તેણે મને જન્મ આપ્યો ને ત્યારેજ હું જન્મ્યો. મારૂં વતન તો આ પૃથ્વી છે."

"માત પીતા, ભાઈ બહેન કોઈ છે કે?" રાજાએ ફરી પુછ્યું.

"છે ખરાં, પણ બધાં મરી ગયાં."

"એમ કેમ બને? હોય ત્યારે મરે કેમ?"

"તમે નહીં સમજ્યા? જ્યારે હું ઘરથી નીકળ્યો ત્યારે તેઓ સર્વે ભર ઉંઘમાં હતાં. અને ઉંઘ ને મોત વચ્ચે કેટલો ફેર? ભાઈ બહેન જેટલોજ."

આ જવાબોથી રાજાની ખાતરી થઈ કે આ કોઈ ચપળ બુદ્ધિનો માણસ છે ખરો. પછી તેને ઘણાક દુન્યાઈ ડહાપણના સવાલો પુછ્યા, જેના પેલાએ એવાતો અછી તાલમેલથી તાબડ-તોબ જવાબો આપ્યા કે સઘળી રાજસભા દંગ થઈ ગઈ. પછી પુછ્યું કેઃ—

"તારૂં નામ શું?"

"વીરવૈતાલ."

"મારે તને ચાળણીમાં પાણી આપવું છે તે કેમ લેશે?"

"તે બંધાઈ જાય ત્યાંસુધી થોભીશ."

"મ્હોડું ચાટે ને પીઠ કરડે તે કોણ?"

"વેશીયા."

"નહીં પુરાય એવો ખાડો કયો?"

"બખીલનો લોભ."

"જુવાન માણસમાં ઘણુંજ ધીકાર ભરેલું શું?"

"ના ફરમાની."

"અને દયા આણવા જોગ શું?"

"બડાઈ, મોટાઈ, તેહેંકરાઈ."

"ઘરડાઓમાં હસવા જેવું શું?"

"મોહબત."

"તું તો બડો ચંચળ જણાય છે. તારૂં મસ્તક ફોડાવી મારે તારૂં ભેજું જોવું પડશે."

"તે આગમજ કંઈકિ ઉથલપાથલ થશે."

"માંગ, તારે જોઇયે તે માંગ, હું આપીશ."

"તમારી કને ન હોય તે માંગ્યામાં શો લાભ?"

"હું દશ લાખની ગાદીના રાજા કને શું ન હોય?"

"દશ લાખ મુકી દશ અબજ કહો ની? તમારી કને તે નથીજ."

"તે શું વારૂ?"

"સુખ."

"આટલા બધા પૈસા, સત્તા, લશ્કર, છતાં શું મારી કને સુખ નથી? જેમ સૂર્યનારાયણ આકાશમાં તેમ હું આ પૃથ્વી ઉપર પ્રકાશું છું."

"તો કહો, જોઇયે, તમને કેટલાં ગ્રહણ નડ્યાં?"

"તું મારો દરબારી થઈશ?"

"તે પહેલાં મારે જુઠો, દગાબાજ, ડફાંસીયો અને ખુશામદીયો થવું જોઇયે."

"ત્યારે તું મારી દરબારે શામાટે આવ્યો છે?"

"મારી ભુલ થઈ. જે શોધવા આવ્યો તે તો છેજ ક્યાં? હું એમ સમજતો કે રાજા બીજી પ્રજા કરતાં સત્તામાં મોટો છે તેમ કદમાં પણ હશે. બીજાં ઘરો કરતાં મીનારા મોટા છે, તેમ રાજા પણ દશ બાર હાથ ઉંચા હશે. પણ તેમ તો છે નહીં.

"તારી વાતથી મને હસવું આવેછે."

"બેવકુફના મનમાં હસવું સીવાય બીજું શું હોય?"

"આ તો બહુ ફાટચો. ચાલ નીકળ મારી દરબારમાંથી."

"ઠીક છે. આ ચાલ્યો. પણ માખીને ઉરાડેલી તે જાય છે કે?"

"માખીનીપેઠેજ તું પાછો આવીશ તો તને આવવા દઈશ. આવે તો માખી થઇનેજ આવજે."

"ઠીક છે." આમ કહીને વીરવૈતાલ દરબાર છોડી ગયા.

* ૨ *

## વીર માખી રૂપે.

બીજે દીને રાજા અમરસિંહ તથા તેના દરબારીઓ વીરવૈતાલને પાછો ફરવાની વાટ કાગને ડોળે જોવા લાગ્યા. છેક બપોરસુધી તે આવ્યો નહીં ત્યારે તેઓ સમજ્યા કે તે હવે કદી પાછો આવે નહીં.

પણ તેજ વખતે એક મુરદાર ગધેડાં ઉપર બેસીને બહુજ ધીમે કદમે કોઈ સવાર દુરથી આવતો જણાયો. તે કોણ હતો તે કોઈ પીછાની શકયું નહીં, કેમકે તેની આસપાસ એક જાતનું કાળું પડ ફરી વળેલું હતું અને તે આમતેમ ઝોકા ખાતું જણાતું હતું. ગધેડું નજદીક આવ્યું ત્યારે જણાયું કે પેલો

સવાર કોઈજ નહીં પણ વીરવૈતાલ હતા. તેને જોઇ રાજાએ લગાર તોરથી પુછ્યું કે—

"કેમ, તું તો માખી રૂપે આવનાર હતોની? ચાલ, તારૂં માથુંજ વઢાવી નાખું છું."

"વાર છે વાર, જોતા નથી કે હું માખીરૂપે આવ્યો છું?" એમ કહી વીરવૈતાલે પોતાની આસપાસ ફરી વળેલાં પેલાં કાળાં પડમાં હાથ ફેરવ્યો એટલે તમામ માખીઓ અને ભમરાઓ ભણુ ભણુ કરતાં ચોબાજુએ ઉડવા લાગ્યાં. વીરવૈતાલ પોતાના ભાઇના તબેલામાંથી એક માંદું ગધેડું લઈ તે ઉપર સવાર થઈ આવ્યા હતા, જેની પીઠ તથા ખાંધ અને પુઠ તમામ છોલાઈ ગઈ હતી અને તે ઉપર માખીઓ ભણુભણુ કરતી હતી.

તેની આ ચતુરાઈ જોઈ રાજા ખુશ થયો, તેની તારીફ કીધી, અને તે ભુખ્યો હશે એમ કહી તેનું ભોજન લાવવા ફરમાવ્યું.

"મારૂં કામ પુરૂં થયા વિના મારાથી જમાય નહીં."

"ત્યારે શું હજી તારૂં કામ પુરૂં નથી થયું?"

"હજી તે શરૂ ક્યાં થયું છે જે?"

"ઠીક, તારે ગમે તેમ કર; પણ હવે તું બાજુ થા," રાજાએ કહ્યું, "કેમકે પેલી બે સ્ત્રીઓ મારી કચેરીમાં કંઈ ફરીયાદ લાવતી જણાય છે."

* ૩ *

## વીરનો વાજબી ન્યાય.

વીરવૈતાલ કચેરીના એક ખુણામાં જઈ છુપાયો, અને પછી બે બાઈઓ દરબારમાં દાખલ થઈ. એકનું નામ લલીતા હતું,

જેનીકને મોતી મઢેલો એક સુંદર આર્સો હતો. બીજીનું નામ આનંદીબાઈ હતું, જેણીની ફરીયાદ એ હતી કે આર્સો તેણીનો હતો અને લલીતા તે ચોરી ગઈ હતી. લલીતાનો બચાવ એવો હતો કે તેણીએ તે વેચાતો લીધો હતો અને તેના શાક્ષી છે. આનંદીબાઈનો આર્સો છે એમ સાબેત કરનાર કોઈ શાક્ષી ન હતા.

આ ઉપરથી રાજાએ ચુકવ્યું કે આર્સો લલીતાનોજ છે, ને બીજી સ્ત્રી ગજેપકુ છે. આમ કહીને તેણે તે બંનેને જવા કહ્યું; પણ એજ વેળા વીરવૈતાલે બહાર નીકળી આવીને પેલી બાઈઓને આડા હાથ કરી ઉભી રાખી, અને રાજાને કાનમાં કહ્યું કે "ન્યાય સમતોલ થયો નથી."

"ત્યારે તું ન્યાય કર, જોઉં! પણ જોજે, જરા પણ ખામી થઈ તો તારૂં શીર છેદી નાખીશ." આમ કહી રાજાએ પેલી સ્ત્રીઓને પાછી તેડી વીરવૈતાલ પાસે તેમનો ન્યાય કરાવ્યો. તેમણે બંનેની વાતો એકવાર ફરીને સાંભળી લીધી, અને પછી ફરમાવ્યું કે "બંને જણીઓ દાવો કરેછે માટે આ આર્સાઉપર બંનેનો હક હોવો જોઇયે. પણ એક આર્સો કાંઈ બેને અપાય નહીં. માટે વાજબી ન્યાય તો એ છે કે તેને ફોડી નાખી કકડા કરવા, અને બંને બાઇઓને એકસરખા કકડા વહેંચી આપવા, કે જેથી તેઓ વચે વઢવાડ થાય નહીં."

આ સાંભળીને લલીતા તો બહુ રાજી થઈ અને કહેવા બેઠી કે એમ થવાથી અમો વચે હવે ફરી કજીયો થશે નહીં. પણ આનંદીબાઈ તો રોવા કુટવા મંડી ગઈ. તે બોલી કે "અગર જો રાજાનો ઇનસાફ એવોજ હોય તો બેહતર કે આર્સો લલીતાને

આપી દેવો, કે જેથી એ મારો સુંદર દાગીનો મારી પાસે નહીં તો મારા ચોરનીપાસે તો આખો રહેશે, ને કોઈ દહાડે એનું અંતઃકરણ એને ડંખશે ત્યારે એ મને તે એમનો એમ પાછો સ્વાધીન કરશે. પણ એને ભાંગી નાખવો નહીં."

લલીતા કહે—"ના બસ એ મને નથી જોઇતો, તેમ હું આનંદીના હાથમાં પણ એ જવા દઉં નહીં. એને ભાંગીજ નાખો કે અમો વચે કજીઆનું કારણ રહે નહીં."

રાજા અને તેના દરબારીઓ વીચાર કરવા લાગ્યા કે હવે વીરવૈતાલ આ તકરારનો શો નીવેડો આણેછે, એટલામાં વીરે લલીતાને પુછ્યું કે "તારે આર્સો ભાંગીજ નંખાવવો છે?" તેણીએ હા કહ્યું, પણ આનંદીએ વીરવૈતાલને અપશબ્દો કહી ઉત્તર દીધો કે "રાજાજીનો ન્યાય મારે મનથી ગમે એટલો ખોટો છે, કેમકે આર્સો મારો પોતાનો છે, તોપણ તે અન્યાય તારો આર્સો ભાગી નંખાવવાના અન્યાય આગળ કુછ નથી. માટે હું રાજાજીના ન્યાયને માથે ચહડાવું છું."

"અને હું આ આર્સો ભાંગી નાખું છું," એમ કહીને લલીતાએ આર્સો હવામાં ઉઠાવી ભોંય ઉપર પટકવા માંડ્યો.

પણ એજ વખ્તે વીરવૈતાલે તેણીનો હાથ પકડી લઈ તેને થોભાવી.

"સબુર કર," તે બોલ્યા. "મારી ખાતરી થઈ કે આર્સો તારો નથી, માટે તે ભાંગવાની તને સત્તા નથી. અગરજો એ મીલકત તારીજ હોત તો તું તે ભાંગી નાંખવાને રાજી થાત નહીં. એ મીરાસ આનંદીબાઈની છે, માટે એ તેણીનેજ મળવી જોઇયે. આપી દે આર્સો તેને, અને ચાલી જા ત્યાંથી એકદમ. અ-

ગર નહીં તો રાજાજી ખોટા સોગંદ ખાવાના વાંક માટે તને સજા ફરમાવશે, તો જન્મ સુધી તેની યાદ ભુલીશ નહીં."

આ સખુનો સાંભળતાંજ લલીતા આસોં મુકી નાઠી, પણ તરત રાજાનાં માણસોએ તેને પકડી લીધી અને અમરસિંહે વીરવૈતાલના ઇનસાફ ઉપર આફ્રીન કરી પેલી ચોર સ્ત્રીને સજા ફરમાવી.

પછી રાજાએ વીરવૈતાલને પોતાની સોડમાં ગાદી ઉપર જગા આપવા માંડી, પણ તે તેણે લીધી નહીં, અને બોલ્યા કે—

"એક મ્યાનમાં બે તલવાર હોય નહીં, તેમ એક જગા ઉપર બે માણસથી બેસાય નહીં."

"ત્યારે તારે માટે નવી ગાદી તૈયાર કરાવું."

"એક ગામમાં બે પાર હોય નહીં; તેમ રાજ્યનો રાજા પણ એકથી બીજો ન હોય. તમે રાજા છો, માટે ચલાવો એકલા રાજ્ય તમેજ."

* * *

## ચાંઈ.

જંગલો—શીરીનબાઈ, તમારી નાજાં સાથ પરણવાની મારી મરજી છે, પણ એ વાત તમારી આગળ છેડું તે આગમજ મને જણાવશો કે તેનું બેંકમાં કંઈ છે?

શીરીનબાઈ—હા બાવા, બેંકમાં શાપુરજી શાહજાદા કરીને શરાફ છે તેવણ મારી નાજાંના છે. બેઉ જણ અદરાઈ ચુકાં છે, ને આવતે મહીને લગન છે. તમેબી આવજોની.

* * * *

## વાણીયા ગટ.

પાણાચંદ—અલ્યા શપાઈ, મંહી જઇને શેઠને પુછને કે જો આપ બહુ કામમાં નહોતો હું મળવા આઉં.

સીપાઈ (થોડે વારે પાછો ફરીને)—હોઈ, શેઠ લાહી કામ મદી હએ.

પાણાચંદ—ફીકર નહીં. હું તો વ્યાજ ભરવા આએવો હતો. હવે તો આવતે બારમાસે આવીશ.

* * * *

## વકીલ સરસ કે સાક્ષી?

એક કોર્ટમાં ખુનની તપાસ ચાલતી હતી. એક શખ્સ ઉ-પર એ કામમાં સામેલ થવાનો શક હતો. તેનીજ સ્ત્રીની જુબાની લેવાત હતી.

વકીલ—તું કહેછે કે ખુનની રાતે ચાંદણી સરસ પડતી હતી અને તેં પેલા હરામખોરોને બરાબર જોઈ લીધા હતા. એ વખ્તે તારો વર જાગતો હતો કે?

સાક્ષી—મને તેની ખબર નથી.

વકીલ—અરે! પણ તેનું મોહડું તારી તરફ ફેરવેલું હતું કની?

સાક્ષી—હું જાણતી નથી.

વકીલ—હવે તું સાચું નહીં બોલવાના કસમ લઇને આવેલી છે કે શું? બોલ જોઉં સાચું. તારા વરનું મોહડું એ વખ્તે તારી તરફ હતું કે દીવાલ તરફ?

સાક્ષી—તે હું કેમ કહી શકું?

વકીલ (ચીરડાઇને)—જુરીના ગ્રહસ્થો, આ સાક્ષીની જુ-

બાની ઉપર હવે કોણ વિશ્વાસ રાખે? ચાંદણીમાં એણે હરામખોરોને આબાદ જોયા, પણ પોતાનાં મકાનમાં પોતાના વરનું મોહડું એ જોઈ શકી નહીં. એ કેમ બને?—વારૂ, બાઈ, તું મને કહેશે કે તું મારા સવાલનો જવાબ કેમ આપી શકતી નથી?

સાક્ષી—કેમકે હું મારા વરનું મોહડું જોઈ શકી નહીં.

વકીલ—અરે આવીબી જુઠી બૈરી દુન્યામાં હશે? જેણે મારાં કુલોને કોઇ દીવસ જોયલાં નહીં તેમને એણી એકજ વખ્તમાં જોઈ પીછાનવાને તૈયાર થઈ છે, પણ પોતાના ભર્તારને દરરોજ જોતી હોવા છતાં આજે બરાબર જવાબ આપતી નથી. વારૂ બાઈ, તું તારા વરનું મોહડું નહીં જોઈ શકી તેનું કંઈ કારણ સમજાવશે?

સાક્ષી—હાજી. મારા વરનું તાળક પડેલું છે, અને તેનાં મોહડાં ઉપર સફેદ કોહોડ છે, તેથી ઓરડામાં રોશની ઝાંખી હોવાથી હું કહી શકતી નથી કે તેનું મોહડું દેવાલતરફ હતું કે મારીતરફ હતું?

* * * *

## "બૈરી નાસી ગઈ છે!"

એક દુખ્યારાએ નીચલી જાહેરખબર છપાવી છેઃ—મારી બૈરી મારી કનેથી ફરીથી નાસીને કેથી પેલા લંગડા સારંગીવાળાનો આશરો લઇ બેઠી દેખું. રાંડ નાસી ગઈ તો ગઈ પણ સાથે દુખપર ડાહામ એ કરી ગઈ કે ચાર નાનાં બકલીયાંઓને મેલી ગઇ છે જેઓના મ્યાઉં મ્યાઉં કરવાના પોકારાથી ફરેસ્તાબી કંટાળે; અને વળી પોતાની ઘરડી આંધળી માતાનેબી

મારા ઉપર મેલી ગઇ છે તેતો જુદી! એટલામાટે આ લખ્યાથી સર્વે કોઇને ખબર આપુંછું કે મારી રાંડને કોઇએ કશું ધીરવું નહીં. એ રાંડ કાહાબાને મારે એટલુંજ જણાવવું છે કે તારો નાપાક ઓલો મારાં ઘરઉપર પડવા દેતીના.

તા. ક.—પેલા લંગડા સારંગીવાળાએ જાણવું કે બચાજી, તને તો હું એક ચમટીમાં ચોળી નાંખીશ–મારા હાથમાં આવવો જોઇયે!

* * * *

## ખાસડાં મારીને ખાવું.

એક બેશરમ ફકીરવિષે કહેવાય છે કે તે ભરબજારમાં પોકાર મારીને કહેતો હતો કે—"કોઈ અઐસા બે—હએ કે સાંઈકું એકસો રૂપાય મુફ્ત દેવે?"

એક બીજા ફકીરની એવી વાત છે કે તે સો રૂપ્યા નીચલી શરતે કહડાવા નીકળ્યો હતોઃ–"સોકા હુવા સાઠ, આધા લીયા કાટ, દશ દેંગે, દશ દેલવાંગે, ઔર દશકા દેના ક્યા?"

આવીજ શોખાઈ અને નફટાઇથી ભરેલી એક જાહેરખબર ૧૭૭૬ નાં સાલનાં 'લૉઇડસ ઇવનીંગ પોસ્ટ' નામનાં પત્રમાં એક વેળા પ્રગટ થઈ હતી. તેમાં લખ્યું હતું કેઃ—એકસો પૌંડની રકમ જોઇયે છે. મુદ્દલ રકમને માટે કશી જામીનગીરી આપવામાં આવશે નહીં, અને કદાચ વ્યાજબી વખ્તસર અદા કરવામાં આવશે નહીં. આ શરતે જેણે નાણાં ધીરવાં હોય તેણે નીચલે સરનામે મોકલી આપવાની મેહેરબાની કરવી.

* * * *

## દહોડ ચતુરી.

એક અકલના દુસ્મને વેલાતનાં 'એથીન્યમ' પત્ર ઉપર એકવાર એવી ભલામણ લખી મોકલાવી કે નામીચા ડીકન્સની વાર્તાઓમાં કેટલેક ઠેકાણે ઉતરતા વર્ગોનાં લોકોની ભાષા વાપરી છે માટે તે વાંચતાં બહુ કંટાળો આવે છે; એવી જાતની ભાષા છાપવી નારવા છે; માટે હું સૂચના કરૂં છું કે ડીકન્સના ગ્રંથો શુદ્ધ ઈંગ્રેજી ભાષામાં પ્રગટ કરવા.

એક બીજા દોહોડ ચતુરે ભલામણ કીધી છે કે, નામાંકીત શેક્સપીયરની કબર સ્ટ્રેટફર્ડ-ઑન-આવન જેવાં દુર ખુણામાં પડેલાં ગામડાં ખાતે છે અને આખી દુન્યાનાં લોકો તેની જન્મભૂમી જોવા જાય છે તેમને બહુ મહેનત પડેછે માટે એવું નહીં થાય કે એ જન્મભૂમીને કોઈ મોટાં શેહેર ખાતે લઈ જઈ ગોઠવવામાં આવે?

* * * *

## તવારીખના હાજર જવાબ.

શિક્ષક—અગર જો ફ્રાન્સના રાજા ચોથા હેનરીનું ખુન થયું ન હોત તો શું બનત?

બાળક—ઘણું કરીને તે પોતાનાં કુદરતી મોતે મરણ પામ્યો હોત.

શિક્ષક—બીશપ લેટીમરને ક્યાં બાળીને મારી નાંખ્યો હતો?

બાળક—આતશમાં.

શિક્ષક—ઇસરેલાઈટ લોકોએ રાતા સમુદ્રમાંથી નીકળીને શું કીધું?

બાળક—પોતાનાં ભીણાયલાં કપડાં સુકવ્યાં.

* * * *

## ઇન્કમટાક્સ સામે અરજી.

એકજણ ઉપર ઉપલો કર લાગુ કરવા માટેનો હુકમ ગયો. ત્યારે તેણે કમીશનર જોગી એક કવીતામાં પોતાની કંગાલ હાલત નીચલી મતલબની લખી મોકલાવી:—હું જૉન વેર જાહેર કરૂં છું કે મારી પાસે ફાલતુ રહે એવું નાણું મુદલ નથી. મારીકને જે કંઈ છે તે આ છે—એક નાનું ઘર, એક નાની દીકરી, બે નાના દીકરા, બહુજ નાનો જમીનનો કકડો: પાસે પૈસા તો મુદલ નહીં; ત્યારે ભરૂં ક્યાંથી તમારો કર? ચુલુલામાંથી?

* * * *

## લાંબી ઉમરની મુબારકબાદી.

જીંદગીનો વીમો ઉતારનારી એક કંપનીના મેનેજરે વીમો ઉતરાવા આવેલા એક ધણીને પુછ્યું કે "તારા બાપની આજ ઉમર શું?" જવાબ મળ્યો કે ૧૧૨. ફરી પુછ્યું કે "માની ઉમર શું?" ઉત્તર દીધો કે ૧૦૨. આ ઉપરથી મેનેજરે ખુશી થઈ પેલાને મુબારકબાદી આપી કે તેનાં માબાપ આટલી લાંબી ઉમરનાં છે તો વીમો ઉતરાવનાર પણ લાંબી ઉમર ભોગવશેજ. પણ પેલાએ તુરતજ ભુલ ભાંજી કે "ભાઈ સાહેબ, મારાં માબાપ કંઈ હજી જીવતાં છે એમ નથી. જો તેઓ આજવેર જીવતાં રહ્યાં હોત તો તેમની ઉપર ૧૧૨ અને ૧૦૨ની ગણાત."

* * * *

## વરાળ યંત્રને સમન.

ન્યુયૉર્કમાં એક વેળા એક થાચર માગ્વીન નામે ધણીને જુ-

રીમાં હાજર થવાનો સમન મળ્યો, પણ તેના તરફથી એક ધણીએ હાજર થઈ જડજને કહ્યું કે સાહેબ જેને સમન થયો છે તે આવી શકે એમ નથી.

"કાંય નહીં," જડજ બખાર્યો, "તે ધણીએ કોર્ટમાં હાજર થઈ ખોલાસો આપવો જોઇયે."

"નામદાર સાહેબ, તે આવી શકશે નહીંજ, કેમકે તેનાં કામનો કશો અંતજ નથી."

"ગમે તે હોય, પણ કોર્ટના હુકમનું તે અપમાન કરી શકશે નહીં," જડજે ગુસ્સામાં કહ્યું.

"મારા નામવર, હું તમને ખરૂંજ કહું છું કે થાચર માગ્વીન આ કોર્ટમાં આવે એમ નથી. તે જો આવે તો હીઆં સઘળી ગરમાગરમી થઈ જાય. વળી તેને તમારે હીઆં બોલાવવાની ફરજ પાડવી હોયતો એક મોટું ગાડું મોકલો."

"અરે શું આ માણસ દેવાનો છે કે કેમ? તે હવેતો બહુ ફાટું ફાટું બકેછે," જડજ ઉછળીને પોકારી ઉઠચો.

"મુદલ નહીં જડજ સાહેબ; હું સાચુંજ કહુંછું, કેમકે થાચર માગ્વીન કંઈ કોઈ માણસ નથી પણ વરાળ બળથી ચાલતો સંચો છે. મારા જુના શેઠનાં નામઉપરથી મેં એ યંત્રનું નામ પાડેલું છે. કોઈ ધણીએ આ નામનો માણસ હૈયાત છે એમ સમજાવીને તમને ભુલ ખવાડી છે, અને તેથી તમે તેને સમન કીધો છે."

* * * *

## "બાયડી મોકલી આપો."

અમેરીકાના એક રાજ્યની રાજસભાના એક મેંબરને સરકારી અધીકારીઓમાં પરણેલો લખ્યો હશે જેઉપરથી તેણે એકદમ લખી વાળ્યું કે "યાતો આ નોધ રદ કરો, નહીંતો એક બાયડી મોકલી આપો, કેમકે હું કંઈ પરણેલો નથી."

* * * *

## છોકરીનો છોકરો કેમ થઈ ગયો?

એક પાદરીએ એક ગામડીયાનાં બાળકને ધર્મમાં દાખલ કરવાની ક્રિયા કરતાં ગામડીયાના ઉચ્ચાર ઉપરથી ભુલાવો ખાઇને તે બાળકનું નામ 'જૉન' ને બદલે 'જોઆન' લખી છોકરાને બદલે છોકરીની નોંધ કરી દીધી. થોડીક મુદત પછી આ ભુલ માલુમ પડી આવી ત્યારે પાદરીને અરજ થઈ કે આ નોધમાં ફેરફાર કરવો અથવા પેલા બાળકની ફરીથી ક્રીયા કરવી. પણ પાદરી સાહેબે તેમ ન કરતાં એક એવી મતલબની યાદી નોધી કે:—ફલાને દહાડે જોઆન નામની જે છોડીને બાપ્ટીઝમ આપ્યું હતું તે તો એક પખવાડ્યાં પછીથી છોકરો માલુમ પડી છે, જેનું નામ જૉન છે!

* * * *

## રોકડો જવાબ.

ટર્કીનો સુલતાન સુલેમાન બીજો બેલ્ગ્રેડની ફતેહ પછી પાછો પોતાનાં રાજધાની શેહેરમાં આવ્યો ત્યારે એક બુઢી સ્ત્રી ફરીઆદ લાવી કે તેણી ઉંઘેલી હતી તે વેળા તેના લશ્કરના સીપાહીઓએ તેની ઝુપડી લુંટી હતી.

સુલતાને હસીને કહ્યું કે સીપાહીઓએ લુટ ચલાવી તેના ગોંધાટથી તું જાગી નહીં ત્યારે તું બહુજ ભરઉંઘમાં પડેલી હોવી જોઇયે.

પેલી બુઢીયાએ તુરત રોકડો ઉત્તર દીધો કે "હા નામવર, હું બહુજ મીઠી ઉંઘમાં નચીંતપણે પડેલી હતી, કેમકે હું તો એમ માનતી હતી કે તારી નજર મારી ઝુપડી ઉપર સદા ચોકી કરે છે."

સુલતાનને આ જવાબથી કંઇક ચટકો લાગ્યો, તોપણ તેથી ગુસ્સે નહીં થતાં તેણે તેણીને ઇનસાફ આપ્યો એટલુંજ નહીં પણ તેણીની મતા ઉપરાંત ઇનામ આપીને રાજી કીધી.

* * * *

## નીમ હકીમ કત્લએ જાન.

એક દીને એક શખ્સ તાવથી હેરાન થતો હતો, માટે એક તબીબને બોલાવ્યો. તબીબ નીમ હકીમ હતો. હકીમજીએ જોયું કે દર્દી બચે એમ નથી, તે છતાં તેવણે કંઇક દવા ફરમાવી. બીજે દીને હકીમજીને કોઈ બોલાવવા આવ્યું નહીં તેથી તેવણ સમજ્યા કે દર્દી પહોડી રહ્યો હશે. તોપણ તે દર્દીનાં બારણાંપર રહીને બીજે ઠેકાણે જવું થયાથી તેવણે એક નોકરને પુછ્યું કે "શેઠ કેમ છે? મરી ગયો કે?"

નોકરે અચરતી તેમજ ગુસ્સાથી ઉત્તર દીધો કે, "મરી ગયા? નહીં સાહેબ, તેવણ તો ગઈ કાલ કરતાં આજ સારી પેઠે છે."

હકીમજી ઘરમાં હિમતથી દાખલ થયા અને દર્દીની મુલાકાત લીધી. વાત કરતાં દર્દીએ કહ્યું કે, "અરે હકીમજી, તમારી દવા

કેવી કાતેલ! તેથી મને ગઈ રાતે પાણીની એટલી બધી તરસ લાગી કે કદાચ હું તેથીજ મરી જાત; પણ તમે તો પાણી પીવાની મના કીધેલી તેથી મને કોઇબી નોકરે પાણી આપ્યું નહીં, ત્યારે મેં શું કીધું જો, કે કોબીજનાં અચારની બરણી ઉઘાડીને તેનો શીરો એક કાંસીયો ભરીને પીધો, જેથી મને તાઢક વળી ને હું જીવતો રહ્યો."

આ ખોલાસાથી હકીમજીની ખુશાલીનો પાર રહ્યો નહીં. તેવણે જોયું કે સખ્ત તાવનો તેવણને આ ચમત્કારીક ઈલાજ પોતાની મેળે જાહેર થયો છે. બનાવ એવો બન્યો કે તેજ દીને એક બીજા દર્દીને જોવાનું તેવણને તેડું આવ્યું. અજાયબ જેવું એ હતું કે તે દર્દીનેબી સખ્ત તાવ લાગુ પડેલો હતો. પણ હકીમજી તો નવો ચમત્કારીક ઈલાજ જાણુતા હતાજ, માટે તે ફરમાવી દીધો કે, "કોબીજનાં અચારનો રસ પીયો." પણ આ અકસીર દવાથી તો તે દર્દી મરી ગયો અને હકીમજીને વમાસણમાં નાંખી ગયો કે એમ કેમ? એક દર્દીને આ અકસીર દવાથી સારૂં થાય ને બીજો તેથીજ મરી જાય તેનું કારણ શું? શોધ કરતાં કારણ એવું જણાયું કે પહેલો દર્દી ઘરને માટે જરૂરની ખોરાકી પૂરી પાડનાર હતો માટે તે અચારનાં પાણીથી બચ્યો હતો, પણ બીજો દર્દી સોદાગર હતો માટે તેને આ ગુણગારી દવા માફક આવી ન હતી!

* * * *

## એકજ ટાંગની મરઘી.

એક મીરજાએ પોતાના નોકરને ફરમાવ્યું કે આજે સુફરા-

ઉપર લેહજતદાર મરઘી પકાવીને મુકજે. શેઠનો હુકમ માથે ચહડાવીને નોકરે મરઘી ઘી મસાલા વગેરેથી બહુજ સ્વાદિષ્ટ પકાવી, જેની ખુશબોથી નોકરનું મન એટલું બધું લલચાયું કે શેઠ જમે તે આગમજ પોતેજ કંઈ ચીજ જમી જવાનો ઠરાવ કીધો. મરઘીની એક ટાંગ તેણે મોટા સંતોષથી હજમ કીધી અને પછી આગાની આગળ સુફરાઉપર એકજ ટાંગ સાથની મરઘી લાવી મુકી. આગાએ જ્યારે એક ટાંગ સાથની મરઘી દીઠી ત્યારે તે આ મુજબ બોલ્યો કે—

બેત—"મેરી અક્કલ ઇસજા પે હેરાન હે
કે ઇસ મુર્ગકી એક ક્યું રાન હે?"

નોકરે જવાબ દીધો કે—"ખોદાવંદે નેયામત, ઇસ મુર્ગે નાલાયકકી એકી ટાંગ થી!

બેત—"મેરા ઇસમે હરગેજ નહીં હે કસુર,—
જો થા ગોસ્ત સો આપકી હે હજુર."

નોકરની આ બેઢંગી વાતથી મીરજાને ગુસ્સો ચહડયો. તેણે તેને ધમકાવી કહાડયો કે—"અએ .મુજી, એક ટાંગકા મુર્ગ કંઈ જેહાનમે હોતા હે?"

નોકરે જવાબ આપ્યો કે—"જનાબે અલી, સુફ્રેપર દેખ લીજીયે—એક ટાંગકા મુર્ગ જેહાનમે હે કે નહીં? ઇસ મુર્ગકી એકી ટાંગ થી!"

આગાએ નોકરની આ હુજતખોરી તકરાર ઉપર અફસોસ કરી વધુ પંચાતી કરવાનું મોકુફ રાખ્યું. ત્યારબાદ એક દીને આગા અને નોકર બજારમાં ફરવા નીકળ્યા ત્યાં એક ગ-

લીમાં એક મરઘી પોતાનું ડોકું એક પાંખમાં ઢાંકી એક ટંગડી ઉંચી કરીને એક પગે ઉભી હતી. તેનાઉપર પેલા ખંધા નોકરની નજર પડતાંજ તેણે આગાને સવાલ કીધો કે— "મીરજા સાહેબ, દેખ લીજીયે! દુનીયામે એક પાઉંકી મુર્ગી નહીથી સો દેખ લીજીયે! કેસી મુર્ગી એક ટાંગસે ખડી હે?"

મીરજાએ તુરતજ ટચાકડી ફોડી અને પેલી મરઘીએ પોતાની ઉંચી કીધેલી ટાંગ પાછી નીચે કીધી અને બંને પગે ઉભી રહી. આ જોઈ આગાએ નોકર ઉપર લેઆનત નાખી અને તેની આગળી તકસીરને માટે ફરીને ઠપકો આપ્યો. પણ નોકર હાજર જવાબી હતો તે બોલ્યો કે—"આગા સાહેબ, અબી તુમ જાદુઈ સીખે હો, ઇસિવાસ્તે જાદુઇસે એક પાઉંકી મુંર્ગીકું દો પાઉંકી બના દાલી હે. ઉસ રોજ સુફરેપર કયું ટચાકડી નહીં ફોરી કે એક ટાંગકી દો ટાંગ હો જાતી, જીસકે હોનેસે આજ મેં શર્મીંદા હોતા નહીં?"

* * * *

## પહાડ ફાડીને ઉંદર નીકળ્યો!

કેટલાંક વરસોની વાત ઉપર પેરીસમાં જાતજાતનાં બલુનો બનાવવા અને તેમાં ઉડવાનું લોકોને જબરૂં ચટક લાગ્યું હતું. એક દીને એક બલુનનો મોટો તમાશો થનાર હતો, તે આગમજ તપાસને ખાતર તે બલુનને હવામાં અખ્તરા દાખલ ઉરાડી જોવામાં આવ્યું, જે બહુ ઉચું ચહડયું અને તમાશગીરોની નજરમાંથી ગેબ થઈ ગયું.

હવે એજ દીને એક સુંદર સ્ત્રી પોતાનાં એવાનમાં પોતાના

કસબ જેવા વાળ હોડતી હતી અને બહાર ફરવા જવા માટે ઠઠેરો કરતી હતી. આ વખ્તે તેની બાગ તરફની બારી ઉકલાટને લીધે ખુલ્લી હતી અને તેમાંથી ખુશનુમા પવન એવાનમાં ફરી વળ્યો હતો. એજ વેળા પવનની જોડે બારીવાટેથી એક મર્દ કંઈકિ સુસ્વાટા સાથ દાખલ થયો. આ બનાવ જોઈ પેલી અબળા ગભરાઈ ગઈ, તેણીએ પેલા અજાણ્યા શખ્સને તેની ઠપકાલાયક બલકે પાપી વર્તણુકને માટે સખ્ત ઠપકો દીધો અને તેને એકદમ પાછો ફરવાની તાકીદ કીધી. પણ આ શીખામણ નહીં માનતાં પેલો તો તે સ્ત્રી તરફ ધસી ગયો, પણ તેણીએ તેને એક અછાટો મારી પોતાની નજદીક આવતો અટકાવ્યાથી તે ધણી પાસેજ પલંગ બીછાવેલો હતો તે તરફ જઈ, છુપાઈ ગયો.

આ બનાવ બને તે આગમજ ઉપલી સ્ત્રીના ખાવંદને તેણીની પાક દામાન બાબે શક બેઠો હતો, અને એવામાં જ્યારે તેણે પાસેના ઓરડામાંથી પોતાની સ્ત્રીને ગભરાતી અને પેલા અજાણ્યા ધણીને પાછો ફરવાની વિનંતી કરતી સાંભળી ત્યારે તે સમજ્યો કે તેણીનો દોસ્ત આવ્યો છે અને ખાવંદ હાજર છે માટે પાછો ફરવાની તેણી તેને અરજ કરેછે. આ ઉપરથી તે ખાવંદે આખું ઘર અને આડોશીપાડોશી મેલવ્યા, બારીબારણાં અને દરવાજા બંધ કીધા, નોકરોને ફરમાવ્યું કે કોઇને બહાર જવા દે નહીં, અને પછી હાથમાં બે ધારની ચળકતી શમ્શેર લઇને તે પોતાની સ્ત્રીના ઓરડામાં ધસ્યો અને સોગંદપર સોગંદ ખાવા લાગ્યો કે "હું તે બદબખ્ત ચોરનું ખુન રેડ્યા વિના રહેનાર નથી." પ્રથમ તો તેણે પેલા ચંડાળને બહાર નીકળવા અને

પોતાની સામે આવવાની ચાલેંજ કીધી, પણ તેને જ્યારે પેલાએ પટ કીધી નહીં ત્યારે ગુસ્સે થયલો ભર્તાર નેણ ચહડાવી તલવાર ઉઠાવી પલંગ તરફ ધસ્યો, અને એજ વખ્તે જો તેના દોસ્તોએ તેને પકડી લીધો ન હોત તો તેણે તત્કાળ પોતાના હરીફનું ડોકું ઉરાડી નાખ્યું હોત!

બીજી તરફથી ઘરના આદમીઓએ પેલા પલંગમાં છુપાયલા બદમાસના બંને ટાંટયા પકડી તેને બહાર ખેંચી કહાડ્યો. આ જોઈ પેલા છેડાયલા ખાવંદનો મિજાજ પાછો હાથમાંથી ગયો, અને જે પોતે પોતાને પકડી રાખનારાઓના હાથમાંથી છુટીને પોતાના હરીફને એક કારી જખમ કરવા જાયછે એટલામાં તે માણસ જેવો આવ્યો હતો તેવોજ બારી વાટેથી એકદમ સટકી ગયો.

ભર્તાર શરમીંદો થઈ હેબતથી આંખ ફાડી જોતોજ ઉભો. ઘરનાં માણસો અચંબામાં પડ્યાં, અને પેલી જવાન અબળાથી રડાઈ પડાયું. તેણીનો દિલદાર જાણીને જે ધણીને તેનો ખાવંદ કતલ કરવા આવ્યો હતો તે તો કેથું પેલું પેરીસથી ઉડેલું બલુન હતું, જેનો આકાર આદમી રેકો હતો, અને કહે છે કે તેને ફ્રાન્સના નામીચા પ્રજાસત્તાક જોદ્ધા મોટીએના આકારનું બનાવ્યું હતું! બીજે દીને પેલા વહેમી ખાવંદની ફજેતી આખા ગામમાં થઈ અને વર્તમાન પત્રોમાં તેને પૈસે વાંચનારને ખુબ રમુજ મળી.

* * * *

# વીરવૈતાલનાં રમુજી પરાક્રમો.

* ૪ *

## રાણીજીનાં કાવત્રાં.

એક દીને વીરવૈતાલ રાજાસાથ સંવાદ ચલાવતો હતો એટલામાં એક માણસે આવી રાજાને ખબર આપી કે રાણી લાલબા વીરને જોવા અને તેની જોડે વાતો કરવા માંગેછે. વળી તે કાનપર પડી બોલ્યો કે વીરવૈતાલને સ્ત્રીજાત માટે સારો વિચાર નથી તેથી રાણીસાહેબ તેની એ ભૂલ કંઈબી કરીને ભાંજવા માંગેછે.

આ સંદેશાની ખબર રાજાએ વીરને કહી, જે ઉપરથી તે બોલ્યો કે "એમાં મને કાંઈ સાર જણાતો નથી. રાણી તરફના પેગામ રૂડા હોય તેમ ભુંડા પણ હોયછે."

રાજા—તું મનમાં કેમ પાપ રાખતો હઇશ? તારૂં અંતઃકરણ ત્યારે મેલું છે, કેમ?

વીર—ગામડ્યા માણસને દરબારી તેડાંઉપર વિશ્વાસ હોય નહીં.

રાજા—એક નિર્દોષ માણસ તો તોપનાં મહોડાં આગળ પણ બેધડક જાય.

વીર—એક છેડાયલી સ્ત્રી અને એક ભયંકાર આગ એકશોં તોપ કરતાં પણ ત્રાસદાયક છે.

રાજા—જા, વીર, જા, રાણી તને ઈજા દેશે નહીં.

વીર—છાંયડે બેઠેલાને તડકાની શી ખબર?

અંતે કેટલીક મુસ્કેલીથી વીરવૈતાલ સમજ્યો અને રાણી

આગળ ગયો. રાણીને ખબર હતી કે વીર સ્ત્રીજાત વિશે બહુ હલકો વિચાર ધરાવતો હતો. એવો તે કોણ શખ્સ છે તેને જોવા અને પીછાનવા માટે લાલબાએ તેને તેડી મંગાવ્યો હતો, જેને જોતાંજ તેણી ધિક્કારથી બોલી કે—

"ઓહો, એનું માથું જુઓરે! જાણે ભુંડનું ડોકુંજ તો! મુઆનો ચેહેરોબી દૈત્યના જેવોજ!"

વીરવૈતાલ સાંભળે તેમ રાણી બોલી હતી, પણ વીરે કશો ઉત્તર દીધો નહીં. પછી રાણીએ પૂછ્યું—

"તારૂં નામ શું રે?

વીર—જેણે નામ પાડયું હોય તે જાણે.

રાણી—તું પોતાને કયે નામે બોલાવેછ?

વીર—કોઈ મને બોલાવે તેને હું જવાબ આપું.

રાણી—ત્યારે હું બોલાવતી નથી તો શું કરૂંછ? આમ બોલતાં રાણીની નજર વીરની પછવાડે ધીમે કદમે આવતી એક દાસી ઉપર પડી, જેને જોઇ તેણીના મહો ઉપર હસવું પ્રગટ થયું. વીર સમજ્યા કે તેની પીઠ પછવાડે કોઈ તેની મસખરી કરવાને તૈયાર ઉભું છે તેને જોઈ રાણી હસેછે. અને ખરેખર પેલી દાસી હાથમાં રાધણીમાંનાં મેળાં પાણીનું તપીલું ભરી લઈ વીરને નહવાડવાની તૈયારીમાંજ ઉભી હતી.

વીર—તમો મને બોલાવોછ ત્યારે તો હું બોલુંછ કે મારૂં નામ વીરવૈતાલ.

રાણી—નામ મુજબ ત્યારે તું કોઈ જાદુગર હોવો જોઇએ?

વીર—મેં જે કંઈ કીધુંછ તે હું જે કંઈ કરી શકું તેની જોડે

સરખાવતાં કંઈ નથી. હું બધી ચીજ પારખી શકુંછ. ભવિષ કહી શકુંછ. તમારી ઉમર, સુખ, દુખ, ઉમેદ સર્વ કહી આપું. વળી ઓરત જાતનાં પેટમાં કેટલો મેલ છે, તેનાં મનમાં તે શું કાવત્રાં રચેછ તે બધું કહી દઉં. આ અબ ઘડી મારી પીઠ પછવાડે જે કાવત્રું રચાયછ ને મને નાહક હેરાન કરવાની તજવીજ થાયછ તે બધું હું જાણુંછ, ને તે તમને અબ ઘડી કહી દઉંછ કે—

વીર આ મુજબ બોલે છે એટલામાં પેલી દાસી ગલીચ પાણીનાં તપીલાં સુધાં ચુપચુપ પાછી ફરી, અને એ રીતે વીર સ્નાન કરતો બચી ગયો. પેલી દાસીનાં મનમાં તેને માટે ઉંચું મત બેહું, અને તેણીએ બીજી દાસીઓને એ વાત કહી તેથી તેઓમાંની કોઈની હીમત વીરને હેરાન કરવામાટે ચાલી નહીં.

પણ આથી તો રાણીનો ગુસ્સો બહુજ ઉસકેરાયો. તેણીએ સઘળી દાસીઓ-ઉપર ખાનગી કહેણ મોકલાવ્યાથી તેઓ હાથમાં જબરા સોટા લઈ દાખલ થઈ અને વીરવૈતાલની આસપાસ ફરી વળી. વીરે જોયું કે હવે તેની કમ્બખ્તી નજદીક છે, તોપણ છટકવાનો એક બીજો વિચાર તેને એકદમ સુઝ પડી ગયો.

"આવો, બાઇઓ, આવો; લગાવો ફટકા મારાં માથાં ઉપર!" વીરે ધીરજથી કહ્યું; "પણ તે આગમજ મારી એક અરજ સાંભળી લો. તમોમાંથી જે બાઇએ રાજાજીને ઝેર દેવાનો વિચાર રાખેલો છે તેણેજ મારા ઉપર પહેલો ફટકો લગાવવો, કેમકે રાજાજી તેનુંજ ડોકું પહેલાં ઉરાડનાર છે!"

આ સખુનો સાંભળતાંજ સઘળી દાસીઓ ફીક્કી પડી ગઈ,

તેમના હાથમાં ઉઠાવેલા સોટા તેઓએ ઉતારી પાડ્યા, અને એકેકની સામુ જોવા લાગી. દરેક જણી સોગંદપર સોગંદ ખાવા લાગી કે તેના સ્વપ્નામાં પણ રાજાજીનો જીવ લેવાનો વિચાર આવ્યો નથી. તે તો તેઓનો પરમેશ્વર છે, ને એવા પુજ્ય દેવતાનો જીવ લેવાની તેઓ શા માટે તલબ કરે?

અંતે ગભરાટથી, ગુસ્સાથી અને નાસીપાસીથી તેઓ દુખી થઈ સોટા નાખી દઈ ચાલી ગઈ, અને એ રીતે વીરવૈતાલ બીજી શીક્ષામાંથી બચી ગયા.

* ૫ *

## રાણીનાં કાવત્રાંપર વીરની ફતેહ.

રાણીસાહેબના ગુસ્સાનો હવે પાર રહ્યો નહીં. પોતાની મતલબમાં બબે વાર પોતે નીષ્ફળ થયાં અને આ બદકાર માણસ ફેલ કરીને છટકી ગયો તેથી તેવણને બહુ લાગ્યું. પછી વિચાર કરીને દરબાનોને બોલાવી મંગાવી કાનમાં કહ્યું કે આ વીર દરવાજાની બહાર નીકળે એટલે તેને એવો માર મારવો કે એનો જીવ નીકળી જાય.

આ ઘુસ ઘુસ પછી થોડેક વારે રાણીએ વીરવૈતાલને પાછો ફરવાની રજા આપી. વીર સમજ્યો કે હજી કંઈ દગો છે અને મહેલમાંથી સલામત ઘેર જવાય એમ નથી. એટલામાટે તેણે રાણીને આ રીતની અરજ કીધી—

"હું ભવિષ વર્તી ચુકોછ કે આપ આજ મારો જીવ લેવાને રાજી થયાં છો. ભલે! પણ એટલી મેહેરબાની કરો કે પેલા દરવાનો મારાં શરીરના ગમે તે ભાગને ઇજા કરે પણ મારાં માથાંને સલામત રાખે."

રાણીએ આ અરજ સ્વીકારી અને પોતાના નોકરોને હુકમ આપ્યો કે દરવાનોને જઇને આમ કહેવું. આ પછી સઘળાઓ રાણીના ઓરડામાંથી બહાર નીકળ્યા એટલે વીરવૈતાલે પેલા નોકરોની આગમજ નીકળી જઈ ઝડપથી લાંબે કદમે ચાલી તેઓને પાછળ પાડી દીધા. હવે જ્યારે પેલા નોકરોએ જોયું કે વીર તો ઘણો આગળ વધી ગયો છે, અને દરવાનો તેને જોતાંજ તેનો જીવ લેશે તો રાણીસાહેબ આપણા ઉપર ગુસ્સે થશે. એટલા માટે દૂરથીજ તેઓએ પોકાર મારીને દરબાનોને ખબર આપી કે "માથું સલામત રાખજો—માથાંને હાથ લગાડતા ના, રાણીસાહેબે ફરમાવેલું છે કે માથાંને ઇજા થાય નહીં."

આ સખુનો સાંભળીને પેલા દરબાનો સમજ્યા જે રસાલો આવે છે તેમાં માથું તે તેનો સરદાર યાને હરોલમાં જે ચાલતો હોય તે." એટલામાટે રાણીસાહેબનો વિચાર ફર્યો હશે એમ સમજી તેઓએ વીરને ચાલી જવા દીધો—તેને છેડ્યો નહીં; પણ પેલા નોકરો પુઠેથી આવી લાગ્યા તેમના ઉપર તુટી પડીને તેમને મરણતોલ માર્યા; તે બાપડાઓએ ઘણાબી કાલાવાલા કીધા તે તેઓએ સાંભળ્યા નહીં. આ સઘળો તમાશો વીરવૈતાલ દૂર ઉભા રહી જોઈ મજાહ મેળવતા હતા.

પોતાના નોકરો ઉપર વિતેલા આ ગજબની વાત સાંભળીને રાણીના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તેણીએ હવે તો કસમ લીધા કે વીરનો જીવ લીધા વિના રહેવું નહીં. તેણી બીજી તક મળે ત્યાંસુધી ચુપ બેઠી.

બીજે દીને વીર દરબારમાં આવનાર ન હતો, કેમકે રાણીનો

તેને બહુ ડર હતો. પણ રાજાજીએ તેને બોલાવી મંગાવ્યાથી તે તેવણુની ગાદીનીપાસે જઇને બેઠો. પછી રાજાએ પુછ્યું—

"કેમ વીર, રાણીસાથે તને કેમ બન્યું?"

વીર—તમે ધારતા હતા તે કરતાં તો ઠીક.

રાજા—દરીયો તુફાની હતો કે?

વીર—નાખોદા હુશીયાર હોય તો તુફાન શું કરે?

રાજા—આકાશ ભયાંનક હતો કે?

વીર—હાજ તો, પણ વાદળ તો બીજા ઉપરજ ગગડયું.

રાજા—વારૂ હવે તુફાન નરમ પડયું છે કે?

વીર—હું પાછો ફર્યો ત્યારે તો ભયંકાર હતું.

રાજા ચેતી ગયો કે રાણી વીરને છોડે એમ નથી. તે તેને બીજા સવાલો પુછવા જાય તે આગમજ એક જણે વચે આવી રાજાને સલામ કીધી. આ ધણી દરબારનો વિદુષક યાને લહુઓ હતો. તો ગોળપત્યાં કદનો, રમુજી ઠીંગુજી હતો. તેણે અરજ કીધી કે વીર સાથ તે સવાલ જવાબ કરવા ઇછે છે અને તેમાં તેને હરાવવા માંગે છે માટે રજા આપવી.

વીર ન સાંભળે તેમ આ વિદુષક જેનું નામ અત્યાનંદ હતું તેણે ઉપલી અરજ કીધી. રાજાએ તે સ્વીકારતાં હસીને કહ્યું કે—"જો વારૂ એમ નહીં બને કે તેના હાથપર તું માર ખાય." અત્યાનંદે કહ્યું કે ફીકર નહીં. પછી પોતાના માથાંપર બે આંગળાં મુકી વિચારમાં તે ફેરા આંટી ખાવા લાગ્યો, એવી મતલબથી કે વીરને હરાવવામાટે મુશ્કેલ સવાલો ભેગા કરવા. આમ કરીને થોડેક વારે તે વીર આગળ ગયો.

હવે વીરને તેમજ સર્વ દરબારીઓને આ સખુનદરાજીની ખબર પડી. વીર પોતે પણ ખંખાર મારી છાતી કહાડી બેઠા, અને દરબારીઓ પણ બંનેનાં શબ્દબાણ જોવા આતુર થયા.

***

## હાજર જવાબ.

સવાલ—શું શેતાન લોકો કહેછે તેવો કાળો છે?

જવાબ—મુદલ નહીં. ચામડી કાળી છે ખરી પણ અંદરથી તો તે તમારા જેવોજ ગોરો છે.

સ૦—કઠણ પાણી તે કયું? અને તે નરમ કેમ થાય?

જ૦—બરફ કઠણ પાણી છે અને તેને ગર્મી આપીયે તો નરમ થાય.

* * * *

## પરીક્ષાની અજાયબીઓ.

ઘણી વેળા આ દેશના કેળવણી લેતાં બાળકોની પરીક્ષાના જવાબો આપવાની ખામી વીશે રમુજી લખાણો થાયછે. પણ ત્યારે નીચલા નમુના વેલાતના હોવા છતાં રમુજ માટે ઓછા ઉપયોગી નથી.

સવાલ—કોલમ્બસ કોણ હતો?

જવાબ—ક્રીસ્ટોફર કોલમ્બસ પહેલવહેલો ઇંગ્રેજ બચો હતો, જે દુન્યાની આસપાસ મુસાફરી કરી આવ્યો હતો.

સ૦—ભુશલાકા એટલે શું?

જ૦—આ એક જમીનનો કકડો છે કે જે જમીનસાથ દરીયાને જોડે છે.

સ૦—પૃથ્વી ગોળ છે તેની ખરી સાબેતી શી?

જ૦—સાબેતી એ કે તે સુરજની આસપાસ ફરે છે.

સ૦—જાડાવાળ કોના હોય?

જવાબમાં એક છોકરે કહ્યું કે જાડા વાળ શેટલંડના ટટુના હોયછે. બીજે કહ્યું કે ડુકરના બચ્ચાંના વાળ વધારે જાડા હોયછે. પણ ત્રીજે છોકરે ઉપલા બંને ખોટા પાડી ઉત્તર દીધો કે સર્વેથી જાડા વાળ સાહુડી અથવા સીસોળીયાંના હોય છે.

સ૦—ઘોડાનું વર્ણન કરો.

જ૦—ઘોડો ઉપયોગી પ્રાણી છે. તે અનાજ ખાયછે. તે એક જાતનું ચોખંડું પ્રાણી છે, જેને દરેક ખુણે અકેકો પગ છે, અને એક છેડે ડોકું છે તથા બીજે છેડે પુછડું છે.

સ૦—નાઇલ નદીનું વર્ણન કરો.

જ૦—આ નદી આખી દુન્યામાં સર્વેથી વખણાયલી એકલીજ છે. તેને ડૉ૦ લીવીંગસ્ટને શોધી કહાડી હતી અને તે મંગોપાર્કમાંથી નીકળેછે.

સ૦—તમે કોઇએ હાથીનું ચામડું દીઠું છે?

જ૦—હાજી.

સ૦—ક્યાં?

જ૦—હાથીનાં દીલપર.

* * * *

## પગપર શું છે?

એક ઉસ્તાદે ચેલાઓને કહ્યું કે જ્યારે હું તમને પુછું કે મારા હાથમાં શું છે? ત્યારે તમારે એટલુંજ નહીં કહેવું કે

'ચાક છે', પણ આખો વાક્ય કહી બતાવવો કે 'તમારા હાથમાં ચાક છે'. હવે હું તમને નવો સવાલ પુછું છું.—'છોકરાઓ મારા પગપર શું છે?'

એક છોકરે ઉત્તર દીધો કે બુટ; બીજે કહ્યું કે મોજાં. પણ શીક્ષકે તેમને ખોટા પાડ્યા. છોકરાઓ વિચારમાં પડ્યા કે ઉસ્તાદના ખાલી પગપર શું હશે તે બુટ મોજાં પહેરેલાં છે તેથી આપણે કેમ જાણીયે? અંતે એક છોકરે બોલી દીધું કે " માસ્ટર સાહેબ, તમારા પગપર આંટણ છે.'

* * * *

## સુધાન ચોર.

એક ગ્રહસ્થ આદમીની પુઠ પકડીને એક ગજવાં કાત્રુએ તેની પૉકેટબુક તફડાવી તે પોતાના વડા ભાગીયાને આપી. આ બીજા ચોરે તેમાંની ખરી નોટો કહાડી લઇ ખોટી મુકી અને પછી તુર્ત જઇને પેલા ગ્રહસ્થ આદમીને તે હવાલે કીધી. તે ગ્રહસ્થે પોતાની નોટો તપાસી જોઇને પેલા ઇમાનદાર માણસનો ઉપકાર માન્યો અને તેને પોતાનું ઘડીઆળ ઇનામ દાખલ આપ્યું.

* * * *

## બોલે શું કે છાપે?

મી૦ જેમ્સ જૉન્સ્ટન ચાલુ સદીની શરૂઆતમાં પાર્લામેંટનો સભાસદ હતો. કહે છે કે તેણે સભામાં પહેલવહેલું ભાષણ કરવાની પોતાનાં મનમાં સઘળી ગોઠવણ રચી હતી અને તેમ કરીને તે ભલાભલાનાં ભાષણોને ટકર મારવાની ઉમેદ રાખતો

હતો. એમ કરતાં તક મળી ત્યારે એક દીને તે પોતાનું ભાષણ કરવા ઉઠયો. મનમાં સઘળું રમી રહેલું હતું—શું બોલવું તે તે સારી પેઠે જાણતો હતો—તોપણ ઉઠયો ત્યારથી તે પાછો બેઠો ત્યાંસુધી તે એક સખુન પણ બોલી શકયો નહીં. તેણે આસપાસ જોયું, ખંખાર માર્યા, મ્હોડું મલકાવ્યું, કોઈ તરફ જોઇને હસ્યો, કોઈ તરફ જોઇને કચવાયો, તોપણ તેના હોઠો હાલ્યા નહીં, તેનું ગળું ઉપડયું નહીં. અંતે તે હવેરો બાહવરો બનીને ગુપચુપ બેસી ગયો. સભામાં આથી બહુ રમુજ થઈ.

પણ સર્વેથી મોટી રમુજ એજ ન હતી. તે વખ્તે "ચકમોની કલબ" ને નામે એક ખાતું સ્થાપેલું હતું. તેને ખબર પડતાંજ તેણે હેંડબીલો છપાવ્યાં અને લંડનના મોહોલાઓમાં નાના છોકરાઓ બુમ પાડવા લાગ્યા કે "મી૦ જેમ્સ જૉન્સ્ટનનું પહેલું વહેલું ભાષણ! પાર્લામેંટમાં જેમ તે બોલ્યો હતો તેમ બોલેબોલ!!" આ પુકાર મી૦ જૉન્સ્ટનની બાયડીને કાને પડ્યો, જે ઉપરથી તેણીએ પોતાના માણસને હુકમ કીધો કે "પેલો છોકરો કોણનાં ભાષણ વિષે કલ્લા પાડે છે? જાની લાવની જોઈએ તો ખરાં." મીશીસ જૉન્સ્ટને બરાબર સાંભળ્યું હતું કે આ ભાષણની બાંગ તેવણના ભર્તારનેજ નામની પડતી હતી તોપણ પોતાનો હરખ છુપાવવાની તેવણે તદબીર કીધી. નોકરે લાવીને હેંડબીલ આપ્યું, જેનું માત્ર ભપકાદાર મથાળુંજ કાળા અક્ષરે છાપેલું હતું; બાકીનું કાગજ તમામ કોરૂં હતું. જે જોઇને શેઠાણીનો મિજાજ• ગયો. પણ નોકર ઠાવકો હતો. તેણે બચાવ કીધો કે "બાઈ, એમાં હું શું કરૂં? કાગજ કોરૂં છે

તેમાં વાંક શેઠનો છે, કેમકે તેવણ જે કંઈ બોલ્યા હશે તેજ આમાં છાપ્યું હશે તો. નહીં બોલ્યા હોય તો શું છાપે?"

* * * *

## નવી જાતની બાદબાકી.

શીક્ષક—જમશુ, એમ સમજ કે ઝાડપર પાંચ પક્ષી બેઠાં છે, જેમાંનાં ત્રણને મેં ગોળી મારી જમીનદોસ્ત કીધાં હોય તો બાકી કેટલાં રેહે?

જમશુ—ત્રણ, સાહેબ!

શીક્ષક—મુર્ખા, પાંચમાંથી ત્રણ તો મેં માર્યાં; માટે બાકી બે રેહે.

જમશુ—બાકી તો ત્રણજ રેહે, સાહેબ; કેમકે તમે ગોળી મારો એટલે જે માર્યાં જાય તેજ રેહે, અને બાકીનાં બે તો ઉડી જાય!

* * * *

## એક લુછાની લાહેરી.

એક જણે એક ગામઠી પહોચખાનામાં જઈ ચાર આનાનું ભોજન માંગ્યું. ભોજન રજુ કરવામાં આવ્યું ત્યારે તે ધણી પોકારી ઉઠયો કે 'નહીં બા નહીં; મને આ ભોજનની જરૂર હોય એમ લાગતું નથી, માટે ચાર આનાનો બેવડોજ આપ.' એકદમ ભોજન ઉઠાવી લઈ જવામાં આવ્યું અને એક ગલાસ ભરીને દારૂ રજુ કીધો, જે પેલો ભોલો ભટાક ગટગટાવી ગયો, અને પૈસા આપ્યાવિના ચાલી ગયો. તુરતજ એક માણસ દોડયું અને પેલાને પકડી પાડી પૈસા માંગ્યા.

"પૈસા? પૈસા શાના ભાઇ? કંઈ ગજેબજે પડેછે કે?" પેલા ભોળાએ ડોળા ફેરવીને વાત કીધી.

"અરે ભાઈ, હમણાજ ચાર આનાનો મેવડો લીધો તેના પૈસા ક્યાં છે?" પેલા માણસે પુછ્યું અને તેને પહોચખાના તરફ ખેંચ્યો.

"હા, વાતતો ખરી. મેં દારૂ પીધો તે કોણ ના કહેછ?" પેલાએ આસપાસ નજર ફેરવીને ઉત્તર દીધો; "પણ ભાઈ, તુંને તેના બદલામાં મેં ચાર આનાનું ભોજન આપી દીધું તે તો ભૂલીજ જાયછ કે?"

"પણ તે ભોજનના પૈસા તેં ક્યાં આપ્યા જે?"

"પૈસા શાના આપું? ભોજન જમું તો પૈસા આપું કની? તે-તો તુંને મેં પાછું આપ્યું. ને પાછું લઇને પૈસા માંગેછ એ તે કઈ જાતની ઇમાનદારી?" આ જવાબથી પેલો માણસ ગુચવાડામાં પડ્યો અને તે તકનો લાભ લઇને પેલો ભોળો ભટાક ત્યાંથી બેમાલુમ થઇ ગયો.

* * * *

## બીચારીની તબીયત સારી નથી!

ડ્યુક ઑવ લિન્સ્ટર એક ધર્મી ઉમરા હતો. એક દિને તેણે એક પડોશનાં દેવળના ધર્મગુરૂને જમવા બોલાવ્યો અને પછી અરજ કીધી કે આવતી કાલે ધર્મગુરૂએ નાસ્તા ઉપર પણ બિરાજવું. ધર્મગુરૂએ કહ્યું કે ડ્યુકનો ઉપકાર થયો, પણ પ્રથમ ફરજ અને પછી ભોજન.

ડ્યુકે પુછ્યું કે "એટલે શું?"

"એટલે એમ કે મારા દેવળમાં વાએજી કીધા વિના મારાથી નાસ્તા ઉપર અવાશે નહીં."

"બરહક છે," ડયુકે ઉત્તર દીધો, અને તેઓ છુટા પડ્યા. સહવાર પડી અને ડયુકે પેલા ધર્મગુરૂને આવતાં વખ્ત લાગશે એમ સમજીને નાસ્તો લેવામાં ઢીલ કીધી. પણ તેને ખબર મળી કે ધર્મગુરૂ સાહેબ તો ટેબલ ઉપર બિરાજી ચુક્યા હતા! ડયુક તેને મળવા દોડ્યો.

"તમને જોઇને બહુ ખુશ છું, મારા સાહેબ;" ડયુકે પેલાને સલામ કરતાં કહ્યું, "પણ ખુશહાલી જોડે મને અચંબો પેદા થાયછે કે તમે આજે એટલા જલદી કેમ?"

"તો તમે નથી જાણતા કે? બીચારીની તબીયત સારી નથી." પેલા ધર્મગુરૂએ ઉત્તર દીધો.

"કોણી બીચારી?" ડયુકે અચરત થઇ પુછ્યું. "તમે પોતે તો પરણેલા નથી; તમારી કોઈ બહેન કે સગી હોય એમ પણ નથી, ત્યારે 'બીચારી' ક્યાંથી આવી?"

"મારા મુરબી," ધર્મગુરૂ મહોડામાં એક મોટો ડબુસો મારી બોલ્યા, "મારાં દેવળમાં એક કલાર્ક, એક મદદનિશ અને તેની બાયડી સિવાય કાળું કુત્રું નથી. હવે આ ત્રણ જણ ભેગાં હોય છે ત્યારેજ વાએજીનું કામ ચાલેછે, ને તેમ નથી બનતું તો અખાડા કરીયે છીયે. હવે આજે મારા મદદનિશની બાયડીને સરકમ થયો છે અને તેણીથી વાયજીમાં હાજર થઈ શકાય એમ નથી, તેથી સેવકે વધારે તકલીફ નહીં લેતાં અતરેજ આવવું દરૂસ્ત ધાર્યું."

* * * *

## પોટળીનો સામાન !

હેનોવર દેશનો અર્નેસ્ટ નામે રાજા હતો તેને દવા વિષે બ-હુજ ધિકાર હતો. એકવાર તે બહુ માંદો પડ્યો અને ઘણા તબીબોએ તેની દવા કરવાની તજવીજ કીધી, પણ રાજાએ કોઇની પણ દવા લેવાની ના પાડી. જો કોઇબી તબીબ દવા કે ભુકી કે ગોળી મોકલતો તો રાજા ફરમાવતો કે "નાખ એને કબટમાં!" રાજાએ તો ધીરજ રાખી અને ભુખો રહ્યો. એથીજ તેને આરામ થશે એમ તે પોતાના મિત્રોને કહેતો, અને તેમજ થયું. તે પાછો તનદરોસ્ત થયો અને પોતાની મ-રજી મુજબનું ભોજન લેવા લાગ્યો. એક દિને તેણે એક નાના ઓરડામાં સઘળા તબીબોની દવા અને ભુકી અને ગોળીઓ હારેદોર ગોઠવાવી, અને પછી તબીબો એક પછી એક મળવા આવ્યા તેમની મુલાકત લીધી.

તબીબો સમજ્યા કે અમારી દવાથી રાજાને ફેર પડ્યો, અને તેથી મલકાઈ મલકાઇને અને હશી હશીને તેઓએ રાજાને મુ-બારકબાદી આપી. રાજાબી હશ્યો અને મલકાયો કે ખોદાએ તેને આરામ બક્ષ્યો. પછી રાજા બોલ્યો કે "વૈદરાજ, એમ ના જાણુતા કે તમારી દવાથી મને આરામ થયો. જુઓ પેલા ઓરડામાં અને ગણો કેટલી બધી દવા છે? એ સઘળી તમારીજ છે કે? શું તમે એમ નથી ધારતા કે જો આ સઘળો ઉકાળો અને જેહેર મેં લીધું હોત તો આજ કેવારનો હું મારા બાપ-દાદાઓને જઈ મળ્યો હોત?"

તબીબો ખસ્યાણા પડી ગયા અને ચાલી ગયા.

* * * *

## "સારાં માણસને જોઇને નાખજે!"

એક આબરૂદાર મીરજા પોતાનાં મકાનમાં મિત્રોસાથ ચોસર ખેલતો હતો એટલામાં એકની નજર ખુણામાં પડેલા કચરા ઉપર પડતાંજ અરજ કીધી કે આ કચરો કહાડી નખાવવો. કચરો કેમ પડી રહ્યો તે બાબે શેઠે મિજાજ ખોયો અને પછી નોકરને ફરમાવ્યું કે "સઘળો કચરો બારીએથી ફેંકી દે, પણ ખબરદાર! કોઈ ઇજતદાર આદમીને જોઈ તપાસીને નાખજે."

નોકરે માફ માગી અને સઘળો કચરો તોપલીમાં ભરી કોઈ ઇજતદાર આદમીને આવી પુગવાની વાટ જોતો બારી આગળ ઉભો. એટલામાં દૂરથી એક સવાર ઘોડો દોડાવતો આવતો જણાયો. તેને જોઈ નોકરે વિચાર કીધો કે "આ માણસ કોઈ સરકારી ઓધેદાર જેવો અને વળી ઇજતદાર છે માટે તેના ઉપર કચરો નાખું તો ઠીક, કે મીરજા પણ તેથી ખુશ થાય અને મેં હુકમ મુજબ કામ બજાવેલું કહેવાય."

આમ વિચાર કરેછે એટલે પેલો સવાર બારી આગળથી પસાર થયો અને તેજ વખ્તે પેલા એહમકે આખી તોપલીથી તેને વધાવી લીધો, તથા પેલા સવારે ઉંચે જોતાંજ પોતે તેને આદાબથી સલામ કરી બારીઆગળ ઉભોજ રહ્યો. આ ઉપરથી તે સવારે નિચેથી પોકાર મારી કહ્યું કે "અએ નીચ! રસ્તેમેં કોઈ શોરફા ઓર અછે આદમીકુ દેખતા નહીં ઓર કચરેકા તોકરા ફેંકતા હે?"

આનો ઉત્તર પેલા બુબખે બારીએથી આપ્યો કે "અએ મુજી, ક્યા બક રહા હે? મેને તો મેરે મીરજાકે હુકમસે તુજકુ

ભલે ઓર મર્દ આદમી સમજકે તેરે ઉપર તોકરા ફેંકા. અ-ગર મેં એસા સમજતા કે તું કોઈ લફંગા આદમી હે તો મેં કબસે તેરે જેસે અછે આદમીકી રાહ દેખતા નહીં ને કબસે કચરા દાલકે ચલા ગયા હોતા. લેકીન મુજે મેરે મીરજાકા નમક હલાલ કરના જરૂર થા, ઇસવાસ્તે તુજ જેસે ખાનદાનીકી રાહ દેખની પરી!"

પેલા એહમકના આવા ગુસ્સો ઉપજાવનારા સખુનોથી પેલા સવારે બદન ઉપરનો કચરો સાફ કરતાં કરતાં પોકાર મારીને કહ્યું કે, "મુજી! કોનસા એસા બરા તેરા મીરજા લશ્કરી સ-ફકા જનરલ હે કે શોરફા આદમીઓકે સિરપર કચરા દલાવતા હે? બોલાવ ઉસકુ મેરે નજદીક. પુછું તો સહી કોણસા બરા મીરજા હે? બોલાવ જલદી!"

"અછા, બોલાતા હું," એમ કહીને પેલો બેવકુફ નોકર શેઠ આગળ ગયો અને કહ્યું કે "મીરજા સાહેબ, ખીરકીકે નીચું કોઈ અશ્રાફજાદા આયા હે સો આપકુ બોલાતા હે."

મીરજા ગભરાઈ, રમતમાંથી ઉઠી, બારીએથી ડોકું બહાર કહાડી જુએછે તો પેલા સવારે મોટા તગાદા સાથ ગડબડ મચાવી કહ્યું કે—"અએ મીરજા, તું કોણ એસા પાદશાહકા દામાદ હે કે અછે ઇજતદાર લોકોકુ દેખકર એસી બેઅદબીસે કચરા ફેંકવાતા હે? બેશરમ! અબી તેરા મીરજાપણા ભુલા દેતા હું, નીચે આ?"

આ શરમ ભરેલી વાત સાંભળી મીરજા પશેમાન થયો. પેલા છેડાયલા સવારના તે કાલાવાલા કરવા લાગો કે—"ઓ સાહેબ,

બંદેસે કભી એસા નાસાએસ્તા હુકમ આદમીકુ કરનેમે આયા નહીં હે. એ નામાકુલ આદમી ગલત બોલતા હે."

પોતાના શેઠનો આવો હુકમ સાંભળીને નોકર તેને કહેવા લાગ્યો કે "અએ બેઇમાન મીરજા, તુંને મુજે હોકમ નહીં દીયા થા કે ભલે ઓર અછે લોકકુ દેખકર કચરા ફેંકીયો? અબ જુઠ બોલતા હે કે મેને હોકમ કબ દીયા થા? મેં કેહતા હું કે તુંમને હુકમ દીયાથા ઉસકા તીન સાહેદી હે, જો આપકીસાથ ચોસર ખેલતે થે; ને અબ ફીરજાતે હો કે હોકમ નહીં દીયા થા? શરમકી બાત હે!"

નોકરની આવી બેઢંગી વાતથી પેલો મીરજા તો શર્મીંદો થઈ ગયો. તે બોલ્યો—"બેઅદબ, મેને તો એસા કહા થા કે ભલે આદમીકુ દેખકર ફેંકીયો; યાને કીસીકે સિરપર નહીં ગીરે."

"કીસીકે સિરપર નહીં ગીરે એ તો આપને અભી કહા," નોકરે તુરત જવાબ આપ્યો; "અવલસે કહા હોતા તો ભલે આદમીકી મેં રાહભી દેખતા નહીં ને જલદી કચરા ફેંક આતા. અબ ઇસિમેં મેરી કયા કસુર હે?"

મીરજાએ પોતાના એહમક નોકરની ઉંધી બુદ્ધિઉપર અફસોસ કરીને પેલા સવારને નમનતાઇથી અરજ કીધી કે "ખાં સાહેબ, જો કસુર હુવા હે સો મેરેસે સમજ કર માફ કરના."

આ પછી સઘળા છુટા પડયા.

* * * *

## કર અને જો.

એક પહોંચખાના આગળ મુસાફરોનાં ગાડાનો ટપો પૂરો થઇ

ત્યાં નવાં ગાડાં બદલાતાં અને ઘોડાની ફેરબદલ થાય એટલા વખ્તમાં મુસાફરોને ભુકબાચક પહોચખાનામાં ખાઈ લેવાનું બનતું હતું. પણ આ મુસાફરખાનાનો માલેક કોઈ બડો લુચ્ચો હતો. મુસાફરો કનેથી તે ભોજનનો રૂ ૧) ફી લેતો હતો તોપણ તે તેમને પુરૂં પાધરૂં જમવા દેતો ન હતો, કેમકે તે બાપડાઓ લાંબી મંજલેથી થાકેલા આવી પેટ ભરીને જમવા તો પામતાજ ન હતા, પણ બે ચાર નવાલા ખાધા નહીં ખાધા એટલામાં તો "ચાલો—ચાલો" ને "ઉઠો—ઉઠો" ની ચેતવણી મળતી હતી. અને તેમ જો મુસાફરો એકદમ ઉઠી ઉભા થતા નહીં તો ગાડી ચાલી જતી અને તેઓ રહી જતા હતા. તે કંઇ રેલવેનો જમાનો ન હતો, માટે મુસાફરો બે ચાર ગાળો દઇ, ફફડી ચટકીને ઉઠી ઉભા થતા, રૂપીયો ડહામ દેતા અને ગાડીમાં ચહડી બેસતા હતા. હવે તે આખા રસ્તા ઉપર મુસાફરી કરનારાઓ ઉપલાં પહોચખાનાવાળા વિશે એક આવાજે ફરીયાદ કરતા અને એમજ અન્યાય મુકતા કે તે અમને પૂરૂં પાધરૂં જમવા દેતો નથી ને અમારા પૈસા પડાવી લેછે. એવીબી બૂમ હતી કે ટપાવાળાઓ સાથ તે મળેલો હતો અને જેટલા વીસામાની જરૂર હતી તેટલોવાર તેઓ થોભ્યાવિના એકદમ ગાડાં ઉપાડી જવાની ઉતાવળ કરતા અને તેથી ઉપલા લુચ્ચા મુસાફરખાનાવાળાને તડાકો પડતો હતો.

હવે આ પહોચખાનામાં એક દીને પેલા લુછાને માથેનો કોઈ મુસાફર આવી ચ્રહડ્યો. તે બીજાઓ જોડે જમવા બેઠો એટલામાં એક જણે આવી કહ્યું કે જમવું હોયતો જલદી જમી લેવું,

કેમકે નહીં તો તેઓ જમવાથી તેમજ મુસાફરીથી રહી જશે. આ ધણીએ પહોચખાનાવાળાની લુચ્ચાઇની વાર્તા કીધી તે ઉપરથી સઘલા જણ ગભરાયા, પણ પેલા ખંધા શખ્સે શરત મારી કે "હુ તો ખરો કે મારા સોલેસોલ આનાનું ભોજન લેઉં, અને બને તો તમો સઘલાઓની વીટીનુંબી જમી લેઉં, અને પછીજ હંઇથી ઉઠું"

"હા, પણ ત્યારે બીજા ચાર દહાડાસુધી તમને હંઇજ થોભવું પડશે."

"મુદલ નહીં; હું તો ખરો કે તમો સઘલાઓની સાથેજ ગાડીમાં બેસું!"

આ વાત ચાલે છે એટલામાં ગાડાંવાળાએ સીશોલી વગાડી અને "ઉઠો—ચાલો" ના પોકાર થયા. સઘળા સઘળું જ્યાંનું ત્યાં નાખીને ઉઠી ઉભા થયા, પણ પેલો માથેનો ધણી તો કંઇ જાણતોજ નહીં હોય તેમ જમવામાં મશઘુલ રહ્યો. તેને પહોચખાનાવાળાએ આવી ચેતવણી આપી, પણ તેની દરકાર વિના તે શખ્સે તો રકાબીઓ સાફ કરવા માંડી. ગાડી ચાલી ગઈ તેનીબી દરકાર વિના તેણે એક પછી એક ચોતરફ હાથ મારીને બન્યું એટલું પાસ કરી આપ્યું. તેણે ઇંડાં, મટન, માછલી, મરઘી વગેરે ચાંપ્યાજ કીધું અને ફરીફરીથી મંગાવ્યા કીધું. કૉફી પીધી અને વળી ફરીથી ખાધું. પહોચખાનાવાળોબી કંટાળી ગયો. તે સમજ્યો કે આ કોઈ માથાનો મળ્યો ખરો. અંતે પેલાએ દુધ માગ્યું તેબી લાવી આપ્યું. હવે તે ગરમ હોવાથી ચમચો માંગ્યો. પણ આખી ટેબલ ઉપર એક નાકેથી બીજે નાકેસુધી

તપાસ કરતાં એકબી ચમચો હાથ લાગ્યો નહીં! નોકરોના દિલમાં ધાસ્તી પેઠી; પહોચખાનવાળાના હોશકોશ ઉડી ગયા, કેમકે ટેબલ ઉપર ચાર ડજન ચમચા હતા અને તે સઘળા રૂપાંના હતા. અંતે પેલા ખંધાએ કહ્યું કે જેઓ જમતા જમતા ઉઠી ગયા તેઓ ચમચા ઉપાડી ગયલા હોવા જોઇએ. આથી મુસાફરખાનાવાળાની આંખ ઉઘડી અને તેણે એક ચાલાક ઘોડાઉપર સવાર કરી એક નોકરને ગાડીની પુઠે દોડાવ્યો. ગાડી ત્રણ માઇલ દૂર ચાલી ગઈ હતી તોપણ ચમચાની ચોરીની વાત સાંભળતાંજ અને બંને એકેકના મળતીયા હોયાથી ગાડીવાળાએ ગાડી પાછી પહોચખાના તરફ ફેરવી.

ગાડી આવી પુગતાંજ પેલો ખંધો શખ્સ તે ઉપર ચહડી બેઠો અને પોતાના મિત્રોને આંખ મારી સલામ કીધી. પહોચખાનાવાળાએ પુછ્યું કે "આ સઘળાઓમાંથી કોણે ચમચા ચોર્યા છે તે દેખાડી આપ."

ત્યારે તેણે જવાબ દીધો કે—"શેઠ, શું તમે એમ સમજોછ કે પથર જેવો રૂપીયો તમે શીનો લીધો તે છતાં ભોજન લીધાવિના હું હંઇથી પાછો ફરૂં? તમારા ચમચા કંઈ ચોરાયા નથી. જાઓ, જઈને જુઓ, કાશીનાં તપીલાંમાં તે સઘળા અનામત છે! —ચલાવ ગાડીવાન, હવે ખોટી કોણની?"

સઘળા અચરત થયા. મુસાફરખાનાવાળો બહુ ફફડ્યો; ગાડીવાનના ખભરાટનો પાર રહ્યો નહીં; પણ આખે રસ્તે પેલા ધણીએ પોતાના મિત્રોની ખુશાલી વચ્ચે સઘળો કિસ્સો કહી સંભળાવી તેમની વાખવાખી મેળવી.

* * * *

## લેટિન લેબાસમાં ઈંગ્રેજી.

નિચલી કવિતા નામીચા ડીન સ્વીફ્ટની બનાવેલી છે. તે લેટીન ભાષામાં હોય એમ લાગે છે, પણ એક હુશીયાર ઈંગ્રેજી જાણનાર વિદ્યાર્થી પણ વગર લેટિન શિખવે આ કવિતાઓ ઉકવાળી શકશે:—

A Love Song.

Apud in is almi de si re,
Mimis tres I ne ver re qui re,
Alo veri findit a gestis,
His miseri ne ver at restis.

To My Mistress.

O mi de armis tres,
Imi na dis tres.
Cantu disco ver
Meas alo ver ?

Moll.

Mollis abuti,
Has an acuti.
No lasso finis,
Molli divinis.

* * * *

## ખાસ્સો સપડાયો !

ધારાના હીમાતીઓ કેટલીક વખતે બહુ દમ કસેછે. એક વેળા એક તબીબની ઉલટપાલટ તપાસ લેતાં એક બેરીસ્ટરે તેને પુછ્યું કે.—“ તમે તબીબ છો તો વારૂ જોઉં મને જણાવોની કે તમારાં કેટલાં ધરાકોને તમે જમીનમાં છ ફુટ ઉંડાં દટાવાની ફરજ પાડી છે ?

બેરીસ્ટરની મતલબ એ કે તમે કેટલાં જણુને મારી નાખ્યાં છે ? પણ આ મુશ્કેલ સવાલનો જવાબ પેલા તબીબે બહુ આ-

સાનીથી પુરો કરચો અને જેવો જોઇયે તેવો વાળી આપ્યો.

"મેં કેટલાં ઘરાકોના જીવ લીધા તે તો હું જાણુતો નથી, સાહેબ. પણ હું ધારૂં છું કે તેમની સંખ્યા તમારાં જેટલાં ઘરાકોને તમે જમીનથી છ ફુટ ઉંચાં લટકાવ્યાં છે તે કરતાં તો ઓછી હશે!"

* * * *

## બારીસ્ટરને ગળી જનાર સાક્ષી.

એક બીજા દમ કશનાર બેરીસ્ટરને એક સાક્ષીએ આવોજ રોકડો જવાબ આપ્યો હતો.

બેરીસ્ટર—તું શું ધંધો કરેછ?

સાક્ષી—હું એક બુઢ્ઢો ખલાસી છું.

બે૦—હાલ શું કરેછ?

સા૦—મોચી છું. જોડાને ઠીગડાં મારૂં છું. લુહાડનું પણ કામ કરૂં છું, અને ઢોરોની દવા કરૂછું.

બે૦—તું મેળામાં જઇને કંઈ ઢોંગધતુરાબી કરેછની?

સા૦—મેળામાં હું તીખી બીસ્કોટને બીજું પરચુરણ વેચુંછ, તેમજ કંઇક ઢોંગધતુરાબી કરૂંછ ખરો.

બે૦—વારૂ એક બે એવા ઢોંગ હંઈ કરી બતાવની.

સા૦—તે કરવાની આ જગા નથી. પણ જો તમારાં બોડકાં માથાં ઉપર બાલ નથી તેથી તમે બાલની તોપી પેહેરીછ તે જો કાહાડી નાખો ને માથાંઉપર ચરબી ચોપડાવો તો પછી હું તમને આખાને આખા ગળી જાઉં, કે ફરીથી તમો કોઇને હેરાન કરો નહીં!

* * * *

# વીરવૈતાલનાં રમુજી પરાક્રમો.

* ૫ *

## વિદુષક ઉપર વીરની ફતેહ.

ભર દરબાર મળી છે. રાજા અમરસિંહ ગાદીએ પાન ચાવતા બેઠા છે. તેમના ભાયાતો અને ઠાકોરો અને બીજા સભાજનો આસપાસ મંડળી થઈ બેઠા છે. રાણી લાલબા પરદા પછવાડે પોતાની સાહેલીઓ સાથ વીરવૈતાલ ઉપર દાવ લેવાના વિચારમાં મસલત ચલાવેછે. એટલામાં પેલો ઠીંગુજી વિદુષક જે માથે હાથની આંગળી ટેકવી હંઇથી તહીં ફેરા આંટી ખાતો બહુ વિચારમાં પડી ગયો હતો તે ખડખડાટ હસી પડચો. તેનું હસવું તે આખી સભાનું હસવું. સર્વ કોઈ તેને હસતો જોઈ હસી પડ્યા—રાજાજી પોતેબી હસી પડ્યા, અને બીજી તરફથી રાણી લાલબા પણ સાહેલીઓ સાથની મસલત પડતી નાખી સર્વ કોઇને હસતા જોઈ પોતે પણ હસી પડ્યાં. તેમને જોઈ સાહેલીઓએબી હસવા માંડયું.

આ રીતે સર્વ કોઈ હસ્યાં, પણ એક જણ હસ્યું નહીં. તે આપણા વીર હતા. તે રાજાજીપાસેજ બેઠા હતા. તે જેવા હતા તેવાજ ગંભીર બેસી રહ્યા. વિદુષક અલ્યાનંદ કાં હસી પડચો તેની તેને દરકાર ન હતી, તો જોકે વિદુષક તેને સવાલો પુછી બાબત કરનાર હતો એ ખબર સાંભળીને રાણી પોતે પણ દરબારના પાછલા ભાગમાં આવી બેઠેલાં તે જાણતો હતો.

હવે વિદુષક હસતો હસતો આખી દરબારમાં ફરી વળ્યો અને પછી વીરની પાસે આવ્યો અને તેને ટીકવા લાગ્યો. વીર

તેના સામું નહીં જોતાં મુંડી નીચી કરીનેજ પોતાનાં ધ્યાનમાં બેસી રહ્યો.

"ઉંઘેછ કે જાગેછ?" વિદુષકે પુછ્યું.

"તું જન્મ લે તે આગમજનો હું તો જાગૃત છું!" વીરે આસ્તે રહી ઉત્તર દીધો.

વિદુષક—ઠીક, ત્યારે જવાબ આપ જોઉં; તારી અને ગધેડાની વચ્ચે શો ફરક?

વીર—એક ગજનો! [ત્યાં સભા હસી પડી.]

વિદુષક(માઠું લાગ્યાથી)—કાળી મરઘી ધોળાં ઈંડાં કાં મુકતી હશે?

વીર—કાં કે તારા જેવા ગુલામોની પીઠપર રાજાના સોનેરી જોરબંધના ડામ કાળા પડે છે તેથી! [હસાહસ.]

વિદુષક—રાજાજીના રાજ્યમાં બહુ વસ્તી કોની? આર્ય પ્રજાની કે બીજા ધર્મવાળાઓની?

વીર—તારાં મેલાં વસ્ત્રમાં વધુ વસ્તી કોની? જુની કે માકડ ચાંચડની? [ફરી હસાહસ.]

વિદુષક—કેટલી મુદત થઈ તેં હીંદુ થઇને મદીરાને હાથ લગાડયો નથી?

વીર—તેં જે દીથી કચેરીમાં ખાસડાં ખાવા માંડયાં છે ત્યારથી. [રાજાજી ત્યાં મોટે સાદે હસી પડયા.]

વિદુષક—તું માણસ છે કે પશુ?

વીર—રાજાજીને નહીં કહીશ કે તારો બાપ ગધેડો હતો.

વિદુષક—તારા પ્રપંચો તું ક્યારે છોડીશ?

વીરે—રાજાજીનાં રસોઇખાનામાં વધેલા ટુકડા ઉપર તું ગુજરાણ કરતો બંધ પડીશ ત્યારે.

વિદુષક—તારા જોડા તો મ્હો વકાશી દાંત કહાડે છે.

વીર—એ તો તારા જેવા મૂર્ખાઓને જોઇ હસે છે.

વીદુષક—આ તારી બંદીમાં કેટલાં છીદ્ર?

વીર—બંદીમાં છીદ્ર સારાં, પણ મ્હોડાંપર છીદ્ર માઠાં!

વીરનો આ છેલો જવાબ સાંભળી સકળ સભા હસી પડી, રાજા અમરસિંહે કબુલ કીધું કે વીર જીત્યો અને વિદુષક હાર્યો. વીરે છેલા ઉત્તરમાં સાચું કહ્યું હતું, કેમકે વિદુષકનાં મ્હોડાં ઉપર શિતલાનાં ચાઠાં હતાં. આ જવાબથી તે સ્તબ્ધ થઇને ઉભોજ રહી ગયો અને તેની હાંસી થઇ. સર્વ કોઇ ઉપલા સંવાદમાં વીરની જીત થયલી જોઇ રાજી હતા—એકલી રાણીજ વિદુષક માટે બળાપો કરતી હતી.

પણ આ સર્વ વિજયથી ફુલી નહીં જતાં વીરે પોતાના શત્રુ ઉપર એક જુદીજ કિસમની અલાપ લેવાનો મનથી મનસુબો કર્યો. સવાલ જવાબ ચાલતાં તેનાં મુખમાં બહુ થુક ભેગી થઇ હતી. જો તે દરબારમાંજ થુકે તો તેને ધકા મારીને કહાડી મુકવામાં આવે. જો મ્હોમાંજ રાખી મુકે તો તેના જેવા બોલીદરાજને મ્હોડું બંધ કરી રાખવાનું રૂચે નહીં. આ ઉપરથી તેણે રાજાજીને પુછ્યું કે "મારે કયાં થુકવું?"

રાજા—રસ્તાપર.

આ ઉપરથી વીર ધીમેથી ઉઠયા અને ધીરે ધીરે ચાલીને પોતાનો હરીફ જ્યાં દુખી થઇ બેઠો હતો ત્યાં ગયા. બાપડો વિદુષક બહુ ઝંખવાનો પડી ગયો હતો, માટે માથેથી પાઘડી

ઉતારી પગો ઉંચા ચહડાવી તે આસપાસ હાથો વિંટાળી બેચેન બેઠો હતો. આથી તેનું બોડું માથું નાળીયેરના તરોપા જેવું દીસતું હતું. પણ વિદુષકનું તાળક પડેલું હતુંતે થી તેનાં માથા ઉપર જોકે બેચાર હજામતના વાળ વધી ગયા હતા તોપણ વચ્ચે બાલવિનાનો એક માર્ગ પડેલો હતો.

હવે વીરવૈતાલે ધીમેથી વિદુષકની પાસે જઈ તેનાં આ ઉઘાડાં માથાંના બરાબર તાળક પડેલા ભાગ ઉપરજ પોતાનું ભરેલું મહોડું ખાલી કીધું! આ જોઈ સર્વ સભાસદો પાછા સડસડાટ હસી પડ્યા, અને બાપડા વિદુષકની તો જબરી લેવડી થઈ. પણ આ નામોસી તે રમુજી માણસથી ખમી શકાઈ નહીં. તે બહુ રીશે બરાયો, તોપણ વીર ઉપર હાથચાલાકી નહીં કરતાં તેણે રાજા આગળ તેની માઠી વર્તણુક બાબે બહુ કડવી ફરીયાદ કીધી, જેમાં રાજા અમરસિંહને કેટલીક સચાઈ માલુમ પડ્યાથી તેણે વીર પાસે ખોલાસો માંગ્યો, અને વીરે તે આ મુજબ આપ્યો:—

"રાજાજી, તમે મને રસ્તાપર થુકવાની આજ્ઞા આપી; હવે દરબારની બહાર રસ્તો શોધવા જાઉં તે કરતાં વિદુષકના તાળક પડેલાં માથાં જેવો પાસેનો રસ્તો હું કેમ કરી છોડી દઉં? મહારાજ, આપણામાં કહેવત છે કે "તાળક પડેલું માથું તે જુને જવાનો માર્ગ છે." હવે જ્યારે તેવા રસ્તાઉપર હું થુકયો, ત્યારે તેમાં મારો શો અન્યાય, મહારાજ?"

આ ખોલાસો આખી દરબારે પેટ પકડીને કબુલ રાખ્યો; અને રાણી કે વિદુષક ગમે એટલાં દુખી થયાં તોપણ રાજાએ વીરની તકસીર માફ કીધી અને વિદુષકને વાજબી સજા થયલી જાહેર કીધી.

***

## ઉલટો સ્વપ્નો.

એક લશ્કરી અમલદાર અને તેની બાયડીને એક ભીખારી સ્ત્રી હમેશ કંટાળો આપતી હતી. એક દિને તો તેણી તેમને બહાર નીકળતાં જોઈ આગણાં આગળ ઉભી રહી દુઆ દેવા લાગી અને બોલી કે "મોટાંબાઈ સાહેબ, તમને આજે ખદાય ઘણું આપશે, ને મોટા શેઠ સાહેબનેબી આજે ઘણી રોજી મળશે. આજ રાતે મેં સપનો જોયો જે મારાં બાઈસાહેબે મને એક રૂપીયો અને શેઠ સાહેબે એ રૂપીયાની ખેરાત કીધી છે."

"બાવા, માફ કરો. શું તું જાણતી નથી કે સ્વપ્નામાં તો આપણ જે જોઇયે તેથી ઉલટુંજ બને છે?" પેલા અમલદારે કંટાળીને પીડા કહાડવામાટે કહ્યું. પણ પેલી ભીખારડીતો તેને માથેની હતી.

"એમ કે, મોટા શેઠ? ત્યારે તો બાઈ સાહેબ એકને બદલે બે રૂપીયા આપશે, ને મોટા શેઠ એક રૂપીયો આપશે!"

* * * *

## એક અમેરીકન વીશનખી.

એક ખુબસુરત અને શરમાઉ આશરે ૧૯ વરસની અમેરીકન છોડી જીંદગીનો વિમો ઉતારવાની પહેડીના આડતિયા કને ગઈ અને પુછ્યું કે ૬૭ વરસની ઉમરનાં માણસો ક્યાંસુધી જીવેછે તે તેણીને તેવણ કહી શકશે?

પેલાએ પોતાની પહેડીની મદેહ નજર બતાવી તેમાં જોઇને ઉત્તર દીધો કે "બાઈ, એટલી ઉમરના મર્દો. બીજાં ૧૧ વરસ, ૩ મહીના ને ૧૬ દહાડા જીવી શકેછે."

"ત્યારે હું એટલી ઉમરના એક મર્દની જીંદગીનો વિમો કેટલી રકમ માટે ઉતરાઉં?" પેલીએ પુછ્યું.

"ગમે એટલી રકમ માટે. તમારે ગમે તો ૫૦૦૦૦ ડૉલરનો ઉતરાવોની!"

"ઠીક છે, ત્યારે તો હું તેને પરણીશ," પેલી બોલી; પણ તેણીની ભુલ ભાંગીને આડતીયાએ કહ્યું કે—

"બાઈ, તમે વિમો ઉતારવાની વાત કરતાં કરતાં પરણવા ક્યાં ગયાં?"

"અલબત, હું મી૦ ડૉકીન્સને પરણીશ, પણ વિમો તમે ઉતારજો. તેની વયે ૬૭ વરસની છે અને તમે કહોછો તેમ તે બીજાં ૧૧ વરસ જીવશે. તમે ૫૦૦૦૦ ડૉલરની રકમે વિમો ઉતારવા તૈયાર છો? ઠીક છે. જો ૧૧ વરસ પછી મી૦ ડૉકીન્સ મરી જશે નહીં તો આ સઘળી રકમ તમોએ મારે હવાલે કરવી!" આમ બોલીને પેલી વીશનખી પેલા અચરત થતા એજંટને નમીને સલામ કરી ચાલી ગઈ.

* * * *

## "જેહનમમાં જા!"

કેટલાંક વરસોની વાત ઉપર ઈસ્ફહાનમાં એક એવો ધણી હાકમી ચલાવતો હતો કે જેનો ભાઇ હાજી ઇબ્રાહીમ તેહરાનનો વજીર હતો, અને જેના બીજા ખેશીઓ ઇરાનમાં જુદા જુદા મોટા ઓહ્દાઓ ઉપર હતા. એક દિને એક દુકાનદાર ઇસ્ફહાનના આ હાકમ કને ગયો અને દલગીરી સાથ જણાવ્યું કે મારાથી તમારો નવો છાપો ભરી શકાવાનો નથી. હાકમે કહ્યું કે "આખું શેહેર ભરે છે તેમ તું ભર, નહીં તો ઇસ્ફહાન છોડી જા."

"ઇસ્ફ્હાન છોડીને હું ક્યાં જાઉં?" પેલો દુખી માણસ બબડયો.

"શીરાઝ જા, નહીં તો કાશાનમાં કાળું કર!" હાકમે તરડાઇને ઉત્તર દીધો.

"પણ બંદે નવાજ, શીરાઝમાં તો તમારા ભત્રીજા રાજ ચલાવે છે અને કાશાનમાં તમારા ભાઈ હાકમી ભોગવે છે!" પેલા દુકાનદારે કરગરી બંને હાથ જોડીને કહ્યું.

"ત્યારે નામવર શાહ કને જઇને ફરીયાદ ઉઠાવ," હાકમે મિજાજ ખોહીને સલાહ આપી.

"પણ ત્યાં મારૂં કંઈ ચાલવાનું નથી, સાહેબ; કેમકે ત્યાંના વડા વજીર તો આપ નામવરના બખ્તે બુલંદ બેરાદર હાજી ઇબ્રાહીમ છે."

"ત્યારે જેહનમમાં જા!" અંતે હાકમે ચીરડાઇને જવાબ દીધો, અને પછી કચેરીમાંથી ઉઠી ઉભો થયો.

પણ પેલા અરજદારના આ વચનોથી તે તુર્ત થંડો પડી ગયો અને હશી પડયોઃ—"બંદે નવાજ, હાજી મરહુમ, તમો નામવરના પદર, મરણ પામેલા છેની; બાકી હું જેહનમમાં બી જઇને વાસો કરતે!"

અંતે હાકમે પેલા હાજર જવાબી દુકાનદારને આ જવાબ આપ્યો કે—"દોસ્ત તારી તરફનો છાપો હું ભરીશ, કેમકે તું બયાન કરે છે તેમ મારા કુટુંબીઓ તને આ કે પેલી દુનીયામાં દાદ આપે એમ નથી."

* * * *

# લહુવો અને ખલીફ.

'ગુનાહ કરતાં બહાનું ઘણી વેળા નાબુત હોય છે,' એવો એક સિદ્ધાંત અબુ નવાસે જાહેર કીધો હતો તે બાબે એક દિને તેની અને ખલીફ હરૂન અલ રશીદની વચે તકરાર ઉઠી. અબુનવાસ ખલીફની દરબારનો લહુવો હતો, અને વળી શાયર પણ હતો. ખલીફ તેની તકરાર કબૂલ રાખવાની ના પાડતો હતો, પણ લહુ-વાએ પોતાનો વિચાર ખરો પાડી આપવાનું માથે લઈ એક દિ-વસની મેહતલ માગી. ખલીફે એવી શરતે આ મેહતલ આપી કે અગરજો એ મુદતમાં લહુવો વચન પાળે નહીં તો તેનું ડોકું ઉડે. અબુનવાસ કબૂલ થયો અને બંને છુટા પડયા.

થોડોક વખ્તપછી ખલીફ પોતાનાં જનાનખાનામાં દાખલ થયો, પણ માર્ગમાં કોઇએ તેને એક કઠોર બોસ્સો લીધો. ખલીફ બહુ કમકમ્યો, કેમકે બોસ્સો લેનાર કોઈ ચાંદને મુખની નાજનીન ન હતી પણ કોઈ દહાડી મુછવાળો મર્દ હતો! હરૂન બહુ ગુસ્સે થયો અને અંધારૂં હતું માટે બતી મંગાવી અને એક જલાદને તેડાવ્યો, એવી મતલબથી કે પેલા હરામખોરને શોધી કહાડી જબે કરે. બતી આવે તે આગમજ હરામખોર નહાસી જઇ શ-કત, પણ તેમ તેણે કીધું નહીં, અને ખલીફે તેને મજબુત પ-કડી રાખીને છટકવા દીધો પણ નહીં. તપાસ કરતાં જણાયું કે પેલો હરામખોર કોઇજ નહીં પણ લહુવો અબુનવાસ પોતેજ હતો!

ખલીફ તો લાલ પીળો થઈ ગયો. "કેમ રે શેતાન, એ તને શું સુઝ પડયું?" હરૂને આકળો ભુત થઈ પુછયું.

"બંદે નવાજ, એમાં મારી તકસીર નથી. હું સમજ્યો કે

જેને હું બોસ્સો લઉં છું તે તમો નામવરની માનીતી બીબી છે! પણ એતો કેથા તમો નીકળ્યા!"

"શું?" ખલીફે શમશેર મયાનથી ખેંચી પેલા લહુવા ઉપર ઉઠાવીને કહ્યું. "અરે, આ કેવું અપમાન! તારા ગુનાહ કરતાં તારૂં બહાનુ વધારે જબુન છે!"

"ખચીત, ખુદાવંદ!" અબુ નવાસે કુર્નસ બજાવીને કહ્યું; "અને એ મારો સિદ્ધાંત સાબેત કરવાની મતલબથીજ મેં આ યુક્તિ રચી હતી, જેહાંપનાહ!" આમ બોલીને લહુવો નાઠો અને ખલીફે તેનાઉપર એક જુટી ફેંકીને પોતાનો ગુસ્સો ઉતાર્યો. પછી ખડખડ હસી પડયો.

* * * *

## "એ તો મારી બાયડી!"

એક ફ્રેંચ સ્ત્રીને તેણીના ભર્તારની નીતિ વિષે બહુ શક હતો. એક દિને પોતાનો ખાવંદ કોઈ કામસર બીજે ગામ ગયો ત્યારે તેની હીલચાલ તપાસવા માટે આ બાઈ પણ છુપી રીતે તેની પુઠે ગઈ. ભર્તાર એક ગલીમાં ભરાયો અને પેલી સ્ત્રી તેની પછવાડે તેજ ગલીમાં ભરાય છે એટલામાં એક મર્દને એક ઓરતનો હાથ પોતાની બગલમાં લઇને ચાલી જતો તેણીએ દૂરથી દીઠો. તેણી સમજી કે આ જે જાયછે તે તેણીનો ભર્તાર છે. આથી તેણી પુષ્કળ ગુસ્સામાં આવી અને અદેખાઇની આગ તેનાં શરીરમાં એટલી બધી ફેલાઈ ગઈ કે તેણી ગોયા ઉડીને પેલા શખ્સ ઉપર ધસી ગઈ અને વગર બોલવે ચાલવે તેનાં

મ્હોડાં ઉપર ત્રણ ચાર લપડાક ખેંચી કહાડી. પેલા શખ્સે ગભરાઇને પછવાડે જોયું તો તેણે એક છેડાયલી સ્ત્રીને દીઠી. એક ગમથી તે ગુસ્સા અને ગભરાટમાં આવ્યો, ત્યારે બીજી ગમથી પેલી બાઇએ પેલા મર્દનું મ્હો જોતાંજ તે પોતાનો ભર્તાર નથી એમ જાણ્યું અને પોતાથી જે કંઈ કામ ઉતાવળમાં થઈ ગયું હતું તે માટે બહુ પસ્તાતી જણાઈ. તેણી એકદમ ફીકી પડી ગઈ અને બેહોશ થઈ પેલાજ ગભરાયલા શખ્સના હાથમાં તુટી પડી।

હવે પેલા ગ્રહસ્થ સાથ ચાલતી સ્ત્રી આ દેખાવથી વિસ્મય પામી અને આ બનાવથી લોક મળી જશે અને તમાશા જેવું થઈ પડશે એમ સમજીને પોતે સામેની એક દુકાન ઉપર જઈ બેઠી. એજ વખ્તે પેલી બેહોશ થયલી સ્ત્રીનો ખાવંદ તેજ રસ્તેથી પસાર થયો, જેણે એક અજાણ્યા શખ્સના હાથમાં પોતાની સ્ત્રીને જોઇને તેણીની વફાદારી બાબે તેને મજબુત શક ગયો. તોપણ પેલા ગ્રહસ્થની નજદીક જઇને તેણે તેને ગળચીમાંથી પકડયો અને જવાબ માંગ્યો કે—

"મારી બાયડીને બગલગીરી કરનાર તુ કોણ?"

"અરે ભાઈ, એમાં મારો કસુર નથી," પેલા આશ્ચર્ય પામેલા શખ્સે દયામણો દેખાવ કરીને કહ્યું. "આ સ્ત્રીએ પછવાડેથી આવીને મને ત્રણ ચાર લપડાક ખેંચી કહાડી અને પછી મારા હાથમાં બેહોશ થઈ પડી છે।"

"બેહોશ થઈ પડી? લુચ્ચા ચોર! એ તો મારી બાયડી છે!

એ તો એવી ફરેસ્તાઈ ખસલતની છે કે તેં એની મશ્કરી કર્યા વિના એ તને છેડેજ નહી!"

ત્યાં વાત વધી અને બોલચાલપરથી મારામારીપર બંને જણ આવી ગયા. પણ સારાં ભાગ્યે એજ વખ્તે પેલી બેહોશ સ્ત્રી પાછી શુદ્ધિમાં આવી અને પોતે કરેલી ભૂલ માટે પેલા અજાણા શખ્સની માફી માગીને સઘળો ખોલાસો કીધો.

* * * *

## શું જણ્યું?

ઇંગ્લાંડના એક પાદશાહની રાણીએ એક બાલકને જન્મ આપવાની ખબર મળતાંજ વડો પ્રધાન રાણીના મેહલ તરફ જઇ પુછવા લાગ્યો કે "રાણીસાહેબ કેમ છે?"

દાસીએ ઉત્તર દેતાં ટુંકમાંજ પટાવ્યું કે "સારી પેઠે."

"શું જણ્યું?" પ્રધાને પુછ્યું. "છોકરો કે છોકરી?"

"વાહરે નામવર!" પેલી દાસીએ મટકો કરીને ઉત્તર દીધો; "એમ શું બોલોછો? રાણીસાહેબે નથી દીકરો જણ્યો કે નથી દીકરી જણી. શું રાણી હોય તે દીકરા દીકરી જણતાં હશે?"

"ત્યારે?" પ્રધાને અચરતીથી ડોળા બહાર કહાડી પુછ્યું.

"ત્યારે શું, નામવર? રાણીસાહેબે તો એક શાહજાદાને જન્મ આપ્યો છે!"

* * * *

## એક આખા કવીની ચોરી.

એક દિવસે નામીચો ફારસી શાયર અન્વરી બલ્ખ શેહરનાં

બાજાર તરફ ફરતો હતો ત્યાં તેણે લોકોનું એક ટોળું જોયું. પોતેબી ત્યાં જઈ જુએ છે, તો એક ધણી એજ શાયરના બનાવેલા કસીદાઓ અન્વરી શાયર તે પોતેજ હોય તેમ ખુશ આવાજે ગાઇ બતાવતો હતો, તથા તમાશગીરોને પોતાનાં એતોથી છક કરી નાખી તેમના તરફથી આફરીનના સખુનોની મુબારકબાદી મેલવતો હતો. આ જોઈ શાયર અન્વરીને બહુ દુખ લાગ્યું. તેણે પેલા ઠગારા કવિતાચોરની પાસે જઈ તેને પુછ્યું કે "તું અન્વરીને ઓળખે છે?"

પેલા ઠગારાએ ડોળા કહાડીને જવાબ દીધો કે "શુ બોલ્યો? અન્વરી બીજો કોણ છે? અન્વરી તે હુંજ તો!" આ શેખાઈના જવાબથી અન્વરીએ પેલાં લોકો તરફ ફરીને કહ્યું કે "ભાઈઓ, કવિતા ચોરનારાઓ વિશે આપણે ધણું સાંભળ્યું છે કે તેઓ બીજા શાયરોની બનાવટ પોતાની દાખલ અજાણા લોકોમાં અડાવી દે છે. પણ એક આખાં શાયરને ચોરી જાય એવો હરામખોર તો મેં આજે દીઠો છે, અને તે હું તમને દેખાડું છું કે તે આ રહ્યો. અન્વરી શાયર એ નહીં પણ હું પોતે છું, તે છતાં મારાં બેતોની ચોરી કર્યા ઉપરાંત તે બેશર્મીથી છાતી ઠોકીને કહે છે કે અન્વરી શાયર એ પોતેજ છે!"

* * * *

## બાકી શું રહ્યુ?

એક તવંગર અમીરે પોતાનાં મરણ આગમજ ધણો એક પૈસો ખર્ચીને એક ઉમદા કબર પોતાને માટે બંધાવી, અને તે જોઈ ખુશખુશ થઇને વડા મિસ્ટરીને બોલાવી પુછ્યું કે "હવે

આ કીમતી મકાનને સંપૂર્ણ કરવા માટે જો કંઇબી બાકી રહ્યું હોય તો મને બેધડક કેહ."

મિસ્ટરીએ જવાબ આપ્યો કે "સાહેબ, હવે તો એમાં તમારી લાશને દફનાવવાનુંજ કામ બાકી રહેલું છે, જે તમે મરો તો સંપૂર્ણ થાય!"

* * * *

## એક પંથ ઓર દો કાજ!

એક સોદાગરે નોકરને બજારમાં દરાખ લેવા મોકલ્યો હતો તે મોડો આવ્યાથી શેઠે તેનાઉપર ખફા થઇને કહ્યું કે "જ્યારે-બી તને કામે મોકલું છું ત્યારે તું મોડો આવેછે માટે હવેથી જ્યારેબી તું કામે જાય ત્યારે એક ફેરામાં જેબી અગત્યનાં કામો હોય તે મને પુછ્યા વિના તારી મેળેજ કરતો આવજે કે એટલી બધી ઢીલ નહીં થાય."

નોકરે માફ માગી અને સર નમાવીને કહ્યું કે "બેહેતર ખુબ, જનાબ!"

આ પછી કેટલેક દહાડે સોદાગરની તબીયત બિગડી, જે ઉપરથી તેણે નોકરને ફરમાવ્યું કે હકીમને બોલાવી લાવ. નોકર આદાબ બજા લાવી હકીમજીને તેડવા ગયો, અને પાછો ફરતી વેળા સાથે સાથે એક ગવૈયો, એક ઘોરખોદુ, એક મુલ્લાં અને એક શાયર, એ સર્વનાં ટોળાંને પણ પોતાની જોડે બોલાવતો આવ્યો, અને તેમને સોદાગરની આગળ હકીમજીની સંગાથેજ રજુ કીધા.

સોદાગરે તેઓ સર્વને જોઈ ગભરાઇને પુછ્યું કે "આ લોક કોણ છે?"

નોકર બોલ્યો કે "સાહેબ, એઓમાં એક તો હકીમજી છે, જેવણુને બોલાવવાનો તમે હુકમ આપ્યો હતો."

"ખરી વાત છે," સોદાગરે ચીરડાઇને કહ્યું; "પણ આ બાકીના-ઓ કોણ છે ને એમનું શું કામ છે? એ લોકને કોણે બોલાવ્યાછે?"

"મારાં કામ વિશે જનાબને હજુ સમજ પડતી નથી તો હું સમજાઉં," નોકરે મહોડું નુછી ખંખાર મારી સર નમાવીને કહ્યું; "જુઓની મેહરબાને મન, આ હકીમજીની બાજુમાં છે તે એક ગવૈયો છે. તેને હું એવી મતલબથી બોલાવી લાવ્યો છું કે અગરજો હકીમજીને હાથે તમો સાહેબને આરામ થાય તો પછી તમો તેની ખુશહાલીમાં ગાનું સાંભળવાનો શોક કરો અને મને તેને બોલાવવા મોકલો એટલી ઢીલ થાય; માટે આપ સાહેબે પેલે દહાડે મને કહી રાખ્યું હતું કે સઘળાં જરૂરનાં કામો એકજ ફેરામાં કરતો આવજે, તે ઉપરથી હું આ ગવૈયાને બોલાવતો આવ્યો છું કે તે મનપસંદ ગાનું કરીને તમને રીઝવે."

સોદાગરને આ સખુનો સાંભળીને કંઇક હસવું આવ્યું, જે ઉપરથી હિમત પકડીને નોકરે પોતાનો ખોલાસો ચાલુ રાખ્યો.

"હવે આ ત્રીજો આદમી છે તે એક ઘોરખોદુ છે. તેને હું એટલામાટે લાવ્યો છું કે આપ બીમાર છો ને મબાદા મરી જાઓ તો પછી તુરત ઘોર ખોદતાં વાર લાગે નહીં. ચોથો મુલ્લાં છે, તે તમારાં મોત પછી મુરદાંને કબરમાં મુકવા બાદ નમાજ પઢાવવાને અગતનો થઈ પડે. અને પાંચમો અને છેલ્લો શાયર છે, જેને હું એટલામાટે લાવ્યો છું કે તમારી મૈયત પછી બેતોમાં મરસીયાં જોડે અને તમારી તારીફ ગાય!"

* * * *

## માંગે તેવું મળે.

માકા મસાનીયાને મોટાઇજ ઘણી. એક દહાડે ચર્ચગેટનાં સ્ટેશનપરથી સુરત જવાનો હશે તેથી સ્ટેશન માસ્ટરને તુમાખમાંજ કેહેવા બેઠો—માસ્ટર, મને એવી ગાડીમાં બેસાડો કે બીડી પીનારાઓના ગંધારાનો કંટાળો નહીં હોય, ને વળી કોઇની ટકટક બી નહીં હોય. બા તમારી આગગાડીઓમાં તો આ બે એવી પીડા છે કે મારા જેવાઓને તેમાં મુસાફરી કરવાબી ગમતું નથી. વળી બીજો કંટાળો એ છે કે ઉતારૂઓ સ્ટેશનેસ્ટેશન ચહડઉતર કર્યાંજ કરેછે. મેં સાંભળ્યુંછ કે એવી પીડા વેલાતની ત્રેનોમાં નથી હોતી. કંઈ તેવી ગોઠવણ તમારી તરફ નહીં થાય?

માસ્ટર—નહી કેમ?—પોર્ટર, શેઠને કુત્રાં કોહોલાંવાળી ગાડી દેખાડ.—જાઓ સાહેબ, તેમાં તમને કોઈ જાતનો કંટાળો મળશે નહીં.

* * * *

## કાળાંમાય ટાહેલું.

એક ત્રેનમાં એક બુઢાજીએ એક જુવાન બાઇને બેઠેલી જોઇ. વાત ચલાવવાની ઘણી મરજી, પણ કંઈ લાગ આવે નહીં. બુઢાજી ટકટક્યા ઘણા. તેથી મહોડું મુગું રહ્યું નહીં. પેલી બાઇને પોતે ઓળખે નહીં તોબી તેણી તરફ જોઈ પુછ્યું—“તમને કંઈ છોકરાં ખરાં કે, માય?”

જુવાન બાઇ—હાજી, એક છોકરો છે.

બુઢાજી—શુખરાના! ખોદા સલામત રાખે! વારૂ તેને કંઇ ખરાબ આદત પડીછ કે? દારૂની, જુગારની—

જુવાનબાનુ—નહીંજી, એવી વાત તે જાણતોજ નથી.

બુઢ્ઢાજી—કંઈ રાતે ભટકવા—નાટકમાં, કલબમાં કેથે જતો તો નથીની?

જુવાનબાનુ—નહીંજી, એવી કોઈ જગાની તેને ખબરજ નથી.

બુઢ્ઢાજી—શાબાશ. તમે તે ખરૂં માતા! બચ્ચાં હોય તો તે તમારા આ બેટા જેવાંજ જોઇયે, ને માતા હોય તે તમારા જેવાંજ કાબુમાં રાખનાર જોઇયે. આજ કાલ આપણા જુવાન છોકરાઓ બેટી બાપ ઘણાજ બગડી ગયાછ. આ જુઓની, પરણતા નથી, ને પરણવાની મોટી રીત માંગી છોકરીનાં માબાપને ખાલી કરેછ તે. વારૂ તમારો દીકરો પરણેલો છે કે? તેની ઉમર શું?

જુવાનબાનુ—બે મહીનાની જી!

* * * *

## રશને રાસ્તનો કાંતો.

એક જણે એક મોચીને બે રૂપીએ ભેંસનું ચામડું વેચ્યું. મોચી કને પૈસા નહીં તેથી તે પોતાને ઘેર લેવા દોડચો. પાછો આવતાં તેને બહુ વાર થઇ, તેથી કંટાળીને વેચનારે બીજા ધણીને ચામડું વેચી દીધું ને તેના પૈસા લીધા. એજ વખ્તે પેલો મોચી આવી ચહડચો. બીજા મોચીને પોતાની ખરીદીનો માલ વેચાઈ ગયલો જોઈ તેણે ગડબડ મચાવી, અને પછી સઘળું સરઘસ કાજી પાસે ગયું. કાજીએ સર્વ હકીકત સાંભળીને પછી પહેલા મોચીને પુછ્યું—"તેં આ ચામડું પ્રથમ ખરીદ કીધું ત્યારે શું આપવા કહ્યું હતું?"

મોચી—બે રૂપીયા. આ રહ્યા તે.

કાજી—ઠીક છે. લાવ, એ રકમ મારી આગળ મુક.

પછી કાજીએ બીજા મોચીને પુછ્યું–"તેં આ ચામડું ખરીદ કીધું તેના પૈસા કેટલા આપ્યા?"

બીજો મોચી—ત્રણ રૂપીયા.

કાજી—ચામડું તારીકને છે કે? લાવ, એ જીનસ મારી આગળ મુક.

બાદ કાજીએ વેચનારને પુછ્યું—"તેં આ ચામડું બે રૂપીયે પહેલા મોચીને વેચવા કબૂલ કીધું, અને એ ધણી પૈસા લઇને જલદી પાછો ફર્યો નહીં તેથી તેં ત્રણ રૂપીએ એ જીનસ બીજા મોચીને વેચી. ખરૂં કે?"

વેચનાર—બોલેબોલ ખરૂં, બંદે નવાજ.

કાજી—તે ત્રણ રૂપીયા ક્યાં છે? તારીકને છે કે?

વેચનાર—હાજી, આ રહ્યા.

કાજી—લાવ, તે મારી આગળ મુક.

આ રીતે પાંચ રૂપીઆ અને ચામડું પોતાના સ્વાધીનમાં લીધા બાદ કાજીજીએ વાજબી ચુકાદો આપ્યો, તે બોલેબોલ નિચે મુજબ:—

"પહેલા મોચીને ઠપકો ઘટે છે કે વગર પૈસે ખરીદી કીધી ને તેથી આ કજીયો ઉઠયો. બીજા મોચીને ઠપકો ઘટે છે કે પોતાના ભાઇબંધની અદેખાઈ કરી તેની ખરીદી ઉપર ચહડાવો કીધો. વેચનારને ઠપકો ઘટે છે કે પૈસા વગરના ધણીઓસાથ

ઉધાર ધંધો કીધો. એ રીતે ત્રણુકે જણને સજા કરવી જોઇયે. પણ આજે તો આ નજીવી ચીજોનો દંડ કરીનેજ તેમને છોડી મુકું છું.—ચાલ જાઓ ત્યાંથી, હરામખોરો!"

* * * *

## અપક્ષપાત જુરી.

* ૧ *

મી૦ જસ્ટીસ ગોલ્ડ નામે એક જડજ એક ખૂનનો મુકદમો તપાસતો હતો તે વેળા એકાએક તેની નજર જુરીબૉક્સ ઉપર પડી, જ્યાં બારને બદલે માત્ર ૧૧ જુરરો હતા. આ ઉપરથી તેણે કારણ પુછ્યું, જેનો ઉત્તર એક જુરરે એવો દીધો કે, "મારા લૉર્ડ, બારમો જુરર તો ઘણા વખ્તનો કંઇ કામે ગયો છે; પણ તેની કંઈ ચિંતા નથી, કેમકે તે પોતાનો અભિપ્રાય મને જાહેર કરી ગયો છે."

* ૨ *

લૅંકેશાયરના એક કસ્બામાં એક દીવાની મુકદમા બાબે વિચાર કરીને જુરી પાછી ફરી ત્યારે કલાર્કે પુછ્યું કે—"જુરીના ગ્રહસ્થો, તમારો શો અભિપ્રાય છે? તમો વાદીની તરફેણમાં કે પ્રતિવાદીની તરફેણમાં છો?"

"હું તો કંઈ જાણતો નથી," જુરીના ફોરમેને ઉત્તર દિધો; "પણ તમારો શું વિચાર છે?"

"પણ તમે એકમત થઇને આવ્યા છો ત્યારે બોલો કે કોણુ ખરૂં? વાદી કે પ્રતિવાદી?" પેલા કલાર્કે ફરીથી પુછ્યું.

"ભાઇ, ખરી વાત તો એ છે કે અમે કશું સમજ્યા નથી," પેલા અપક્ષપાત ફોરમેન જુરરે ભાંગડો વાટયો; "પણ અમારા કસ્બાનો વખણાયલો બેરીસ્ટર સારજંટ ક્રૉસ જે ધણીની તરફથી કોર્ટમાં હાજર થયલો છે, તેજ ધણી ખરો હોવો જોઇયે એવું અમારૂં મત છે!"

* * * *

## ફાંસીને દિને ઇનસાફ.

એક બંધવાને ફાંસીની સજા થઈ, અને તા૦ ૨૦ મીએ તેનો જીવ લેવાનો હુકમ થયો. બંધવો નિર્દોષ છે એમ તેના ધારાના હિમાતીએ ઘણી લડત ચલાવી પણ તે ફોકટ ગઇ હતી. હવે ફાંસી દેવાય તે આગમજ આ હિમાતીનો બંધવાસાથ મેલાપ થયો.

"મને મુદ્દલ ઇનસાફ મળ્યો નથી, વકીલ સાહેબ!"

બંધવાએ પોતાના હિમાતીનું પાંખડું પકડીને વિનંતી કીધી.

"હા, મનેબી એમજ લાગેછે," વકીલે જવાબ દીધો; "પણ હું ધારૂંછ કે તા૦ ૨૦ મીએ તને ઇનસાફ મળશેજ."

* * * *

## "પાદશાહ, આપણ બંને દેવાના!"

પ્રશીયા દેશના મહાત્મા ફ્રેડરીક પાદશાહની લશ્કરી નોકરીમાં દાખલ થવા એક અભણ આઇરીશ સિપાહી ગયો. તેને પાટી ભણાવી મુકવામાં આવી હતી કે તેને પાદશાહ આ મુજબના ત્રણ સવાલો પુછશેઃ—તારી ઉમર શું? લશ્કરી નોકરીમાં કેટલાં વરસ થયાં છે? તને પગાર મળે છે તેથી રાજી છે કે ના રાજી? આ ઉપરથી આ સવાલોના જવાબ પેલા બુબખે પોતાના મનમાં

એક પછી એક તૈયાર રાખ્યા. હવે જ્યારે તપાસ આપવાની તેની વારી આવી ત્યારે પાદશાહે તેને ઉપર મુજબ સવાલો એક પછી એક નહીં પુછતાં બીજો સવાલ પહેલે પુછયો—"કેટલાં વરસ થયાં તું નોકરીમાં છે?"

જવાબ મળ્યો કે "૨૦ વરસ."

"શું?" ફ્રેડરીકે પેલા જવાન સિપાહી તરફ અચરતીથી જોઈ ફરીથી પુછ્યું, "૨૦ વરસ? ત્યારે તારી ઉમર કેટલી?"

"૬ મહીના," પેલાએ જવાબ દીધો.

"છ મહીના?" પાદશાહ અચરત થઈ પોકાર્યો. "ખચીત તું કે હું આપણ બેમાંથી એક જણ દેવાનો હોવો જોઇએ."

"બંને, પાદશાહ સલામત!" પેલા બુબખે ઉત્તર દીધો. પાદશાહની આ છેલા પાપી સખુનોથી ધીરજ રહી નહીં, પણ તે નામદારને સમજાવવામાં આવ્યું કે સિપાહીએ સવાલોના જવાબો ઉલટ પુલટ આપ્યા હતા, અને છેલો જવાબ દેવાની મતલબ એ હતી કે તેને મળતા પગારથી તે જેમ રાજી છે તેમ નારાજી પણ છે. આ ખોલાસાથી પાદશાહ હસી પડયો અને ચાલી ગયો.

* * * *

# વીરવૈતાલનાં રમુજી પરાક્રમો.

* ૬ *

## દહાડો ઉજળો કે દુધ?

વીરવૈતાલની જીત અને વિદુષકની હારથી વિદુષક કરતાં પણ વધુ દુ:ખ રાણી લાલબાને લાગ્યું. તે તો આપણા વીરની મોટી શત્રુ થઈ પડી. વીરને સ્ત્રીજાત વિશે સારો વિચાર નહીં તે ઉપરથી રાણી તેના ઉપર છેડાયલી અને તેને હરરીતે દુખી કરવા માંગેલો, પણ વીર કંઈ સપડાય નહીં. આથી રાણીએ રાજાને કહાવ્યું કે "વીરને આજ્ઞા દો કે તેણે જો હવે પછી દરબારમાં આવતું હોય તો કશાં પણ વસ્ત્રવિના આવવું અને તોપણ નાગું આવવું નહીં."

રાજાએ આ મતલબનો વીરને હુકમ આપ્યો અને વીરે કબૂલ કીધું કે "બીજે દિને હું એજ શરત મુજબની હાલતમાં આવીશ."

બીજે દિને સભા મળી છે અને રાજા તથા દરબારીઓ તેમજ રાણી અને સાહેલીઓ, વીર કેવી રીતે શરત બજાવેછે તે જોતાં બેઠાં છે, એટલામાં વીર આવ્યા. તેનાં શરીર ઉપર વસ્ત્રનું નામ ન હતું, તોપણ તેની આસપાસ માછીની મોટી જાળ વિંટાળેલી હતી.

"આ શું?" રાજાએ પુછ્યું. "મારી દરબારમાં તે શું આવી નગ્ન હાલતમાં આવવું કે?"

"તમે કહેલી શરત યાદ કરો, રાજાજી!" વીરે ઉત્તર દીધો

"હું નથી નગ્ન, તેમ મેં વસ્ત્ર પણ પહેરેલાં નથી. જોઈ લ્યો, આ જાળમાં હું તેજ હાલતમાં છું કે નથી?"

રાજાએ તરત કબૂલ કીધું, અને રાણીને પણ મનથી કબૂલ કર્યાવિના ચાલ્યું નહીં કે શરત પ્રમાણે વીર ચાલ્યા હતા ખરા. હવે રાજાએ તેને કેટલાક સવાલો પૂછવા માંડ્યા.

રાજા—આવી મહાન બુદ્ધિનો તું આજસુધી ક્યાં સંતાઈ રહ્યો હતો?

વીર—જ્યાં હતો ત્યાં નથી, અને ક્યાં છું તે કોઈ જાણતું નથી.

રાજા—તારાં માતપિતા શું કરેછે?

વીર—મારો બાપ એક રસ્તાના બે બનાવે છે: મારી માતા એક કામ કરીને એટલી પસ્તાય છે કે બીજું કરવાને તે અશક્ત છે; અને મારો ભાઈ તેના માર્ગ વચ્ચે આવનારનો જીવ લેછે.

રાજા—એ તું શું બકે છે, કંઈ સમજણ પડે?

વીર—નહીં સમજ્યા? જુઓ—મારા બાપે ધોરી રસ્તે કાંતા રોપ્યા છે, જેથી રાહદારીઓ કાંતાની બીકથી તેની બાજુ બાજુએથી ચાલી જાય છે, એટલે તેણે એકના બે રસ્તા બનાવ્યા છે. મારી માએ એક પાડોશીની દુખતી આંખ સાજી કરવાની મતલબથી તેમાં એટલી બધી ધુળ છાંટી છે કે તે બીચારી આંખે દેખી શકતી નથી, જેથી મારી મા પસ્તાય છે. મારો ભાઈ તડકામાં બેસી માથાંમાંની જુ અને વસ્ત્રમાંના ચાંચડ માકડ એક પછી એક માર્યોજ જાય છે.

રાજા—લાંબો દિવસ કયો?

વીર—અપવાસનો.

રાજા—દહાડી કરતાં માથાંના વાળ પહેલા સફેદ કાં થાય છે?

વીર—કેમકે તે પહેલાં જન્મે છે.

રાજા—આંધળો માણસબી પીછાને તે ફળ શું?

વીર—કવચ.

રાજા—પોતાની મેળે કેદખાને જવાને રાજી કોણ?

વીર—રેશમનો કીડો.

રાજા—સીધાને કાપી નાંખે એવો વાંકો ટીકો કોણ?

વીર—દાંતરડું.

રાજા—સર્વથી ઉજળું શું?

વીર—દિવસ.

રાજા—શું? દુધ નહીં?

વીર—દૂધબી નહીં ને બર્ફ પણ નહીં.

રાજા—સાબેત કર, નહીં તો સજા કરીશ?

વીર—કબૂલ છે.

આમ કહી વીર કચેરી છોડી ચાલી ગયા. પછી તે તુર્તજ પાછળે બારણેથી કોઈ નહીં દેખે તેવી રીતે મોહોલમાં પાછા દાખલ થયા, અને પોતાની જોડે દૂધનું વાસણ લાવ્યા હતા તે રાજાજીના ઓરડામાં દાખલ થવાના ઉંબર આગળથી ગોઠવ્યું. પછી ઓરડાની સઘળી બારીઓ બંધ કરી દીધી, અને વીર પોતે એક ઠેકાણે છુપ્યા થઈ ગયા.

આ પછી બપોરે કચેરી બરખાસ્ત થયા બાદ રાજા પોતાના ઓરડામાં દાખલ થયો, પણ અંધારૂં હોવાથી તેણે દૂધનું વાસણ જોયા વિના તેમાં પગ મુકી દીધો. આથી રાજાજી ગબડી પડ્યા,

દુધ ઘોળાઈ ગયું, વાસણ બીલોરનું હોવાથી ભાંગી ગયું, અને ગાલીચો ખરાબ થઈ ગયો.

"એ કોણે કીધું?" રાજા અમરસિંહ બહુ ચીડમાં આવી પોકારી ઉઠ્યો, અને તેનાં મનમાં એવું પણ ખરૂં કે જે નોકર-ની કસુર જણાય તેને સજા કરવી. પણ તેના સવાલનો ઉત્તર તો બીજી તરફથી મળ્યો. "એ કોણ કમબખ્તે આ કર્યું?" રાજાએ ફરી પુછ્યું.

"મેં!" વીરે છુપ્યો રહીનેજ ઉત્તર દીધો. "મેં કર્યું, મેં!"

"તું કોણ છે?" રાજા કંઇક ગભરાઇને વીરને નહીં ઓળખી પાડતાં બખાર્યો. "તું કોણ છે અને ક્યાં છે? શું તું કોઈ ભૂત-પ્રેત છે?"

પણ આ સવાલોનો વીરે જવાબ આપ્યો નહીં. રાજાએ એજ સવાલો અને બીજા વધારે ફરી ફરીથી પુછ્યા, પણ વીરે હવે ચુપકીદી પકડેલી રાખીને તેને વધારે ને વધારે ઉસકેર્યો તથા ગુસ્સે કીધો. અંતે રાજાએ મોહોલમાં કોઈ ચોર છે એમ સ-મજી માણસોને બોલાવ્યાં અને ખુણે ખંટોળે ખોળ ચલાવી. એજ વખ્તે વીરવૈતાલ ધીમેથી પોતાની છુપી જગાએથી નીકળી આવ્યા, અને રાજાની સામે જઈ ઉભા રહ્યા.

રાજાજી તપી તો ગયાજ હતા, અને વીરને જોઈ હવે બહુ ગુસ્સે થાય અને તેને મારી પાડે તેમાં નવાઇ શી? પણ એ વેળા વીરે હાથ ઉંચા કરી વિનંતી કરી કે—

"તમને ગુસ્સે ભરાવાનો કંઈ સબબ નથી. તમે મને ફર-માવ્યું કે દિવસ કરતાં દુધ ઉજળું નથી તે સાબેત કર. હવે

આપને કંઈક ઇજા થઈ છે ખરી, પણ સાબેત તો આપની ખાતરીપૂર્વક મેં કરી આપ્યું છે કે દુધ કરતાં દિવસ ઉજળો છે. જો દુધ દિવસ કરતાં ઉજળુંજ હોત તો આ ઓરડાની બારીઓ ઢાંક્યા પછી દુધે પોતાની રોશની આપી હોત અને તમે દૂધનાં વાસણમાં પગ મુકી સઘળા અકસ્માતને કારણ આપ્યું નહોત. કેમ ખરૂં કે નહીં, મહારાજ?"

"ખરૂં, ખરૂં!" રાજાજીનો મિજાજ હવે થંડો પડ્યાથી તેઓ બોલ્યા. "હવે કદાચ તું મારી કને એમ પણ નહીં બોલાવશે કે પથરમાંથી લોહી નિકળે છે?"

વીરની આ રીતે એક પછી એક ફતેહ થતી જોઇને એક તરફથી રાણી અને બીજી તરફથી વિદુષક બહુ દુ:ખી થવા લાગ્યાં. પણ અત્યાર સુધી એઓમાંના એકના હાથમાં પણ વીરનાં હાડકાં ભાંગવાનો લાગ આવ્યો નહીં.

* ૮ *

## બૈરાંની બુદ્ધિ ઉપર એક ફટકો.

એક દિને રાજા અમરસિંહ બહુ ગુચવણમાં આવી પડ્યો. ગામના ભાયાતો અને ઠાકોરોની ઠકરાણીઓએ અને સ્ત્રીઓએ રાણી લાલબા કને જઈ વિનંતી કરવાથી તેણીએ તેમનો પક્ષ તાણીને અમરસિંહ જોગ એક અરજ પત્ર એવી મતલબનો મોકલ્યો કે રાજ્યકારભારમાં ઉંચા કુળની સ્ત્રીઓને પણ શામેલ કરવી. આ વિનંતીપત્ર ઉપરથી રાજા બહુ વિચારમાં પડ્યો અને જવાબ આપવાનું એક અઠવાડીયાં સુધી ઢીલમાં રાખ્યું.

આ માંગણી બાબેની ખબર કચેરીમાં પસરી અને વીરવૈતાળ-

ના જાણ્યામાં પણ તે આવી. રાજાજીને બીજે દિને બહુ વિચારમાં જોઇ તે ખડખડ હસી પડ્યો. અમરસિંહ રીસે ભરાઈ બોલ્યો કે—"મુંઢ, આવા ગંભીર પ્રસંગ ઉપર તું હસે છે?"

વીર—જો આ તાણે ન હસું તો પછી મારા દાંત તોડીજ પાડવા જોઇયે. મારે તો આજજ હસવું જોઇયે.

આમ કહી તે ફરીથી બહુ ઉંચા સ્વરે હસવા લાગ્યો.

રાજા—કેમ વારૂ? તું હસે છે કેમ?

વીર—આ સ્ત્રીઓ તમને બેવકુફ માનેછે માટે.

રાજા—પણ મેં તેમની માંગણી હજી સ્વીકારી નથી, ત્યારે હું મૂર્ખ કેમ ઠરૂં?

વીર—બળદિયો નાસે છે ખરો, પણ પુછ તો પકડાયું છે. જે ઘરમાં મરઘાને બદલે મરઘીનો પોકાર વધતો હોય તે ઘરની અવદશા જાણવી. જેણે પોતાનું ઘર સ્વચ્છ રાખવું હોય તેણે મરઘાં બતકાં પાળવાં નહીં.

રાજા—એ તું શું લવાડી ચલાવેછે?

વીર—ચતુરને એકજ ચેતવણી બસ છે. તેજીને તુકારો. શું તમે હું શું બોલું છું તે નથી સમજ્યા? કે સમજો છો પણ નહીં સમજ્યાનો દેખાવ કરોછો?

રાજા—હવે તું સાચી વાત માનવાનો છે કે?

વીર—ચાલો બોલો, તમે શું કહોછો?

રાજા—મને તારી સલાહ જોઇયે છે.

વીર—કીડી વળી કોઈ કાળે પણ તીડકને ખોરાક માગવા જતી હશે? તમે મારી રમુજ કરોછો.

અંતે રાજાએ ખાતરી આપી ત્યારે વીરે તેને ધીરજ આપી અને કહ્યું કે "હું એનો તોડ કહાડીશ અને ઠકરાણીઓની ગેર-વાજબી માંગણી માટે તેમને શરમીંદી કરી પાછી વાળીશ."

પછી વીરે બજારે જઈ એક નાનું પક્ષી ખરીદ કીધું. પાછા મોહોલે આવી રાજાદેખત એક નાનાં પેટયાંમાં તેને મુકી તે પેટયું અમરસિંહના હાથમાં આપી સૂચવ્યું કે—"આ રાણી ઉપર મોકલી આપો અને કહો કે જે ઠકરાણીઓ રાજવહીવટ-માં સામેલ થવાને ઘણીજ આતુર છે તેમને આ પેટી રાખવા આપજો, અને તાકીદ આપજો કે તમારી અરજીનો જવાબ લેવા આવો ત્યારે આ પેટી એમની એમ પાછી હવાલે કરજો, પણ તે દરમ્યાન તે ઉઘાડવાની તજવીજ કરશો નહીં. જો તેમ કીધું તો મોટી તકસીરમાં આવશો."

વીરના સૂચવ્યા મુજબ રાજાએ અમલ કીધો અને રાણીએ તે પેટી પેલી ઠકરાણીઓને તે સ્વાધિન કીધી. ઠકરાણીઓ ભેગી મળી, અને રાજાએ મોકલેલી પેટીનું કૌતુક શું છે તે જાણવાને બહુ આતુર થઈ. પોતપોતામાં બહુ બહુ લાંબી છબલી ચલાવીને અંતે તેઓએ પેટી ઉઘાડવાનો નિશ્ચય કર્યો, કે-મકે તે ઉઘાડી છે એમ રાજાને ખબર ક્યાંથી પડવાની હતી કે તેમને બીહીવાનું કારણ રહે? સઘળીઓ એકમત હતી એટલે બસ.

આમ ઠરાવ કરી તેઓએ પેટી ઉઘાડી, પણ તેજ ઘડીએ માંહે બંધ રહેલું પક્ષી તાબડતોબ ઉડી ગયું તે હાથમાં આવ્યુંજ નહીં. ઠકરાણીઓ બહુ ઝંખવાણી પડી ગઈ. તે કઈ જાતનું પક્ષી હતું તેની પણ તેમને ખબર ન હતી, એટલે પેટીમાં બીજું

પક્ષી લાવી બંધ કરવાની પણ તેમને હિંમત થઈ નહીં. અંતે તેઓએ રાણી આગળ સર્વ હકીકત કહી દીધી અને મદદ માંગી. રાણીએ તેમને થંડી પાડી અને કચેરી ભરાય ત્યારે સર્વ તકસીર જાહેર કરી માફી અપાવવાનું માથે લીધું.

હવે અઠવાડિયું પૂરૂં થયું કે દરબાર મળી. રાજા આવી બેઠો, અને રાણી લાલબા પણ ઠકરાણીઓ સાથ પરદા પછવાડે આવી બેઠી. રાજાએ પેલી પેટી માંગી તે રાણીની દાસીએ લઇ જઈ આપી. રાજાએ પેટી પાછી આપી કહ્યું કે "ઠકરાણીઓએ જે અરજી કીધી હતી તેનો જવાબ આ પેટીમાંજ છે, માટે રાણીએ તે જવાબ ઠકરાણીઓને વાંચી સંભળાવવો."

રાણી તરફથી ખોલાસો થયો કે પેટીમાં જવાબ કશો હતો નહીં, પણ માત્ર એક પક્ષી હતું જે ઉડી ગયું છે.

રાજા રીસે ભરાયો. "શું?" તે બોલ્યો. "ત્યારે શું ઠકરાણીઓએ આ પેટી ઉઘાડી હતી કે? મેં તાકીદ આપી હતી તે છતાં ઉઘાડી? ત્યારે શું એ રીતે આ સ્ત્રીઓ રાજવહીવટ ચલાવશે કે? એક ઉઘાડી પેટીમાં શું છે તે તેઓથી છુપ્યું રાખી શકાયું નથી તો રાજખટપટને લગતી ખાનગી છુપી વાતો જે કેવળ ગુપ્ત રાખવી જોઇયે તે એ બાઈઓ કેવી રીતે છુપી રાખી શકવાની હતી? તમો તો તે છુપી વાતો પણ જાણવા ઇછશો, જાણીને તે ઉઘાડી પાડશો, ઉઘાડી પાડીને રાજ્યનું ભુંડું કરશો, તેના શત્રુઓની ચહડતી કરી આપશો અને પ્રજાને સંકટમાં લાવી નાખશો. ના, ના, તમારેથી રાજ્યવહીવટ થાયજ નહીં. જાઓ ત્યાંથી! અગર ભાયડાઓથી આ તકસીર

થઈ હોત તો હું તેમને સજા કર્યાવિના રહેત નહીં. પણ બાઈ માણસો સમજી હું તમને જવા દઉં છું. આજથી તમે તમારે લાયકનાંજ કામમાં કુશળ રહો; મર્દનું કામ તેનેજ કરવા દો. તેમાંજ તમારી શોભા છે અને રાજ્યની ઇજ્જત છે."

આ સખુનો સાંભળી રાણી તથા તેની સાથે આવેલી દક-રાણીઓ ગુપચુપ ચાલી ગઈ અને બહુ પસ્તાઈ. પણ આ સઘળું કૌતુક વીરથીજ થયલું સમજીને તેઓ તેના ઉપર બહુ રીશે ભરાઈ.

રાજાજી વીરની તદબીરથી ઘણાજ મગ્ન થઈ ગયા, અને કહ્યું કે "હવે તારે બેરીકર મોહલમાં આવજા કરવી."

વીર—જ્યાંસુધી વરૂ સામે આવતું નથી ત્યાંસુધી તો મેંઢું સલામત છેજ તો.

રાજા—એટલે શું? વળી વરૂ કોણ છે?

વીર—સ્ત્રી, પાણી અને આતશ અટકાવેલાં અટકતાં નથી. મરજી ચાહે ત્યાં રસ્તો પાડી શકેછે.

રાજા—પણ કવચપર બેસનારનેજ તે ડંખે છે. કાંતાની વાડને લાત મારનારનેજ કાંતા ભોકાયછે.

વીર—પવન સામે થુકશે તે પોતાનીજ ઉપર થુંકવાનો. સૂર્ય-ઉપર ધુળ છાંટનાર પોતેજ આંધળો થવાનો. ગધેડાનાં માથાંને સાબુ ચોળવો તે પથરપર પાણીજ તો.

રાજા—શું તું મારે વિશે બોલેછે કે?

વીર—હું બીજા કોઇ વિશે બોલતો નથી..

રાજા—મેં તારૂં શું બગાડ્યું?

વીર—તમે મારૂં શું ભલું કીધું? મેં એક મોટી મુસ્કેલીમાંથી તમને ઉગાર્યા, ને તે છતાં તમે રાણીનો પક્ષ તાણીને મનેજ વગોવો છો.

રાજા—બેફિકર રહે. હું તને મારો દરબારી બનાવીશ.

વીર— કહેવું એક છે—કરવું બીજું છે.

રાજા— હું તો બધુંએ કરૂં, પણ તું મને મારા મરતબા મુ-જબ માન ક્યાં આપેછે? જાત તેવી ભાત.

વીર—મારી જાત સાથ તમને શું કામ છે? મારી ફરીયાદની વાત બોલો.

રાજા—તું મારી હજુરમાં આવેછે ત્યારે તું વાંકો વળી ન-મસ્કાર કેમ કરતો નથી? બીજા સર્વ કરેછે.

વીર (હસી પડીને)—હા હા હા! શું એકે બીજાને નમવું જોઇયે? જેમ તમે તેમ હું પણ માટીના બનેલા છીયે ત્યારે ત-મને હું શેનો નમું?

રાજા—પણ માટી માટી વચ્ચે ફેર છે, તેમ તારા મારા વચ્ચે ફેર છે.

વીર—ગમે તેવી માટી ઉંચી હોય પણ સર્વ જાતનાં વાસણ ભાંગી જાય છે; અને ભાંગેલા વાસણને ફેંકી દઇએ છીએ, ત્યારે ચહડતી ને ઉતરતી માટી વચ્ચેનો ફેર ક્યાં રહ્યો?

રાજા—ગમે તે હોય, પણ મારો હુકમ છે કે હવેથી તારે દરબારમાં મને નમસ્કાર કર્યાવિના આવવું નહીં.

વીર—તે નહીં બનશે. હું કોઇની પણ આગળ ગર્દન ન-માવું નહીં. હું મુળો ખાઉં છું તે પણ તેને ગર્દનમાંથી ભાંજ્યા વિનાજ ખાઉં છું!

રાજા—ઠીક છે. મેં પણ ઠરાવ કર્યો છે કે તારૂં શીર નમાવ્યા વિના રહું નહીં. તારે ને મારે શરત. કાલે આપણ જોઇશું. આજે તો તું ઘેર જા.

વીર—લોકો કહે છે કે કોઈ પણ ચીજ નહીં બને એવી નથી. પણ આ બાબતમાં હું તેઓની વાત માનતો નથી.

આમ કહીને વીર ગયા. તેજ ઘડીએ રાજાએ માણસોને હુકમ આપ્યો કે કચેરીમાં દાખલ થવાનો દરવાજો ઉપરથી અર્ધોઅર્ધ બંધ કરી લેવો, કે જેથી જેને પણ દાખલ થવું હોય તે પોતાની ગર્દન નમાવ્યા વિના દાખલ થઈ શકે નહીં.

બીજે દીને વીરે રાજાની આ તદબીર પીછાની લીધી. રાજાને તેની નેમમાં કેમ હરાવવો તેનો વિચાર કરીને પછી વીરવૈતાળે પાછલે પગે કચેરીમાં દાખલ થવાનો મનસુબો કીધો, અને એ રીતે કચેરીના દરવાજા તરફ પીઠ કરીને તે વાંકા વળ્યા, જેથી પોતાની તરફ સર નમાવાને બદલે કંઈ બીજુંજ નમાવેલું અમરસિંહે જોયું. આ મુજબ વીર કચેરીમાં પૂઠ ગમીથી દાખલ થયા એટલે રાજા તેની સલામ લઈ શક્યોજ નહીં, અને તેની નેમમાં તે નિષ્ફળ થયો.

વીરની આ કુનેહથી રાજા મનથી ખુશી તો થયો, પણ બહારથી નાખુશી દેખાડી તેના ઉપર રીશ કીધી. પછી તેની સ્તુતિ કરીને ફરમાવ્યું કે જો વીરમાં એટલી બધી ખબરદારી છે તો તેણે બીજે દિને એવી રીતે દાખલ થવું કે જેથી રાજા તેનો ચેહરો જોઈ શકે તેમજ નહીં પણ જોઈ શકે. વળી હુકમ કીધો કે પોતાની જોડે તેણે એક બાગ, એક તબેલો અને એક આટો દળવાની ઘંટી લઇને આવવું.

વીર—આ તમે શો ભેદ રચ્યો છે? તોપણ જોઇશું.

આમ કહીને વીર ચાલી ગયા.

***

## ચણાની બે ફાડ.

અકડપું—અરે ખોદા, હુ નહીં હોવશ તો પછી દુનીયાં કેમ ચાલવાની?

સાચો દોસ્ત—દરીયાનાં પાણીમાં સોયની અણી બોળી જો. તે ઉપર જેટલું પાણી વળગે તેટલી દુનીયાને તારી ગરજ!

* * * *

## કેવી ભલી!

બાયડી—શું આપણી પડોશમાં કોઇજ માદું પડતું નથી?

વર—કાંય—કાંય?

બાયડી—તો જોવોની, આય કેવી સરસ કાંજી મેં બનાવીછ તે કોણને જઇને પાઉં?

* * * *

## ટીલોરી.

પેશુ—જમશુ-જમશુ, બચા ગઈ કાલસુધી તો ઝોળીમાં હાથ લઈ ફરતોતો ને પગે ખોડાતોતો, ને આજે તો નાચ કુદમાં પડયોછ, તેનું કારણ?

જમશુ—કારણ એ કે આજેજ હાઇકોર્ટે રેલવે કંપની સામે એક હજાર રૂપીયા ડામીજીના અપાવ્યા!

* * * *

## વગર કાને નાટક સાંભળનારા.

નિચલી વાર્તા ખરી બનેલી છે. લંડનનાં સંસારી મંડળોમાં એ ઘરડાં ધુઅડો સારીપેઠે જાણીતાં છે. વધારે જાણીતાં એટલામાટે છે કે બંનેના કાન કંસાર ગયલા છે. બેઉ એકેકના જાની રફીક છે; બંને વચે તફાવત એકજ છે અને તે એકે દરએક જણ બીજા કરતાં વધારે બેહરો હોવાનો દાવો કરેછે. એક દિને આ બેઉ વહાલા મિત્રો એક નાટકશાળામાં ગયા, જ્યાં એક મુગો ફાર્સ થનાર હતો. નાટક શરૂ થયો, અને પહેલો અંક પુરો થયા પછી પરદો પડ્યો. આ વખ્તે એક ઘરડો ઝારૂસ પોતે કેટલો બધો બહેરો છે તે બતાવવા બોલ્યો કે "કેવું નવાઈ જેવું છે કે આ લોકો શું ભરડી ગયા તેનો એક બોલ પણ હું તો સમજ્યો નથી. તમે સમજ્યાછ કે?"

"નહીં રે! પણ કોઈ કોઈ વખ્ત મને એક બે બોલ સંભળાતા હતા ખરા!"

* * * *

## કોચીનનો સાહુકાર.

એક દિને એક બડેખાં પોતાનો જમણો હાથ ઝોળીમાં લઇને એક બે ઘોડાની ગાડીમાંથી ઉતરી એક ઝવેરીની દુકાનમાં પેઠો અને કેટલીક ખરીદી કીધી. એ પછી તેણે માણસને ફરમાવ્યું કે નાણાંની પેટી લાવ. પણ ગાડીમાં તપાસ કરી આવી માણસે ઉત્તર દીધો કે ખજાનાની પેટી લાવતાં શેઠ ભૂલી ગયા હતા. શેઠ ફિકા પડી ગયા, પણ ઝવેરીને તેમને માટે ઉંચું મત બેઠું હતું. શેઠે અરજ કરવાથી ઝવેરીએ શેઠના હાથે અગવડ

હોવાથી લખાતું ન હતું માટે તેવણની ફરમાસ મુજબ નિચલી ચીઠી લખી:—

"વાહાલી મોહોરદાર, કબટમાંથી આ માણસને તારી નહીં તો મારી ખજાનાની પેટી આપજે. લા૦ તારો સદાનો મેહેરવાનજી."

મેહેરવાનજી નામ સાંભળીને ઝવેરીથી હસી પડાયું. "ત્યારે આપણ બંને કેથા નામરાસીયા દેખું," તે બોલ્યો.

"હં હં, એમ કે?" શેઠ બેદરકારીથી બોલ્યા. પછી પેલી ચીઠી પોતાનાં માણસને આપીને મોકલ્યો, જે ગાડીમાં બેસી ચીઠી બાઇપાસે લઈ ગયો તેમાં કશો શક નહતો. હવે શેઠ મેહેરવાનજી માણસ પાછો ફરે ત્યાંસુધી બીજી દુકાનોમાં ફરવા લાગ્યા, પણ સાંજ પડી તે છતાં તેવણ યા પેલું માણસ કે ગાડી પાછી આવેલી નહીં જોઇને ઝવેરીને વેહેમ પેઠો. તેણે પોતાને ઘેર માણસ દોડાવ્યું, જે ખબર લાવ્યું કે ચીઠી મુજબ ઝવેરીની બૈરીએ ખજાનાનો દાબડો તો એક માણસને આપી મોકલ્યો હતો! ઝવેરીના આ સાંભળી હોશ કોશ ઉડી ગયા.

મેહેરવાનજી શેઠ ફરીને ઝવેરી મેહેરવાનજીની નજરે પડ્યાજ નહીં.

* * * *

## શોખ કે નફ્ટ?

રેવરંડ હેનરી લૉર્ડ બીચર જાણીતો અમેરીકન વાએજી કરનાર હતો. આ વાએજીઓ તે લાંબા અભ્યાસ પછી લખતો, અને તે પાછળ કેટલાક દહાડા લગાડતો હતો. એક વેળા તે થોડાક દિવસ આસાયશ લેવા એક નાનાં ગામમાં જઈ રહ્યો, જ્યાં તેની ઓળખાણનું કોઈ હતું નહીં. એક દિને રવીવારે

તે દેવળમાં ગયો, જ્યાં એક જવાન ધર્મગુરૂએ વાએજી કીધી. આ વાએજી મી૦ બીચરની મોટી મહેનતથી લખેલી વાએજી-ઓમાંની એક હતી, પણ પેલા જવાન પાદરીએ તો તે પોતા-નીજ હોય તેમ ઠસાવી દીધી. સઘળું કામ ખલાસ થયા પછી મી૦ બીચરે તે પાદરી આગળ જઈ પુછ્યું કે—"આ વાએજી લખતાં તમને કેટલો વખ્ત લાગો તે મેહરબાની કરી કહેશો?"

"આશરે છ સાત કલાક!" પેલાએ બેદરકારીથી જવાબ આપ્યો.

"અરે ભલા માણસ, છ સાત કલાકમાં તે આવી વાએજી લખાય?" બીચરે લગાર મિજાજ ખોહી કહ્યું. "એજ વાએજી લખતાં મને પાંચ દિવસ લાગાછ ની તો!"

"ઓ હો, ત્યારે તમે મી૦ લૉર્ડ બીચર છો કે?"

મી૦ બીચરે ડોકું ધુણાવ્યું, જે ઉપરથી પેલા ભરભર્યા પા-દરીએ ઉલટથી તેનો હાથ પકડી કહ્યું કે "જુઓ, મી૦ બી-ચર, મારી વાત સાંભળી લો. તમે આવી વાએજી લખ્યા જાઓ અને જ્યાં વેર તે તમારી લખેલી હશે ત્યાંસુધી હું તે મારી દા-ખલ કર્યો જવામાં જરાબી શરમાવાનો નથી. હા, બીજા કો-ઇની ધુળ જેવી વાયજીનું પીજણુ મારૂં દાખલ ઠોકી બેસાડતાં મને શરમ ઉપજે ખરી!"

* * * *

## ગરજ સરી કે વૈદ વેરી.

દર્દી—ડાકટર, હવે તો હું સારી પેઠે છું કની?

ડાકટર—હાજ તો. હવે તાપ તો ગઈ.

દર્દી—ત્યારે તો સાહેબ, તમારૂં બીલ ?

ડાકટર—અરે નહીંરે ! હજી તમે પુરા તનદરોસ્ત કયાં થયાછ જો ?

* * * *

## બીલાડીનું ગાયન.

માયજી—આજે રાતે રાંડ બીલાડીએ કેટલું કીલ્યાણ કરી મુક્યું ?

બુચો—હારે માયજી. એ તો જ્યારની એણે ગારી નુરી ખાધીછકની ત્યારની એ તેની પખે ગાનુ ગાવા માંગેછ.

* * * *

## સાચને આંચ.

ભર્તાર—ડાકટર સાચું કેહેજો, મારી બૈરી સુધરશે કે ?

ડાકટર—મને નથી લાગતું. ઘણીજ ખરાબ જાતની તાપ છે.

ભર્તાર—અરે હારે, હું પીલુને કેદાહાડનો કેહુંછ કે ડાકટર બદલી નાખ. હવે તો જરૂર બદલશું.

* * * *

## ડાકટરને તેડું.

બાઈ—અરે ડાકટર જલદી ચાલો તો ! અતર ઘડી ઘેર આવો.

ડાકટર—કાંય, કાંય, શું છે ? કોણ બીમાર છે ?

બાઈ—કેહેતીજ રે, ડાકટર ! શું કરૂં, ઘેરમાં કોઈ નથી તેથી ચાલ મકુંજે હુંજ જાઇને તેડી લાઉં !

* * * *

## નવાઈ જેવું ઉખ્યાણું.

સોલી—ચાલ પારખ આ ઉખ્યાણું. એક માય ને એક દી-

કરી— બેઉને પેટે એકેક બુચો. બેઉ બુચાઓ એકજ ઉમરના, એકજ કદના, એકજ ચેહેરાના, એકજ પોશાકના. આયાઓએ રમુજ કરવા બેઉને બદલીનાખ્યા. ચાલજોઉં, હવે કેહે કે માય પોતાના દીકરાને કેમ પારખે?

દોલી—પણ બેઉને બદલ્યા ખરાકે?

બોલી—મેં કહ્યુંની કે બદલ્યા.

દોલી—ત્યારે પાછા ફરીથી બદલી નાખ!

* * * *

## બુદ્દી ફિલસુફી.

"કાકા, દારૂ પીઓછ કે?"

"અરે બાપા, દારૂવગર કેમ ચાલે? જો જમ્યા પછી નહીજ પીઉં તો મને જમવા ગમેજ નહીં તો."

* * * *

## ભવિષ્યનો વિચાર.

એક યુરોપીયન આશકે પોતાની માશુક ઉપર પત્ર લખતાં તેને ઠપકો લખ્યો કે તેણીએ લાંબા લાંબા કાગળો તેના ઉપર લખવા નહીં, કેમકે જ્યારે લગ્નનો કોલ તોડવાની તેણી ફરીયાદી માંડે ત્યારે આ લાંબા કાગળોની વકીલોને નકલ ઉતારવી પડશે અને તેથી તેઓને "કૉપી" કરવાનું વધતું દામ તેણીએ આપવું પડશે!

* * * *

## મોટું દિલ.

શીરીન—ને તેં તેને પછી નાજ કહી કે?

સુસન—તો પછી શું? બર્યો રે એ વર!
શીરીન—પણ એનું દિલતો મોટું છે જો.
સુસન—મોટું તો એવું કે પાંચ પાંચ બૈરીઓની પુઠે ફરેછ!

* * * *

## નવી શોધ.

મંચી—તુંને ખબર કે? મેં તો આજેજ જાણ્યું.
પંચી—શું? શું?
મંચી—કેથા મારા બાપ, બપાવા, બાપના બપાવા, બપાવાના બપાવા, તેવણના બાપ, તેવણના બપાવા, ને તે બપાવાના બાપ કે બપાવા, કોઈ કોઈ અમારાં કુટુંબમાં કુમારા હતાજ નહીં. તે લોકો બધા પરણેલા. કેવું અજબ જેવું!

* * * *

## ટુંકો વાયદો.

એક ફર્નીચરવાળી કંપનીએ નિચલી જાહેરખબર છપાવી પરણતાં જોડાંઓને ખુશખબર આપી છે કે—
"આ લખ્યાથી ખબર આપ્યામાં આવેછે કે જે પરણતાં જોડાંઓ પોતાનું નવું ઘર શણગારવા માટે અમારી દુકાનેથી ફર્નીચર ખરીદ કરશે તેમનાં લગનને પચીસ વરસ થતાંજ અમે તે ફર્નીચરનું તમામ દામ તેઓને દોકડે પાયકે પાછું અદા કરીશું."

* * * *

## પરેલનો રસ્તો.

રાહદારી—ગાડીવાન, પરેલનો રસ્તો કયો?

ગાડીવાન—તમારે જવું છે કે? આવો, મારેબી તીફ્રાજ જવું છે. આઠ આના આપજો.

* * * *

## બેવિશ્વાસનું કારણ.

"મને તારાઉપર મુદલ વિશ્વાસ નથી."

"કાંય?"

"તેનાં બે કારણો છે. પહેલું એ કે હું તને પીછાણતો નથી; બીજું એ કે હું તને ઓળખું છું!"

* * * *

## રંગીન ચા.

"અરધો રતલ ચા જોઇયેછ?" ગાંધીએ પુછ્યું. "કઈ આપું? કાળી કે લીલી?"

"અરે ભાઈ ગમે તે આલની! છેહાણી તો આંધરી છે તો પછી રંગને હું કરવાની ઉતી?"

* * * *

## "ભુલ્યો, બાપજી!"

"આગળ કોઇવાર કેદ પકડાયલો કે રે?" ન્યાયાધિશે પુછ્યું.

"નહીં છાબ!" તુર્ત જવાબ મલ્યો.

"કેમરે? મેં તને ગયે સાલ મોહોરમપર મારામારી કરવામાટે એક મહીનો નહીં મોકલેલો?"

"અરે હા, હા! મને પેહલે તમારો છીકો નહીં દેખાયલો છાબ!" લાલીયાએ યાદ કરીને કહ્યું. "હવે બરાબર ધ્યાનથી જોતાં તમે ફોમ આવો ખરા!"

* * * *

## ભૂમીતીનો કાયદો.

"ભાઈ તમે હજુ કુમારા કાંય?"

"કારણ કે 'લગન એ શોરતી છે,' એમ મેં કેથે વાંચ્યું છે."

"વારૂ પછી?"

"હવે શોરતી એ જુગાર છે અને સરકારે તેનો આટકાવ કીધેલો છે. માટે લગનબી જુગાર છે!"

"અને તેથી સરકારે તેનો અટકાવ કરવો જોઇયેની?"

"હાજ તો"

"તો પછી તમારી હયાતી ક્યાંથી હોત, બાઇ?"

* * * *

## ભોંય ભારી પડી.

એક દિને નેપલ્સનાં એક બજારમાંથી એક મજુર માથા ઉપર લાકડાંનો મોટો લાંબો ભારો ઉઠાવી જતો હતો એટલામાં રસ્તા વચે એક બડેખાં ઇસ્કી કપડાં પહેરી ઉભેલા જણાયા. બીચારા મજુરે બેચાર વખ્ત બૂમ મારીને કહ્યું કે "છાબ, મને જવા ઘો," પણ બડેખાં કોહું દીધાવિના ઉભાજ રહ્યા. આ ઉપરથી બીચારાથી બની આવ્યું તેમ ધીમેથી બડેખાંને કંઇ અલવાર નહી આવે તેવી રીતે સાંકડા રસ્તા વચેથી ચાલી જવા ધાર્યું, પણ એકાએક લાકડાંનો એક લાંબો છેડો પેલા ઇસ્કી શેઠયાના મખબલના પોશાકમાં ભેળવાઇને તેનાં ચીર્યાં ઉતાર્યાં. આ ઉપરથી ગુસ્સે થઇને તેણે પેલા મજુરને સજા કરાવવામાટે હાકમની દરબારમાં ફરીયાદ માંડી.

હાકમે પેલા મજુરને ખાનગી રીતે બોલાવી સઘળી હકીકત

પુછી લીધી, અને ખરી બિનાથી વાકેફ થયા પછી તે મજુરને ફરમાવ્યું કે કચેરી ભરાય તે વેળા તું મુગો થઈ જજે અને દરેક સવાલનો જવાબ હાથના ચાળા કરીને દેજે. એ રીતે જ્યારે દરબાર ભરાઈ ત્યારે પેલા બડેખાંએ ફરીયાદ રજુ કીધી.

હાકમે મજુર તરફ ફરીને પુછ્યું કે તેણે પોતાના બચાવમાં શું કહેવું છે? મજુરે કશો ઉત્તર મુખથી નહી દેતાં માથું ધુણાવ્યું અને હાથના ચાળા કરીને કંઈ કહ્યું. આ ઉપરથી હાકમે બડેખાંને કહ્યું કે "આ મુગાં ઢોર સામે તું શું જોઇને ફરીયાદ લાવ્યોછે?"

બડેખાંએ ગુસ્સાભેર ઉત્તર દીધો કે "બંદે નવાજ, આ માણસ ઢોંગ કરેછે. એ કંઈ મુંગો નથી. મારો પોશાક ફાડે તે આગમજ મેં એને ખુલ્લે ખુલ્લું આમ બોલતાં સાંભળ્યો હતો કે મને જવા દો."

"હં, એમકે?" હાકમે ફરમાવ્યું; "જો એમજ છે ત્યારે તો વાંક તારોજ છે. તેણે રસ્તો માંગ્યો તે છતાં તેં આપ્યો નહી, અને નાહક આ બીચારા ગરીબ બોકરાંને દરબારમાં ઘસડી હેરાન કરેછે, માટે તેને તારે બદલો વાળી આપવો જોઇયે."

બડેખાં ચુપ થઈ ગયો અને ગુપચુપ થોડુંક નાણું પેલા મજુરને આપી શરમીંદો થઈ કચેરી છોડી ગયો.

* * * *

## એક પથરે બે પક્ષી મારવાં.

એક અમેરીકન સલાટની બાયડીની કબર ઉપર તેણે તેણીની યાદગારીમાં એક લેખ કોતરાવતાં તેમાં એમ લખ્યું કે "હ્યાં

સંગેમરમરના પથર કાપનાર ટૉમસ સ્મીથની બાયડી જેનને દાટેલી છે. તેણીની યાદગારીમાં આ પથર તેના ભર્તારે ઉભો કીધો છે. તે કેવું અછું કામ બનાવી શકેછે તેનો આ એક નમુનો છે. જો કોઇને એવાજ યાદગારીના પથર જોઇતા હશે તો ૨૫૦ ડૉલરની કીમત પડશે."

"એક પંથમાં દો કાજ" જેવો બીજો દાખલો નીચે મુજબનો છે. એક જવાન સ્ત્રીએ પોતાના ભર્તારની કબર ઉપર નિચલા લેખ સાથની તખ્તી ચહોડાવી હતી:—જેમ્સ એચ. આર—ની યાદગારીમાં. મરણ પામ્યો તા. ૬ઠી ઑગસ્ટ ૧૮૦૦. તેની વિધવાની વય ૨૪ વરસની છે અને ફરીથી એક ભલી બાયડી થવાને લાયકના સઘળા ગુણ ધરાવેછે. ઠેકાણું—"

* * * *

## મોરનાં પીછાંમાં કાગડો.

ભૂરચના શાસ્ત્ર વિશે ભાષણ આપવાની સઘળી ગોઠવણ એડીન્બરોની પાઠશાળાના એક શિક્ષાગુરૂએ કરી રાખી હતી, અને જાતજાતના પથરા તથા માટી વગેરે તૈયાર રાખ્યાં હતાં. પણ તુફાની વિદ્યાર્થીઓની બુરી ખો છે તે મુજબ કેટલાક લફંગાઓએ ઇંટનો એક કકડો લઇ તેને જુદા જુદા રંગથી રંગીન બનાવ્યો અને શિક્ષાગુરૂએ તૈયાર રાખેલી જીનસોમાં તેનેબી લઇ જઇ મુકયો. હવે ગુરૂએ ભાષણ ચલાવ્યું અને ટેબલ ઉપર ગોઠવેલી વસ્તુઓ વિશે એક પછી એક સમજ આપતાં કહ્યું કે ફલાનો કકડો ફલાને ઠેકાણેથી મળ્યો છે, અને ફલાની માટી ફલાની ભૂમીમાંની છે, ઇત્યાદી. એમ કરતાં શેવટે પેલી

ઇંટનો કકડો તેના હાથમાં આવ્યો જે લઈ થોડોક વાર વિચાર કરી વિદ્યાર્થીઓ આગળ તેને ખુલ્લો ધરીને તે બોલ્યો કે "મારા જવાન મિત્રો, આ કકડાનું નામ મૂર્ખાઇ છે અને તેની બનાવટ ફરનારા બેવકુફોને હું મારી સનમુખ જોઉંછું!"

* * * *

## અલ્લાને બનાઈ જોડી, એક અંધી ઓર દુસરી ખોડી.

હિંદુઓની કેટલીક નાતોમાં કન્યાની અછતને લીધે ઘરડાં ઘુઅડો નાની બાળકીઓ સાથ પરણે છે તેના દાખલાઓની ખુટ નથી. પણ સુધરેલા દેશોમાંથી આવાંજ અને વળી એથીને ઉલટી કિસમનાં કજોડાં બનવાના પુષ્કળ દાખલા નોધાયલા છે. તેમાંના થોડાક રમુજી નિચે મુજબના છે:—

* ના૦ ૧ *

આયરલાંડમાં કુકસ્બર્ગ ખાતે રૉબર્ટ જડજ નામે ધણી ૯૫ વરસની વયે આન ન્યુજંટ નામે ૧૫ વરસની કુમારીકા જોડે પરણ્યો હતો. એ બનાવ ૧૭૬૯ માં બન્યો, અને જડજની ઓળખમાં જણાવે છે કે લડાઇમાં એકવાર તેને નાકઉપર ગોળી લાગી હતી.

* ના૦ ૨ *

૧૭૭૫ ના ડિસેમ્બર માસમાં ટૉમસ નામે ધણી ૬ ફીટ બે ઇંચ ઉંચો હતો તેની શાદી હાના ટેનીક નામે ૩ ફીટ બે ઇંચ ઉંચી કન્યા સાથ થઈ હતી.

* ના૦ ૩ *

૧૭૭૯ માં એક જોડાંની શાદી થઈ, જેમાં વરની ઉમર ૮૦

વરસની અને કન્યાની ૮૫ વરસની હતી, પણ આ દાખલામાં નવાઈ જેવું વિશેષ એ છે કે બંને જણ વચ્ચે લગ્નના દિવસની ૬૦ વરસ આગમજની મોહબ્બત બંધાઈ હતી!

* નાo ૪ *

૧૮૦૫ ના જાનેવારી માસમાં ૨૩ વરસના એક નવ જવાન શખ્સની શાદી થઈ હતી. પણ તેની મોહરદારની વય ૮૬ વરસની હતી, અને વળી તેણી ૧૭ બચાંની મા હતી!

* * * *

## દાંગે માર્યાં પાણી જુદાં પડે?

જૉન કેરીડર નામે એક પરણેલો મજુર ૧૭૪૧ માં લડાઈમાં ઉતર્યો અને ફ્રેંચોના હાથમાં કેદ પકડાયો, ત્યાંથી તે નાસીને જર્મની ગયો અને એક પછી એક બે બાયડીઓ સાથ પરણ્યો અને તે બંને મરી ગઈ. બીજી તરફથી ઇંગ્લંડ ખાતેની તેની બાયડીએ પોતાના ભર્તારને મરણ પામેલો અથવા પાછો નહીં ફરે એમ સમજીને એક પછી એક બે ધણીઓ સાથ શાદી કીધી, અને એતેફાક એવો બન્યો કે તેઓ બંને મરણ પામ્યા.

૨૩ વરસના ગાળા પછી જૉન કેરીડર જર્મની છોડીને પાછો ઇંગ્લંડ આવ્યો. તેને તેની પહેલી સ્ત્રીવિષે કશી યાદ હતી નહીં, પણ પોતાનાં વતનમાં ફરતાં એક દિને તેણે એક સ્ત્રીને ફળ વેચતી દીઠી. તેણે તેણીને પીછાની, અને પેલીનાં દિલમાંબી મોહબતનો આતશ ગરમ થયો. બંનેએ એકેકની કહાણી કહી સંભળાવી અને બંને પાછાં એકેકનાં થઈ ગયાં.

* * * *

## રૂપની રળે ને કરૂપની ખાય.

મોટી ઉમરના પરણેલા શખ્સો પોતાની પહેલી સ્ત્રીનાં મરણ પછી વિધવાઓને પોતાની ભાગીયણ નહીં કરતાં પોતા કરતાં બહુ નાની વયની કુમારીકાઓ સાથ શાદી કરેછે, એ આજના વખ્તની આપણી તરફની ફરીયાદ છે. પણ ૧૭૩૩ ના સાલમાં સાઉથ કેરોલીના ખાતેની કેટલીક જવાન કુમારીકાઓએ ત્યાંના હાકમને જે નવાઈ જેવી અરજી કીધી હતી તે ઉપરથી જણાય છે કે ત્યાંની વિધવાઓનો સેતારો આપણી તરફની તેમની બહેનપણીઓ કરતાં બુલંદ હતો. ઉપલી કુમારીઓની ફરીયાદ એવી હતી કે પરણવા લાયક ઉમરના જવાનો તેમને લાયકની કુમારી કન્યાઓને પસંદ નહીં કરતાં જવાન વિધવાઓની ફાંસમાં ફસી જાય છે અને તેઓ તેમનેજ પસંદ કરી પરણે છે, જેથી બીચારી કુમારી છોકરીઓની કશી દાદ લાગતી નથી. આ ઉપરથી આ છોડીઓએ ગવર્નરને વિનંતી કીધી હતી કે તેણે એવો ધારો પાડવો કે, કોઇબી વિધવાએ સઘળી કુમારી સ્ત્રીઓનો ઉદ્દાવ થાય ત્યાંસુધી કોઇપણ જવાન સાથ પરણવું નહીં, અગર નહીં તો એવાં લગ્ન કરનારી વિધવા તેમજ કુમારા જવાનને દંડ થશે.

સાઉથ કેરોલીનાના ગવર્નરે ઉપલી માંગણી મુજબનો હુકમ કહાડેલો જણાતો નથી, પણ તેવો હુકમ એક પોર્ચુગીઝ રાજાએ કહાડી વિધવાઓને ફરમાવ્યું હતું કે ૫૦ વરસથી ઉપરની કોઈપણ વિધવાએ ભીખારી હાલતના જવાન સાથ શાદી કરવી

નહીં, કેમકે તે જવાન પોતાની ઘરડી સ્ત્રીની દોલત ખાઈ જાય છે અને તેમનાં બાળકોને માટે કશું રહેતું નથી.

*　　*　　*　　*

## હુશીયારી કોઇના બાપની છે?

વેલાતની એક શેસનકોર્ટમાં એક નોકર સ્ત્રીના ચોરીના વાંક માટે તપાસ ચાલી. તેની શેઠાણીએ તોમત મુકયું કે ચાકરડીએ ફલાની ચીની વસ્તુઓ ચોરીને પોતાના અદરાયલા મર્દને લઈ જઈ આપી હતી. તોમતદાર સામે સાક્ષી આ મર્દ સિવાય બીજું કોઈ હતું નહીં, અને એ ધણીએ કબૂલ કીધું હતું કે ચોરેલી વસ્તુઓ તેણીએ તેનેજ આપી હતી. શેસનમાં મુકદમો નીકળવા આગમજ તોમતદારના વકીલ મી૦ એલીસ ઐટને (જે પાછળથી પાર્લામેંટમાં બિરાજ્યો હતો) તેણીને જામિન ઉપર છુટી કરાવી, અને પેલા અદરાયલા મર્દ સાથ તેણીનાં લગ્ન ગુપચુપ એવી રીતે કરી અપાવ્યાં કે સામેવાળાઓને તે બાબે ખબર પડે નહીં.

હવે જે દિને તપાસ ચાલી તે દિને પેલો મર્દ સાક્ષી આપવા ઉભો. પણ સામી પક્ષના વકીલે તેને પહેલો સવાલ પુછવાની તૈયારી કીધી એટલામાં મી૦ એલીસ ઐટને ઉઠી ઉભો થઈ વચે પડી સાક્ષીને પુછ્યું કે, "તોમતદાર સાથ તને કંઈ શગાઈ છે કે?"

સાક્ષી—હાજી.

મી૦ એલીસ—શી શગાઈ છે?

સાક્ષી—એ મારી બાયડી ને હું એનો ભર્તાર છું.

આ ઉપરથી સામી પક્ષનો વકીલ છેડાઈ પડી પોકારી ઉઠ્યો—"તમે લોક ક્યારે પરણ્યાં?"

સાક્ષી—ગઈ કાલેજ, સાહેબ.

વકીલ—કંઈ તેનો પુરાવો?

સાક્ષી—આ રહી સર્ટીફીકેટ.

આમ કહી તેણે એક દસ્તાવેજ રજુ કીધો. પછી મી૦ એલીસે કોર્ટને અરજ કીધી કે ધારા મુજબ એક ખાવંદ પોતાની ઓરત સામે સાક્ષી આપી શકે નહીં. કોર્ટે આ તકરાર કબૂલ રાખી, સાક્ષીને પીંજરાંમાંથી ઉતારી પાડ્યો અને પોતાની ધણીયાણીને લઈ ઘેર જવાની તેને પરવાનગી મળી. ચોરીના વાંક-માટે સજા કરાવનારાંઓ હાથ ઘસતાં ઘેર ગયાં, અને મી૦ એલીસ ઍટનની હુશીયારી માટે કોર્ટમાં તમાશગીરો વગેરેએ ખુશાલી બતાવી.

* * * *

## કેવી જબરી થાક?

બેહલી—બચા મેહલી, તું તો આજે ઘણોજ થાકી ગયલો જણાયછ, એમ કેમ?

મેહલી—તો નહીં થાકું? રોજ સાત વાગે ઉઠવાનો ધારો, તેમાં આજે ૧૦ મિનિટ સકારે ઉઠવું પડ્યું. ૧૦ મિનિટ મોડે ઉઠ્યો હોતે તો એટલી થાક નહીં ચહડતે.

* * * *

## કોર્ટમાં કવિતા.

એક રાતની વેળાના સાહુકારને મારામારીને માટે મેજીસ્ટ્રેટ

આગળ ઉભો કીધો. એ વેળા ચાલેલી વાતચીતનો હેવાલ જેમ ઇંગ્રેજીમાં પ્રગટ થયો છે તેમ એમનો એમ ઉતારી લઇએ છીએ. વાંચનાર જોશે કે આપણા સાહુકાર કવિ-મગજના હતા:-

"Is your name John Fray?"

"It is, your honour; so the people say."

"Was it you who struck this man and caused the alarm?"

"Sure it was, your honour; but I thought there was no harm."

"Now, stop that! Did you come here to make rhymes?"

"No, your honour; but it will happen sometimes."

આ ટકોરથી મેજીસ્ટ્રેટને કંઇક હસતું આવ્યું, અને પછી તેને આ મુજબ ધમકાવીને રજા આપી:—

"Go away, you rascal, get out of my sight!"

જે ઉપરથી સાહુકાર હસીને નિચલો ઉત્તર દઇ ચાલી ગયો:-

"Thank ye, your honour; an' a very good night."

* * * *

# વીરવૈતાલનાં રમુજી પરાક્રમો.

* ૯ *

## મનનો મોટો તે એ.

બીજે દિને સહવારમાં વીર બજારમાં જઈ એક ચાળણી ખરીદ કરી લાવ્યા. પછી પોતાની માકને એક ફળ સુખડી નામનું મિષ્ટાન તૈયાર કરાવ્યું, જેમાં જાતજાતનાં ફળ વગેરે નાખ્યાં હતાં. પછી તે ઉપર માખણ, ઘી અને દહીં પાંથરીને તેણે તે ફળ સુખડી એક હાથમાં લીધી, અને બીજા હાથમાં પેલી ચાળણી લઇને વીરે રાજાના મોહોલ તરફનો રસ્તો ધર્યો. આ વેળા તેના મહોપર બહુ ખુશી પ્રગટી હતી.

રાજાજીને વીરને આવી પુગ્યાની ખબર મળે તે આગમજ તેણે મહો આગળ ચાળણી ધરી અને પછી "રામ રામ" કીધા. આ નવાઈ ભરેલો તમાશો જોઈ રાજા અમરસિંહ હસી પડ્યો.

"એ નવા ઢોંગ શા માંડ્યા છે તેં?" રાજાએ પુછ્યું. "આ ચાળણીમાં મહો કેમ ઢાંક્યું છે?"

"શું ત્યારે રાજાઓ કાલની વાત આજે ભૂલી જાયછે કે? મને એવી ખબર નહોતી. શું ગઇ કાલે તમે મને આમ કહ્યું નહોતું કે મારે તમારી આગળ એવી રીતે હાજર થવું કે તમે મને જુઓ તેમજ નહીં જોઈ શકો?" વીરે યાદ આપી.

"હા, હા, ખરી વાત. હવે મને સાંભર્યું." રાજાએ ભૂલ કબૂલ કીધી. "પણ હું તો તને જોઉં છું?"

"શું? કાલે તમે મારો ચેહરો જેવી રીતે જોઇ શક્યા હતા તેવીજ ખુલ્લી રીતે આજે પણ જુઓ છો? નહીં બને. જો

ચાળણી કહાડી નાખું તોજ તેમ બને. હવે ત્યારે તમારી ઇચ્છા મુજબ મેં કીધું કે નહી?"

"હા, હા, વીરવૈતાળ, તેં બોલેબોલ શરત પાળી. પણ વારૂ પેલી વાડી અને તબેલો અને ઘંટી આણવા મેં કહ્યું હતું તે ક્યાં છે?" રાજાએ હવે બીજી શરતો યાદ કરીને પુછ્યું.

"આ રહ્યાં તે. આ મારા બીજી હાથમાં તે સર્વને ભેગાંજ હું લાવ્યો છું. આ જુઓ. એમાં તમારી વાડી છે, કેમકે એમા હરપ્રકારની વનસ્પતી છે. એમાં તમારો તબેલો છે, કેમકે એમાં માંખણ, ઘી અને દહીં છે. એમાં તમારી ઘંટી પણ છે, કેમકે એમાં ઘઉંનો લોટ છે."

"વાહ, વાહ! ધન્ય છે તને, વીર! તારા સરખો વીરજો તો મેં ક્યાંઈએ દીઠેલો નહીં. આજથી મારૂં દરબાર તે તારૂંજ છે, વીર! તારે જોઇયે તેવો ઉપયોગ કર." રાજાજીએ ખુશી થઈ તેને પોતાની જોડમાં બેસાડીને કહ્યું. પછી પોતાની હીરાની વીંટી આંગળીએથી કહાડી વીર આગળ ભેટ ધરી તથા ખજાનચીને હુકમ આપ્યો કે એક હજાર રૂપીયાની થેલી લાવી વીરને ઇનામ આપવી.

વીર—જો હું આપનો હુકમ માન્ય ન કરૂં તો આપે ગુસ્સે થવું નહીં. મહારાજ, અત્યારમાંજ મારા શત્રુઓ વધી ગયા છે તો પછી મારી દોલત જોઇને તો તેઓ મને જીવવા પણ ન દે. જેને કંઈ જોઇતું નથી, અને જેની કને કાંઈ નથી, તેને કોઇથી ડરવાનું નથી. મહારાજ, મને આપનું ઇનામ જોઇતું નથી, કેમકે મારી નિંદ્રામાં ખલલ થાય એ મને ભાવતું નથી.

રાજા—એ તું શું બોલે છે?

વીર—નહીં સમજ્યા? આ તમારી ઝપઝપ થતી અંગોઠી કબૂલ રાખું અને આ તમારા એક હજાર રૂપીઆ મારા ખીસામાં સેરવી દઉં, તો પછી મારાં નાનકડાં મનમાં એનોએ વિચાર ઘોળાયા કરે કે હવે હું એનો ઉપયોગ તે શો કરીશ? આ વિચારથી મને પેટ ભરીને ભૂખ લાગે નહીં ને આંખ મિંચીને ઉંઘ આવે નહીં. હું આજે થાળ ભરીને ભોજણ જમનારો ને આખા આઠ કલાક ઉંઘનારો તમારી દોલત લઇને તે સર્વ ખોહી બેસું; એટલે એક નકામી વસ્તુ લઇને બીજી સકામી વસ્તુ વેચું, એમ થાય.

રાજા—તું વાત તો ખરી બોલ્યો. પણ મારે તો તારા તરફનો પાડ માનવો જોઇયે, તે કેમ માનીશ?

વીર—તમે મને ઇનામ આપવાની મરજી દેખાડી તે આપ્યા બરાબરજ છે.

રાજા—ના, ના; એક મોટા માણસે નાનાનો દેણદાર રહેવું ન જોઇયે.

વીર—તેમ એક નાના માણસે પોતાની યોગ્યતા ઉપરાંતનું ઇનામ કબૂલ રાખવું પણ ન જોઇયે. એક રાજા આપણને ઇનામ આપે તેને આપણ યોગ્ય ન હોઇયે તો તેના પાડવામાં જેટલી મોટાઈ છે તેટલી તે કબૂલ રાખવામાં નથી.

* ૧૦ *

## રાણી તરફનું બીજું મોશાળું.

એક ગમથી અમરસિંહ રાજા અને વીરવૈતાલ વચ્ચે ઉપર

મુજબની તકરારો ચાલેછે, એટલામાં બીજી તરફથી રાણી લાલબા તરફથી એક પત્રિકા લઇને એક દાસ આવ્યો, જેમાં એવું લખ્યું હતું કે રાણીનો જીવ આજે ઉદાસ છે માટે વીરને તેણીકને મોકલવો કે જેની રમુજી વાતોથી લાલબાને ખુશી ઉપજે.

રાણીસાહેબે દેખાડેલું આ કારણ કેવળ ખોટું અને ઠગાઈ ભરેલું હતું. ઠકરાણીઓ વગેરે રાજકાજમાં ભાગ માંગતી હતી તેમની અરજી રાજાજીએ ઉરાડી નાખી ને તેમને ફજેત કરી કહાડી મુકી તેમાં અંદરખાને વીરવૈતાલનોજ હાથ હતો એમ રાણી લાલબાના જાણ્યામાં આવી ચુકયું હતું, અને તેથી તેમજ બીજી આગળ પાછળની વાતોને લીધે રાણીજી આપણા વીર ઉપર બહુ કીનો બાંધી બેઠાં હતાં. અને હવે તેઓએ નકીજ કરી રાખ્યું હતું કે વીર સપાટામાં આવે તો તેને જીવતો છોડવોજ નહી.

વીરને કેમ સપાટામાં લેવો તેનો વિચાર લાલબા આગમજથી કરી ચુકેલી હતી, અને તેમ કરીનેજ તેણીએ તેને તેડાવાની પત્રિકા રાજાજી ઉપર લખી હતી. આ પત્રિકા વાંચીને રાજાએ તેમાં દર્શાવેલી વાતો ખરી માની, અને વીરને ફરમાવ્યું કે, "તારે એકદમ રાણી પાસે જવું, કેમકે તેણીને રમુજની જરૂર છે, અને તેનાં દિલની ગમી તારી વાતચીતથી દૂર થઇ જશે."

વીરને આ વાત ગમી નહીં. તે તો શો ભેદ છે તે એકદમ ચેતી ગયો. માથું ધુણાવીને તે બોલ્યો કે—

"રાજાજી, જ્યારે કહોલો મરઘાં ઉપર ત્રાપ મારવાનો હોય છે ત્યારે ઉંઘવાના ઢોંગ કરેછે. એજ પ્રમાણે વાઘનીપેઠે સ્ત્રી પણ વેર લેવાને કદી ચુકતી નથી.

રાજા—જ્યારે તું મારી વાત માનતો નથી તો આ પત્રિકા વાંચતાં આવડતું હોય તો તુંજ વાચીને ખાતરી કર.

વીર—મહારાજ, અજમાયશ મારી સર્વેથી સરસ કેતાબ છે, ને તે હું વાંચી ચુકેલો છું.

રાજા—અરે ગાંડા, એક રાણીનો ગુસ્સો તો તરત સમી જાયછે.

વીર—દેવતા ન હોય પણ રાખમાં આતશની છટકલી લાંબો વખ્તસુધી કાયમ રહી શકેછે તો.

રાજા—તું મારાઉપર આટલી કૃપા નહી કરીશ? જા, મારે ખાતર રાણી આગળ જા, અને બીહીશ મા.

વીર—દાઝેલું છોકરૂં આતશ જોઇને ડરેછે.

રાજા—મારા મોહોલમાં છે ત્યાં સુધી તારે ડરવું નહી.

વીર—એક સોનાનાં પીંજરાંમાં કેદ પડવા કરતાં ઝાડીમાં આમતેમ ઉડતા ફરવાને પક્ષીને બહુ ભાવેછે.

રાજા—ત્યારે હું જેટલો આગ્રહ કરીશ એટલો તું હઠીલો થઈશ, કેમ?

વીર—તુફાનમાં વહાણ હંકારવાનો નાખોદાને હુકમ આપનારને કાંઠાઉપર ઉભા રહી તમાશો જોવામાં લાભ છે.

રાજા—હિમત રાખ, ડર નહી, અને સિંહનીપેઠે ધસ્યો જા.

વીર—જેનું દિલ મેંઢાંનાજેવું પોચું તે સિંહની હિમત ક્યાંથી લાવે? મેંઢું થઈ મારે વરૂ આગળ નથી જવું.

રાજા—છટ છટ! એવું ગાંડું બોલીશ નહી. તને શેની બીક છે? રાણી કંઈ એટલી કપટી નથી. તેં પેલી ઠકરાણીઓને ફજેત કરાવી તેથી તો મારી લાલબાને બહુ હસવું આવ્યું છે.

વીર—એક સ્ત્રીનાં હસવાં અને ખુદાં ખચરના દોડવા ઉપર કદી વિશ્વાસ રખાય નહી.

આ સઘળી તકરારો છતાં અંતે રાજાના બહુજ આગ્રહને લીધે વીરને રાણી આગળ જવાની ફરજ પડી.

*
* *

## ઉટકી ચુટકી.

* ૧ *

જડજ—તેં આ પાકેટ બુક ચોરી એ તો ખરૂં. પણ તેની જોડેજ ઘડિયાળ હતું તે કેમ રહેવા દીધું?

ચોર—હું એવી ચોરૂં એવો છું કે જે? કોઈ કંઈ ચોરે ને કોઈ કંઇ!

* ૨ *

એક ધણી નોકરી કહેવા ગયો ત્યારે તેના શેઠે પુછ્યું—

"સાચું બોલેછ? શું તારી છેલી જગાઉપર ચાર વરસ તું રહ્યો તો?"

"હા, મુરબી સાહેબ!"

"ઠીક ત્યારે, લાંબી મુદત સુધી નોકરી કરે એવાજ નોકરો મને જોઇયે છે." શેઠે સંતોષ દેખાડયો. "પણ વારૂ એ મુદત તેં ક્યાં કહાડી હતી?"

"જેલમાં, મુરબી!"

* ૩ *

દર્દી—ડાકટર, તમે મને મારી નાંખવામાટે જીવાડવાની કોશેશ કરોછો.

દાકટર—કેમ વારૂ?

દર્દી—તો જુઓની ડાકટર, હું જીવતો થઇશ ને પછી તમારૂં બિલ જોઇને હેબતથી પાછો બીમાર પડી મરી જઇશ!

* ૪ *

શિક્ષક—માણસના સર્વેથી છેલા દાંત કયા?
છોકરો—ખોટા દાંત, સાહેબ!

* ૫ *

"જમશેદ, તારા ભાઈ સાથે કેમ બોલતો નથી?"
"તેણે મને ઘરડું ઘુવડ કહ્યો તેથી."
"ઓ ખોદા! ઘરડું ઘુવડ? તો તું હજી ઘરડો કયાં છે જે?"

* * * *

## પોપનું વ્યાકરણ શું?

એક પોપની જનાબમાં એક નાના ધર્મગુરૂમાટે ફરીયાદ થઈ કે તેને કશું આવડતું નથી. પોપે તે ગુરૂને બોલાવી તપાસ લેવાની મતલબથી પુછ્યું કે—

"પોપનું વ્યાકરણ શું?"

"ભાગયોગી અવ્યય?"

"એટલે શું? તે કેમ?"

"કારણ કે પોપસાહેબ દરેક નફા ભરેલાં કામમાં પોતાનો ભાગ રાખે છે. દરેક જણનાં ગજવાં તરફ તેમની આંગળી જતાંજ તેમનો ભાગ પોતાનીમેળે પડે છે."

"શાબાશ! તું તો બડો ખબરદાર છે. જા, તારૂં કામ બજાવ."

* * * *

## મુદત આગમજ વ્યાજ.

રેમના શહેનશાહ વેસ્પેશ્યનને ખબર મળી કે ફલાના રૂમી અમીરની પાયદસ્ત પાછળ રૂ. ૬૦૦ નો ખર્ચ થયો. શેહેનશાહે આ ઉપરથી વડા વઝીરને પુછયું કે—

"મારી પાયદસ્ત પાછળ કેટલો ખર્ચ થશે?"

"નામદાર શહેનશાહ, રૂ. ૩૦૦૦૦ કરતાં તે ઓછો નહીં થાય."

"ત્યારે ભાઈ મેહરબાની કરીને તે રકમ તું મને હમણાંજ આપી દે, અને જ્યારે હું મરણ પામું ત્યારે મને ટાઇબર નદીમાં ફેંકી દેજે!"

* * * *

## માખમારૂ શહેનશાહ.

એક દહાડે રૂમી શહેનશાહ ડોમીશ્યન પોતાના મેહેલમાં ભરાઈ રહ્યો અને દરબારમાં હાજર થયોજ નહીં. દરબારીઓમાં પરપુછ થતાં કોઈ કહે કે "રાજદુઆરી કામમાં શેહેનશાહ રોકાયો છે." કોઈ કહે "તે નામદાર તો ફિલસુફીનો અભ્યાસ કરે છે." વળી બીજાઓ એમ ડીંગ મારે કે "શેહેરના ફાયદાને-માટે તે નામદાર નવી તદબીર રચે છે."

અંતે એક દરબારીએ કંટાળીને અથવા ચટપટ થવાથી શેહનશાહના ઓરડાની દેવાલની ફાટમાંથી નજર લાંબી પુગાડીને જોયું તો શેહનશાહ તો કેથો માખ પકડતો હતો!

* * * *

## ડાહ્યું જોડું.

એક ખેડુતનાં ઘરમાં આગ લાગી. ખેડુતે બાયડીને કહ્યું કે

આપણે જલદીથી જીવ બચાવવો જોઇયે. પેલી આમ કરવાને રાજી થઈ. બંને ઘર બળતું નાખીને બહાર નીકળી પડ્યાં. પાછળથી પોતાના મિત્રો આગળ ખેડુતે કહ્યું કે "હું અને મારી બાયડી જો કોઇબી દિવસ એકમત થયાં હોઇયે તો તે આજેજ છે. અમે બંને ઘરમાંથી પહેલાં બહાર નીકળવાને એકમત થયાં તેથીજ અમારો જીવ બચ્યો. બાકી જો છેલ્લાં ત્રીશ વરસમાં અમો વચે મતફેર ચાલુ હતો તેમ આ વખ્તબી બનતે તો અમો બંને બળી મરતે."

* * * *

## "હું તો ગધેડાને રડું છું!"

એક પાદરીનો અવાજ ઘોઘારી હતો. જ્યારેબી તે ગાયન ગાતો કે વાયજી કરતો ત્યારે ભક્તિ કરવા આવનારી એક સ્ત્રી રડતી હતી. આ બનાવ પેલો પાદરી જોતો અને તેને વિચાર આવતો કે તેનાં સંભાષણની અસરથી તે બાપડી રડેછે. તોપણ એ બાબે ખાતરી કરવાની મતલબથી તેણે એક દિને ક્રિયા પુરી થયાબાદ પેલી બાઇની નજદીક જઇ તેને રડવાનું કારણ પુછ્યું.

"બાઈ, ખરૂં કહો, મારી વાયજીથી તમારા ઉપર એટલી બધી અસર થાયછે કે મારાં ગાયનથી?"

"અરે સાહેબ, તમને શી વાત કહું? એક વાર મારો ઘરડો માનીતો ગધેડો હતો તેને વરૂ ખાઈ ગયાં છે. પણ જ્યારેબી હું તમારો આવાજ સાંભળું છું ત્યારે મને તે પ્યારૂં પ્રાણી યાદ

આવેછે અને હું રહુંછું; કેમકે તેનો ભુકવાનો અને તમારો બોલવાનો કે ગાવાનો સાદ બરાબર મળતો આવેછે!"

* * * *

## ઓદ્ધાની ચાવી.

એક પાદરી હમેશાં નિચી નજર રાખીને ચાલતો હતો. પણ જ્યારે તેને મોટો ઓધો મળ્યો ત્યારે તે પોતાની નમનતાઈ, લાયકી અને અસીલાઈ ભૂલી ગયો અને બહુ મગરૂર તથા મિજાજી થયો. જ્યારે તેને આ બાબતનું કારણ પુછવામાં આવ્યું ત્યારે તે બોલ્યો કે "જ્યારે હું નીચું જોતો હતો ત્યારે મારા હાલના ચલડતા ઓધા માટેની ચાવી ધુંડતો હતો!"

* * * *

## એથી સરસ બદલો કયો?

એક વખણાયલા તબીબે એક પોતાની ઓળખાણની માતબર સ્ત્રીની દવા કરીને તેનો જીવ ઉગાર્યો. આ સેવા પછી પેલી બાઇએ તેનો બદલો વાળી આપવા માટે તેની ફી પુછી. તબીબે કહ્યું કે ઓળખાણવાળાંઓ કનેથી હું ફી માગતો નથી, પણ તેઓ જે આપે તે કબૂલ રાખું છું."

"તમે કદી નારાજી થયા નથી?"

"કદી નહીં,"

ત્યારે મારી આ બે મુઠીમાંની ગમે તે પકડો, અને તેમાં જે હોય તે તમારૂં."

"કબૂલ છે," આમ કહીને તબીબે જમણા હાથની મુઠી

પકડી. તે તદ્દન ખાલી હતી. ડાવા હાથની મુઠીમાં મોટી રકમનો ચેક હતો.

"અફ્સોસ ડૉકટર, જો તમે આ મુઠી પકડી હોત તો કેવું સારૂં?" પેલી ખુબસુરત બાઇએ તબીબની નિષ્ફળતા માટે દયા ખાઇને કહ્યું.

"મુદલ નહીં. તમારા તે હાથને બદલે આ હાથ મારફતે તમે મને એક ચેક કરતાં વધારે કીમતી વસ્તુ આપી છે. તમે તમારી ખુશીથી તમારા હાથ જોડે તમારૂં દિલ મને આપ્યું છે અને તે મારે કબૂલ છે!"

પેલી બાઈ શરમાઈ ગઈ. કહેવાની અગત્ય નથી કે થોડીજ મુદતમાં તેમની સાદી થઈ.

* * * *

## "છોકરો જણ્યો સાહેબ!"

સુરત શહેરમાં એકવાર મરકી ચાલી અને કેટલીએક છોડીઓ થોડાક દિવસસુધી નિશાળે ગઈ નહીં. એક છોડી ઘણે દહાડે સ્કુલમાં આવી ત્યારે તેણીની ગેરહાજરીનું કારણ માસ્તરે પુછ્યું.

"અમારા ઘરમાં અડચણ હતી તેથી અવાયું નહીંજી."

"અંહ! એમ કે?" શિક્ષક પેલી છોકરીથી દૂર જઈ કમકમ્યો. તે સમજ્યો કે તેણીના ઘરમાંથી મરકીએ દેખાવ દીધો હશે. "કોઈ સપડાયું હતું કે?"

"હા જી, મારાં માયજી," પેલી નિર્દોષ બાળકીએ જવાબ દીધો.

"અરે, ત્યારે તો તું પાછી ઘર જા."

પેલી છોડી શિક્ષકના હુકમ મુજબ અમલ કરવા જતી હતી એટલામાં તેણે ફરીથી પુછ્યું.—

"વારૂ કોઈ તબીબને બોલાવ્યો હતો કે?"

"હા જી."

"તેણે શું કહ્યું કે એ શું છે?

"તેણે તેમજ દાઇએ કહ્યું કે માયજીએ બુચો જણ્યો છે."

* * * *

## જડજનો શગો.

સર નિકોલસ બેકને એક વેળા એક ચોરને ફાંસીની સજા ફરમાવી. ચોરીના મોટા અપરાધોને માટે આગળ ઈંગ્લાંડમાં આવી શેવટનીજ સજા થતી હતી. પણ આ સજા મળે તે આગમજ બંધવાએ કરગરીને કહ્યું કે "મારા ઉપર દયા કરવી, કેમકે હું તમો નામદારનો ખેશી થાઉંછું."

જડજે પુછ્યું કે "કેમ?"

"તો જુઓની નામદાર, મારૂં નામ હૉગ (ડુકર) અને તમો મુરબીનું નામ બેકન (ડુકરનું ગોસ્ત); એ રીતે આપણ બંને એકજ લોહી ધરાવીયે છીયે!"

"ખરી વાત," સર નિકોલસ બોલ્યો; "પણ તું એક વાત જણાવતાં ભૂલી ગયો. જ્યાંસુધી જીવતા હૉગ (ડુકર) ને લટકાવ્યામાં આવતો નથી ત્યાં સુધી તે બેકન (ગોસ્ત) દાખલ ગણાતો નથી. માટે જ્યાંસુધી તું ફાંસીને લાકડે ચહડે નહીં ત્યાં સુધી તું મારો ખેશી થઇ શકે નહીં!"

* * * *

## નહી મામા કરતાં કાંણા મામા ભલા!

એક વકીલ ગાડીમાં બેસીને પાસેનાં ગામમાં જતો હતો, પણ તેને માર્ગે બરાબર ખબર ન હતો માટે રસ્તે ચાલી જતી એક ડોસીને તે પુછ્યો, જેણી એક આંખે કાણી હતી. પેલી ઓરતે બરાબર નીશાની આપી અને અરજ કીધી કે "હું બી તેજ ગામ જનાર છું માટે મનેબી ગાડીમાં બેસાડી લેશો?"

વકીલે કહ્યું કે "નહીં મામા કરતાં કાંણા મામા ભલા." એમ કહી પેલીને બેસાડી લીધી. ટોલ ટપામાં વખ્ત નીકળી ગયો અને ઘણા માઇલની મંજલ કપાઇ તે માલુમ પડી નહીં. હવે પેલી ડોસી ગાડીમાંથી ઉતરી પડી અને વકીલનો ઉપકાર માનીને ચાલતી થઇ.

વકીલે પુછ્યું કે "હજી મને કેટલું દૂર જવું પડશે?"

ડોસી બોલી, "ભાઈ, તમારાં ગામને તો આપણ પાછળ મુકી આવ્યાં છીયે. તમે બે ત્રણ માઇલ પાછા ફરશો એટલે તમારૂં ગામ આવશે. હું તો તમને એ વાત ત્યાંજ કહેવાની હતી, પણ મેં જોયું કે નહી મામા કરતાં કાંણા મામા ભલા!"

વકીલ શરમાઈ ગયો અને મુગે મહોડે ગાડી ફેરવી ચાલતો થયો.

* * * *

## ટુચકા.

* ૧ *

એક નાટકના તખ્તા ઉપર કોઇએ એક હંસનું ડોકું નાંખ્યું. એક નાટકી જે તે વેળા તખ્તા ઉપર હતો તેણે ધીમેથી જઈ તે ડોકું લઈ તમાશગીરો સામે જોઈ કહ્યું—"ગૃહસ્થો, તમારામાંથી

કોઈ ધણીનું જો માથું ગયું હોય તો બેફિકર રહેજો. નાટક પૂરો થયા પછી હું તે પાછું ઠેકાણે લાવી શકીશ."

* ૨ *

એક ફિલસુફને એક ખાનાની મજલેસમાં સારીપેઠે જમતો જોઇને તેની પડોસમાં બેઠેલા એક ઉમરાએ ટકોર કીધી કે "કોઈ કોઇવાર ફિલસુફો બી ખાનાર પીનાર હોય છે!"

પેલા ફિલસુફે તુર્ત જવાબ દીધો કે "કાંય નહીં હોય? શું તમો ખરેખર એમજ માનો છો કે આ દુન્યાની સઘળી ન્યામતો ખોદાતાલાએ મૂર્ખ અને અજ્ઞાન માણસોને માટેજ પેદા કીધી છે?"

* * * *

## "તારાજ કોદરા ને તારોજ દારૂ, હું નાચું તો કેવો વારૂ?"

એક દિને બે ફકરનાં ઝાડોએ એક પહોચખાનાંવાળાને ઠગવાનો ઠરાવ કીધો. તેઓમાંનો એક જણ પહોચખાનાંમાં દાખલ થયો અને પોતાની માગણી મુજબ અછું પકવાન પેટ ભરીને જમ્યો. પછી તે ત્યાંથી ઉઠયો એટલે માણસે આવી પૈસા માગ્યા. પેલાએ કહ્યું કે ભાઈ મારી કને તો કંઈ નથી. તુરત પોલિસને બોલાવી, પણ આસપાસના લોકોએ પહોચખાનાંવાળાને સમજાવ્યો અને કહ્યું કે અન્નદાન કીધું એમ સમજીને આ મુફલેસને જવા દેવો. અંતે તેમ થયું અને પેલો હરામખોર મુફતનું ભોજણ જમાને ઘેર ગયો.

હવે આ પહોચખાનાંવાળાને ઠગવાની તેના બીજા મિત્રની

વારી આવી. ઉપલા બનાવ વિશે તે કશું જાણુતોજ નહી હોય તેમ પહોચખાનાંમાં ગયો અને પુછ્યું કે "સારૂં ભોજણુ જમાડશો ?"

ધણી ખબરી રહેલો હતો તેણે મિજાજમાં ઉત્તર દીધો કે "હા, હા, જમાડશું—બેસો"

આમ કહીને તે એક વાસણમાં પાણી ભરી લાવ્યો અને પેલા ધણી ઉપર રેડી બોલ્યો કે "લે ભોજણુ–જમ પેટ ભરતું!" આ ઉપરથી પેલા જમવા આવનારે મિજાજ ખોહી દીધો અને આ વર્તણુકનો ખોલાસો માંગ્યો.

ધરધણીએ ગુસ્સામાંજ ઉત્તર દીધો કે "એક લુછો હમણાજ મને ઠગી ગયો તેમ શું તુંબી ઠગવા આવ્યો હતો કે ? જા મુગો-મુગો, નહી તો લાત મારીને હેઠો નાખીશ."

અંતે તકરાર વધી પડી. પોલિસ વચ્ચે પડી. જમવા આવનારે કહ્યું કે "હું ભોજણુના પૈસા આપવાને શક્તિવાન છું તે છતાં આ ધણીએ મારૂં અપમાન કીધું માટે હું નુકસાની ભરી લેવાની ફરિયાદી માંડીશ."

આ રીતે કામ વધી પડ્યું. પેલા ધણીએ પહોચખાનાંવાળાને પોતાની ઉપર હુમલો કરવાના વાંકનેમાટે પકડાવા માંગ્યો. ધણા મિત્રો વચ્ચે પડ્યા, અને શેવટે હા હો કરતાં એવી સમજુતી થઈ કે પહોચખાનાવાંળાએ પેલા 'સારાં માણુસ'નાં કપડાં ભીણવી તેને અપમાન આપ્યું તેના બદલામાં તેને ૫૦ પૌંડની રકમ આપીને માંડી વાળવું.

આમ થયું અને પેલો હરામખોર નોટ ગજવાંમાં મેલી પોતાના મિત્રને જઈ મળ્યો !

* * * *

## ચોર કોટવાળને દંડે.

એક લુચ્ચાએ એક દિને એક આબરૂદાર શખ્સને ધમકી આપી કે "તારી કને જે નોટ છે તે લઇને આ જગા ઉપરથી ફલાની જગા સુધી ફલાને રસ્તે તું સલામત જઈ શકશે નહીં." આ ઉપરથી બંને વચ્ચે તકરાર પડી અને બંનેએ શરત મારી. પેલા ગૃહસ્થે પોતાની નોટ પોતાની પાઘડીનાં પડમાં ખોશી અને ઠરાવેલે રસ્તે ઠરાવેલી જગા ઉપર જવા માંડયું.

લગભગ તે જગા ઉપર જઈ પુગ્યો એટલામાં ઈંટ, લાકડાં વગેરે જીનસોનો ઢગ માર્યો હતો ત્યાં એક નાના છોકરાને તેણે બહુ કરગરીને રડતાં સાંભળ્યો. તેનું ધ્યાન તે તરફ ખેંચાયું અને પેલા છોકરાને દયા લાવીને પુછ્યું કે "કેમ રડેછે?"

છોકરે કહ્યું કે "મારી ૧૦ પૌંડની એક નોટ હીયાં કેથી પડી ગઈ તે જડતી નથી ને ઘરે જઇશ તો મારો બાપ મને મારી નાંખશે."

આ વખ્તે તે છોકરાની આસપાસ લોકોની મોટી ભીડ થઈ અને પેલી ઈંટમાં વધારે શોધ ખોળ ચાલી. આ વેળા પેલા શરત બકનાર લુચ્ચાએ આવી લાગી કોઈ નહીં જુએ તેમ પેલા અબરૂદાર ગૃહસ્થની પાઘડી ઉરાડી નાંખી. પાઘડી પાછી ઉપાડી લઈ પેલાએ તે પહેરી, એટલે લુચ્ચે કહ્યું "આપી દે—આપી દે!"

શરત મારનારે પુછ્યું કે "શું આપી દે?"

લુચ્ચાએ પેલા બાપડાને ગળચીમાંથી પકડી લોકોને કહ્યું કે “ યારો, આ ગરીબ છોકરાની નોટ આ ચોરે લીધી છે ને મેં પાઘડીમાં એ નોટ મુકતાં એને દીઠો છે. જુઓ એની પાઘડીમાં ! ”

તપાસ કરતાં પાઘડીમાંથી નોટ મળી ખરી. આબરૂદારે બચાવ કીધો કે “ એ તો મારી છે. ”

પણ લોકે કહ્યું કે “ ભાઇ, જો સાહુકારી નોટ હોય તો તમો તેને પાઘડીનાં પડમાં શાને છુપાવો ? આપી દો, નહીં તો સરકારમાં ઝીલાઈ જશો ! ” અંતે નોટ તો પેલા છોકરાને મળી, અને પેલો ઇમાનદાર શખ્સ નાહકનો દંડ પડવાથી તથા શરત હારવાથી રડવા જેવો થઈ ગયો. પણ આ વખ્તે જો પોલિસ આવી લાગી ન હોત તો તે બીચારાપર માર પણ પડત—કેમકે લોકો બહુ ઉસકેરાઈ ગયા હતા !

* * * *

## સાહુકારી કે સાહુ ચોરી?

બે સાહુ ચોરોએ સંપ કીધો અને છુટા પડ્યા. થોડો વાર પછી તેઓમાંનો એક જણ એક મોટા ઝવેરીની દુકાનની બારીના કાચઉપર પડીને અંદર રાખેલી મતા જોતો હતો એટલામાં બીજાએ આવીને તેને પછવાડેથી એવો હડસેલો માર્યો કે બારી ભાંગી ગઇ અને પેલા શખ્સનું ડોકું કાચમાંથી પસાર થઈ બીજી બાજુએ ફુટી નીકળ્યું.

ઝવેરીનાં માણસો દોડ્યાં આવ્યાં અને પેલા સાહુકારને પકડ્યો. તેણે બચાવ કીધો કે “ હું તો ઝવેરાત જોતો હતો એટલામાં કોઇ બદમાશ ધક્કો મારીને નાસી ગયો. ”

ઝવેરીએ આ વાત ખરી માની, તોપણ પેલાને કહ્યું કે "કાચનો તખ્તો કંઈ મુફ્ત આવતો નથી માટે નુકસાનીના નવ રૂપિયા આપો. પેલાએ તે આપવાની ચોખ્ખી ના પાડી અને લોકો ભેગા મળ્યા તેમને તથા પોલિસ આવી તેની આગળ પોતાનાં નિર્દોષપણાંનો બચાવ કીધો.

પોલિસે પેલાને ચોકીમાં આવી ખોલાસો કરવા ફરમાવ્યું. ઝવેરી તો તેને કેદખાને નખાવવાનેજ તૈયાર થયો. પેલા સાહુ ચોરે કહ્યું કે "જો તમે મને રોકશો તો મારૂં કામ ખરાબ થશે અને હું આજનો આજ બીજે ગામ જનાર છું તેમાં ખલલ પડશે, જેથી આ કાચની કીમત કરતાં દશગણી કીમત તમને ભરી આપવી પડશે." પણ ઝવેરી કંઈ સમજે નહીં. અંતે પેલા લુચ્ચાએ નવ રૂપિયા બહુ ધાંધળ અને ધમકી દેખાડીને આપવા કબૂલ કીધું. પ્રથમ તેણે ઘણી ચેંચી કીધી અને પેલા ઝવેરીના જુલમની સર્વે આગળ ફરિયાદ કીધી. શેવટે રૂ. ૧૦૦ ની નોટ ફેંકી અને ઝવેરીએ મોટા હરખ સાથ તે ઉપાડી લઈ રૂ ૯૧ ગણી આપ્યા. સાહુ ચોર તે લઇને પોતાના મિત્રને જઈ મળ્યો.

પાછળથી ઝવેરીને માલુમ પડ્યું કે પેલો લુચ્ચો તો રૂ ૯ ને બદલે રૂ. ૧૦૦ નો ગોદો લગાડી ગયો હતો, કેમકે તેણે આપેલી નોટ તો ખોટી હતી!

* * * *

# વીરવૈતાળનાં રમુજી પરાક્રમો.

* ૧૧ *

## એક નવું કાવત્રું.

વીર રાણી લાલબા આગળ જાય તે આગમજ કોઇકિ રીતે તેના કાનપર એવી વાત આવી હતી કે તેણીએ તેને પૂરો કરવામાટે ચાર મોટા શીકારી કુત્રાઓને તૈયાર રાખ્યા હતા. આ ઉપરથી વીરે પ્રથમ બજારમાં જઈએ જીવતા સસલા વેચાતા લીધા, અને તેમને પોતાની બગલમાં છુપાવીને તે રાણીના મકાન તરફ ચાલ્યા.

અને ખરેખર વીર વૈતાળે જેવો પગ રાણીનાં દેવાનખાનાના ચોકમાં મુકયો તેવાજ પેલા વિક્રાળ કુત્રાઓ તેના ઉપર ભસતા દોડી આવ્યા, જેમને તે દિને રાણીના હુકમથી ખામખા ભુખ્યા રાખ્યા હતા. તેઓને વળી કેથે ફરવા હરવા નહી દેતાં ત્યાંજ બંધ કરી રાખ્યા હતા, માટે જેવા તેઓએ વીરને દીઠા કે તેના ઉપર ત્રાપ મારી. વીરે પોતાનો ભય જોઈ લીધો. પણ તે માટે તે આગમજથી ઉપાય યોજી લાવ્યા હતા તેમ ઝટ પેલા સસલા છોડી દીધા, જેઓને દેખતાંજ કુત્રા તેમને પકડવા દોડ્યા; અને કુત્રાના સપાટામાંથી આ રીતે મુક્ત થતાંજ વીર પેલા ચોકમાંથી પગ ઉઠાવી રાણી આગળ જઈ ઉભા.

રાણી તો બસ એમજ માની બેઠી હતી કે આજે વીર મોહોલમાંથી જીવતો જનાર નથી. પણ એક પ્રેતનીપેઠે વીરને પોતાની નજદીક આવી ઉભેલા જોઇને તે તો બહુ છેડાઈ, અને મનમાં તેને લાખલાખ સરપાવની પહેરામણી કરવા અને બડબડવા લાગી. પોતાના શત્રુને આમ અનેક સુરતમે છટકી ગયલો જોઈ લાલબા રાણી ખુશી તો કદી થાયજ નહીં, માટે દાંત

કચકચાવીને તથા મ્હોડું પીસીને તેની તરફનો પોતાનો અગાધ ગુસ્સો તેણી આ શબ્દોમાં બતાવ્યા વિના રહી નહીં:—

"રાક્ષસ! દૈત્ય! પ્રેત! વળી પાછો તું ક્યાં?"

"એથી સરસ જગા બીજી મારે માટે ક્યાં હોય?" વીરે થંડે પેટે ઉત્તર દીધો.

રાણી—પેલા કુત્રા આગળથી તું કેમ છટકી આવ્યો?

વીર—પરમેશ્વરના હાથથી.

રાણી—ઘાતકી માણસોનો સદા જય થતો નથી.

વીર—જેણે ફાંસામાં ડોકું આપ્યું તેણે ફાંસીનીજ વકી રાખવી.

રાણી—આજ તું મારા હાથમાં સપડાયો છે. હવે હું તને નહી છોડું.

વીર—જેને ઇજા ઘટતી હશે તે તે ભોગવશેજ.

રાણી—આ તારી જીંદગીનો છેલ્લોજ દિવસ જાણજે.

વીર—ભેંસ આવ્યા આગમજ ખૂંટો દાટશો નહીં.

રાણી—તું મારા હાથમાંથી બચે તે કરતાં તો ઉંદર લોખંડનાં પીંજરાંમાંથી છુટવો સહેલ છે.

વીર—જે પરમેશ્વરની ઇચ્છા હશે તે બનશેજ.

રાણી—કહોલું સમજેછે કે તેને બધી ખબર છે, પણ જે તેને પકડેછે તે તેના કરતાં વધારે જાણેછે.

વીર—ઠોકડ ખાધાવિના અનુભવ મળતો નથી.

રાણી—તું ગમે તે કહે, પણ તારૂં મોત પાસે છે.

વીર—જ્યારે વરૂ ખાડામાં પડયું ત્યારે કહોલું બોલ્યું કે 'તારે ત્યાં આવવું ન હોતું જોઇતું.'

રાણી—અને, તારી અજાયબ જેવી ખંધાઈ છતાં તું કેવો આજે ઉંડા ખાડામાં પડયોછે?

વીર—લગ્નક્રિયાનું તેડું આવ્યું તેથી કંઈ પંગતે બેસી જમવાનું પણ તેડું આવેલું સમજવું નહીં.

રાણી—વાટ જોતી હતી તારી અને અંતે તું ફસ્યો.

વીર—ગરજ શોધની માતા છે. જો ખોદા મેહરબાન તો ગધા પેહેલવાન.

રાણી—તારી આગળી સર્વે અટકચાળીનો હવે તને પસ્તાવો થતો હશે.

વીર—પસ્તાવાનો વખ્ત હજી આવેલો દીસતો નથી—પણ મોડો વહેલો આવશે ખરો.

રાણી—તું કોઇ ખરોજ કાળો નાગ છે, જેણે બાપડી સ્ત્રીજાતને ઝેર દેવાનો ધંધો માંડયો હતો.

વીર—સર્પનું ઝેર તેની પુછડીમાં હોયછે, પણ સ્ત્રીનું ઝેર તો તેનાં આખાં શરીરમાં ફરી વળેલું છે.

રાણી—હજી તારા પાપી શબ્દ મુકતો નથી ? ચાલ હવે મરવાની તૈયારી કર.

વીર—સાબરને એક નદીનાં પાણી ભાવતાં નથી તો બીજી તરફ જાયછે, અને જેમ જલદી દોડે છે તેમ તે પોતાની તૃષ્ણા ઝટ છીપાવે છે. મને પણ મરવાની તૃષ્ણા એવીજ લાગી છે, માટે ઝટ મારૂં ડોકું વઢાવો; કેમકે પેલાં વરૂએ મેંઢાંને કહ્યું હતું તેમ એકશો વરસ સુધી આપણ સાથે રહીશું તોપણ આપણ બંને વચ્ચે પ્રીતિ થવાની નથી.

* ૧૨ *

## કરોળિયો અને માખી.

વીરને આ રીતે પોતાની હયાતજ આવેલો અને શેવટે તાબે થયલો જોઇને રાણી લાલબા, જેણે ઉપલો સંવાદ બહુજ તીખાસથી

ચલાવ્યો હતો, તે ખુશી થઈ. તેણીએ માણસોને બોલાવીને વીરના હાથ પગ બંધાવ્યા, અને પછી પોતાની પડોશના એક ઓરડામાં તેને બંધ કીધો.

પણ તત્કાળ રાણીને વિચાર આવ્યો કે વીર છે બુદ્ધિવાન, માટે તે કંઈ કરીને બંધ છોડી કેદમાંથી નાસી જઈ શકશે. એટલામાટે તેણીએ તેને એક ગુણપાટના કોથળામાં બંધ કરાવી તેની ચોકી કરવામાટે એક સિપાહીનો પાહારો મૂક્યો.

રાણીએ વિચાર્યું કે વીર પોતાનું ડોકું વઢાવવાને રાજી છે માટે તે જે કામથી રાજી હોય તે તો કરવુંજ નહીં, કેમકે એમ સૂચવવામાં તેની છટકી જવાની કંઇ બી મતલબ હોવી જોઇયે. એટલામાટે તેણીની મતલબ એવી હતી કે વીરને તેના કોથળાસુધાં સહવારમાં દરીયામાં નંખાવી દેવો કે તેમાં તે ડુબી મરી જાય.

બીજી તરફથી કોથળામાં બંધ થયલા વીર મનમાં વિચાર કરવા લાગ્યા કે હવે મરણ પાસે આવ્યું ખરૂં, તોપણ બચવાનો લાગ શોધવો જોઇયે. પોતાની આસપાસ સઘળું શાંત જોઇને તે નિચેપ્રમાણે બોલવા લાગ્યા—

“કેવું દુર્ભાગ્ય! પૈસા, ધન, માલને શું કરવું છે? જ્યાં ભાગ્ય પાધરૂં નહોય ત્યાં સર્વ મિથ્યા જાણવું. આ લ્યોની, મારા પિતાજી મારે માટે સારી દોલત મુકી ગયા છે તે છતાં મારી હાલત કેવી! મેં તો એક ગામડિયાનાં જેવાં હલકાં વસ્ત્રો પહેર્યાં કે હું ધનવાન છું એવો કોઇને શક રહે નહીં, પણ ભાગ્ય આગળ સર્વ ફોકટ! મારો ભેદ પકડાઇ આવ્યો ને મારી જોડે પેલી રૂ-

પાળી કન્યાને પરણાવવાનું મારાઉપર જબરૂં દબાણ ચાલ્યું. મેં ના કહી, અને નાની હા કહીજ નહીં, ત્યારે મને મારી કુટીને કબૂલ કરાવવા થકી આ કોથળામાં ગોંધ્યો છે! પણ ગમે તે થાઓ, મારે એને વરવું નથી. એવી રૂપાળી રાજકન્યા મારા સરખા કદરૂપા ધણીને શા ખપની? તે પતિવ્રતા રહી શકેજ કેમ? એમ છતાં રાણીજી અગર હઠ લેશેજ તો પછી શું કરવું તે હું જાણું છું."

વીરે આ સર્વ વાતો પોતાનાં મનસાથ કીધી ખરી, પણ તેમને આસપાસ કોઈ હોય તો સાંભળે એવી રીતે પોતાની લવારી ચલાવી હતી. અને ખરેખર એક જણે એ વાત સાંભળી ખરી. અને વીરવૈતાળની મતલબ પોતાની વાત એજ ધણીને સંભળાવવાની હતી પણ ખરી.

આ ધણી કોઈજ નહીં પણ વીર નાસી ન જાય તેની ચોકી કરવા રાખેલો સિપાહી જવાનસિંહ હતો. વીરની કહાણી તેણે બોલેબોલ સાંભળી લીધી, અને તેથી તેને બહુ દયા આવી. તેણે પોતાની આસપાસ નજર ફેરવી, અને કોઈ નહતું માટે વીર સાથ વાતો ચલાવવા માંડી.

"એ કોણ છે? એ શી બકવા માંડી છે?" સિપાહીએ તોરમાં પુછ્યું.

"ના ના, બાપજી; કોઇએ નથી. એ તો હું બાપડો કેદી છું."

જવાનસિંહ—તું શું ભરડે છે? તું કોની સાથ વાતો કરેછે?

વીર—કાંઇએ નહીં. હું તો મારાં દૂર્ભાગ્યને રડુંછું.

જવાન—તને કોથળામાં કેમ બંધ કર્યો તે મને કહીશ?

વીર—તેની સાથ તમને શું કામ છે? તમે ગમે તે હશો, પણ

મારાં દુખની વાત તમને નહીં કહીશ. તમે તમારૂં કામ કરો."

આમ બોલી વીર મુગા રહ્યા.

*
* *

## સોળ પૈસામાં પાવલી-કોણ ચઢતું?

લંબુસ—હીંગુજી શેઠ, માફ કરજો-પણ અમે સોલ જણા હતા તેમાંથી મેં તમને તે દહાડે મુદલ જોયા નહીં, કેમકે તમે અમો વચ્ચે ભોંય સાથ લાગી રહેલા હતા.

હીંગુજી—બરાબર કહ્યું. હું તમો સોળ જણ વચ્ચે સોલ પૈસામાં પાવલી ભેળાઈ જાય તેમ ભેળાઈ ગયલો હતો, એ વાત ખરી. પણ બા, તમને ખબર કે? એક પાવલી સોલ પૈસાની બરાબર જો. તેમજ તમો સઘલા એકઠા મળો ત્યારેજ તમે મારી એકલાની બરાબરના ગણાઓ જો!

* * * *

## સાક્ષી પુરતાં સંભાળજો.

કોટમાં એક વાર હુલડ થયું. સાત જણ પકડાયા. સાત સાક્ષીઓની જબાની લેવાઈ. મેજીસ્ત્રેટે ચુકવ્યું કે દરેકપાસે પાંચ પાંચ રૂપિયા દંડ લેવો, અને જે સીતેર રૂપ્યા આવે તે જેમને ઇજા થઈ હોય તેમને વહેંચી આપવા.

સાક્ષીઓએ કહ્યું કે "અમને શામાટે દંડ?"

મેજીસ્ત્રેટે ચુકવ્યું કે "તમને હુલડ વખ્તે બહાર નીકળવાની જરૂર નહીં હતી. તમે પકડાયા નથી તો શું થયું, પણ તમે બી હુલડમાં શામેલ હોવા જોઇએ. નહી તો તમે સાક્ષી ક્યાંથી પુરો?"

* * * *

## શેરને માથે સવાશેર.

મી० મેહેરનોશજી મોટા લખનાર, ભાષણકર્તા અને કવિ છે. તેવણનાં લખાણને કોઈ પહોંચે નહીં. ભલા ભલાની ભૂલો કહાડે. સઉનાં લખાણને હસી કહાડે. એક દિને તેવણનું મિત્ર મંડળ જીવણજીનાં હૉટલમાં ખાનું લેવા ગયું. તરેહવાર વાતો ચાલતાં એક મિત્રે મી० મેહેરનોશજીને સુરતવાળા રંગીદાસની ઓળખ આપી. આપણા પાર્સી ટિકાકાર બોલ્યા કે "અરે એ ભાઇદાશ-ને તો હું ઓળખું છું. એને પોતાનું નામબી શુદ્ધ લખતાં આ-વડતું નથી."

"ખરી વાત," મિત્રે ઉત્તર દીધો, "પણ તેણે હાલમાં 'નવાણું ટકા બાદ' નામનાં ચોપાન્યાંમાં એક બાબત લખી છે તેમાં બી-લાડી શબ્દની જોડણી એવી તો ખરાબ કીધીછ કે મી० મે-હેરનોશજી, તમે છ મરતબે જાતજાતની જોડણી કરો તોપણ તમે રંગીદાસે કરેલી જોડણીને પામી શકો નહીં."

"ને જો કરૂં તો ?"

"મારે એક પાર્ટી આપવી; નહીં તો તમારે બે આપવી ?"

"કબૂલ છે."

"ત્યારે હવે બોલો મી० મેહેરનોશજી. રંગીદાસે બીલાડીની જોડણી કેમ કીધી હશે ?"

મેહેરનોશજી બોલ્યા કે—"બ-લા-ડી."

"નહી હોય"

"બ-ળા-ડી."

"નહી જી."

" વારૂ બ-ળા-દી ? "

" ના, સાહેબ. "

" બ-લા-દી. "

" નહીં, શેઠ. "

" બી-ળા-ડી. "

" ના. હવે છેલી વખત બોલો, નહી તો તમે શરત હારશો. "

" હું ખચીત માનુંછું કે રંગીદાસે શુદ્ધ ગુજરાતીની મગરૂરીમાં આવી જઇને બી-લા-દી એવી જોડણી કીધેલી હોવી જોઇયે. બોલો જે નહીં ? "

" ના નહીજ ! "

મી૰ મેહેરનોશજી ફ્ગલાઈ ગયા. " ત્યારે કેમ કીધી છે ? " તેવણે પુછ્યું.

"જેમ સઘળા શબ્દકોશોમાંથી મળી આવેછે તેમજઃ—બિલાડી!"

મી૰ મેહેરનોશજીના બાર વાગી ગયા. તેવણ લાલ પિળા થઈ ગયા. પણ અંતે મિત્રોને બે પાર્ટી આપ્યાવિના ચાલ્યું નહીં. એ દિવસ પછી કોઇની પણ ઠઠ્ઠા કરવાનું તેવણે છોડી દીધું.

* * * *

## ઘોડીની ઉમ્મર.

વકીલ—ચાલ હવે જણાવ કે તેં શાપરથી જાણ્યું કે આ ઘોડીની ઉમર તું કહેછે તેટલીજ છે ?

સાક્ષી—શાપરથી જાણ્યું એટલે શું ?

વકીલ—જવાબ તું આપ. મને પાછો સવાલ પુછવાની તને કશી જરૂર નથી.

સાક્ષી—પણ હું મનમાં વિચારણી કરૂં કે નહીં?

વકીલ—એમાં વિચાર શાનો કરવાનો? લે ફરીથી પુછુંછ કે આ ઘોડીની ઉંમર તું કોણની સત્તા ઉપરથી કહી શકેછ?

સાક્ષી—સર્વથી સરસ જાણકારની સત્તા ઉપરથી.

વકીલ—ત્યારે પહેલેથીજ એમ ભોંસી મરની. ચાલ બોલ, તને કોણે કહ્યું?

સાક્ષી—જ્યારે તમે તે જાણવાજ માગોછ તો—

વકીલ (ચીરડાઇને)—અરે જાણવા શું માગું? તું જો નહીં બોલે તો તને મોટી સજા કરાઉં. ખબર છે?

સાક્ષી (ઘંડે પેટે)—જ્યારે એમ છે ત્યારે સાંભળો કે મને આ ઘોડીએ પોતેજ પોતાની ઉંમર જણાવી છે.

આ જવાબથી કોર્ટમાં જબરી હસાહસ થઈ અને પેલો વકીલ ચાંઈ પડી ગયો.

* * * *

## દુધની કહાણી.

### * ના૦ ૧ *

શેઠાણી—પણ મુઆ, તારી આંખ ફુટેલી છે? જો તો નથી, આએ બધું દુધ પાણીજેવું છે તે?

દુધવાળો—બાઈ, મારી વાત સાંભળો. દુધમાં પાણી ભેળવાથી તમને અવગુણ નહીં પણ ગુણ છે. એ બે સાથે મળવાથી મજબુતી છે. એક લાકડી તમે જલદીથી ભાંગી નાંખશો, પણ બે લાકડી એકઠી તમારેથી નહીં ભંગાય!

* ના૦ ૨ *

શેઠાણી—અરે એ તારૂં દુધ આજે ભુરા રંગનું કેમ?

દુધવાળો—બાઈ, મારી ભેંસ કંઈ ગોતર ખાનારી નથી જો. તે તો ખેતરે પાદરે લીલું ઘાસ ચરવા જાયછે તેથી તેનું દુધ બીજાં સઘળાં દુધને ટકર મારે તેવું છે.

* ના૦ ૩ *

જોન્સ—દુનિયામાં દેવાનાઓની ખુટ નથી હં! એક મૂર્ખો આપણને સમજાવવા માંગે છે કે તે ૬૦ દહાડા સુધી દુધનાજ ખોરાક ઉપર જીવી શકશે.

સ્મિથ—દુધમાં આપણાં લોહીનાં સઘળાં તત્વો સમાઈ ગયલાં છે. ત્યારે, દોસ્ત તું પેલાને મૂર્ખો કેમ કહેછ?

જોન્સ—અરે પણ તે તો વાત ખરી રે? પણ પેલો મૂર્ખો એટલામાટે છે કે તે બીજાં સોજાં દુધનો ખોરાક લઇને અખતરો કરવાને બદલે આપણાં શહેરનાં દુધને પસંદ કરેછે!

* * * *

## ઘર બેઠાં ઘડો લેનાર.

ઈંગ્રેજ કવિ કૉલરિજે પોતાની કવિતાનો પહેલો ગ્રંથ નનામો છપાવ્યો. પોતાના કાવ્ય સંબંધી પ્રજામત કેવું છે તે જાણવાની તેની ઇચ્છા હતી. પ્રજામાં ગોંઘાટ તો જબરો થયો. એક દિને મિસિસ બાર્બોલ્ડ નામે એક બાનુએ તેને જમવા બોલાવ્યો, જ્યાં પિંકર્ટન નામે એક ગ્રંથકાર સાથ તેને ઓળખાણ પડવે વાતચીત થઈ. જમી ઉઠયા પછી શું બન્યું તે કવિ પોતેજ આ મુજબ કહેછે.

"અમે ડ્રાંઈંગરૂમમાં ગયા, જ્યાં મેજ ઉપર મારાં કાવ્યની એક ચોપડી પડેલી હતી તે ઉઠાવી લઇને પિંકર્ટને મને પુછ્યું કે "સાહેબ, આ ભુથ્થું તમે વાંચ્યું છે કે?"

"મેં ઉપર તળેથી જોઈછિ ખરી," મેં ઉત્તર દીધો, "વારૂ તમે એ લખનારને પીછાનો છો કે?"

"મુદલ નહીં; પણ આવો કચરો છાપખાનામાંથી બહાર પડેલો મેં કદી દીઠો નથી. હું એવાં પિંજણો વાંચતોજ નથી. અગત્ય કરીને અંદર "એક બુઢ્ઢા ખલાસી" ની જે વાત તે તો— ઓ મારા ખોદા!—શું તમને તે ટાહેલાં જેવી નથી લાગતી?"

"ઘણીજ!" મેં કહ્યું; "અજબ છે કે વાંચનારી આલમ આવા ઢોંગ સાંખી જાયછ!"

"કેવી ધિકારી કહાડવાજોગ આ કવિતાઓ છે!"

"ઘણીજ! પગે છુંદી નાખવા જેવી કહોની!" મેં ટેકો આપ્યો.

"હું તો એક ઘડીબી એવું લખાણ સાંખું નહીં!"

"નહીંજ તો! એવાં ચોપડાંઓને તો આગ લગાડવી જોઇએ!" મેં જવાબ આપ્યો.

આ ઉપરથી પિંકર્ટન બોલ્યો—"સાહેબ, તમે તદન મારા વિચારને મળતા છો તેથી તમારો મોટો ઉપકારી છું. આજે કાવ્યના પડતા વખ્તમાં તમારા જેવા અનેક વિદ્વાનો હોય તો કેવું સારૂં! જો મારૂં ચાલતું હોય તો આ કાબ્યના ઢોંગધતુરાને ઇગ્રેજી ભૂમિમાંથી નાબુદ કરૂં! આપણા લોક કેવા ગાંડા છે કે

બસ એજ ગ્રંથની વાતો કરેછે, ને તેમાં અગત્ય કરીને જે કવિતાને તમારા જેવા સુજ્ઞ કવિ નાપસંદ કરી મારાં મતને મળતા થાઓછો તેજ કવિતા આ જંગલી આલમ વધારે પસંદ કરેછે! કેવો પાપી જમાનો આવ્યો છે!"

"ઘણોજ! પણ સબુર. હવે કંઈ બોલશો નહીં. જુઓ પેલાં મિશીસ બાર્બોલ્ડ આવે છે. કદાચ એવણ આ કવિતા લખનારને પીછાનતાં હશે અને તેથી સઘળો ઘાણ બગડી જશે."

"હા, ઠીક છે. પણ મારે તમને એક અરજ કરવી જોઇએ, સાહેબ. જો તમો મેહરબાની કરો તો 'ટર્કસ હેડ' પહોચખાનામાં એક દહાડો આપણ સાથે જમીયે અને પછી બંને જણ ભેગા મળીને ત્યાં ને ત્યાંજ આ તુછકાર ભરેલા કાવ્યગ્રંથની ઝાટકણી લખી કહાડી છપાવી આ કવિરાજને ઉઘાડો પાડીયે. જો એમ આપણ નહીંજ કરશું તો પછી—"

"નહીં કેમ કરીશું?" મેં ટાહુકો પુર્યો.

"ત્યારે તમે કબૂલ છો?"

"કબૂલ, બાપના બોલથી."

"કબૂલ, હં!"

આ રીતે બંને મિત્રો છુટા પડ્યા. પણ પહોચખાનામાં કવિ જમવા ગયોજ નહીં, જેની વાટ જોઈ પેલો નાસિપાસ થયો અને મિશિસ બાર્બોલ્ડ આગળ કવિની ફરિયાદ લઈ ગયો, જેણીએ તે બાપડાની બહુજ પશેમાની વચ્ચે જાહેર કીધું કે ઉપલું પુસ્તક લખનાર કૉલરિજ પોતેજ હતો!

* * * *

## ધર્મગુરૂની અકલના નમુના.

એક પાદરીસાહેબ એક દીને દેવળમાં વાએજ કરવા ઉભા. વાએજ લખી લાવેલા હતા. પણ કાગજીયાં કહાડીને તપાસતાં જણાયું કે તેનાં પહેલાં એકાદ બે પાના કસારાં ખાઇ ગયાં હતાં, તેથી તે બરાબર ઉકલી શકે એમ ન હતું. આ ઉપરથી પાદરી સાહેબ બોલ્યા કે "હમદીન ભાઇઓ, મને લાગેછે કે ઉંદર મામાને ભુખ લાગેલી હોવાથી બીજું કંઈ નહી જડયું ત્યારે વાએજનાં આખાં બે પાનાં ખાઇ ગયા છે. એમ છે તેથી કયાંથી શરૂ કરવું અને કઇ બાબત ઉપર બોલવું તે હું તમને કહી શકતો નથી. પણ મામાજીએ જ્યાંથી સાંધન રાખેલું છે ત્યાંથી આપણ શરૂ કરીશું, અને મારી ખાતરી છે કે વાએજની બાબત તમને આપોઆપ જાહેર થશે!"

### * નમુનો બીજો. *

એક બીજા પાદરીસાહેબને માટે કહે છે કે વાએજ કરવા દેવળમાં જતા હતા એટલામાં વાએજની ચોપડીનાં પાના સિવાયાં નથી એમ યાદ આવ્યાથી તેવણ એક મિત્રને મળવા ગયા અને ચોપડી સિવી તેની જોડેજ દેવળમાં ગયા. વાએજ સાંભળવા મળેલી ઠઠની હજુર ઉભા રહી પાદરીજી પોતે જે કંઈ લખી લાવ્યા હતા તેની ચોપડી ગજવાંમાંથી મોટી અદાસાથ બહાર કહાડી મેજ ઉપર મુકી તેનાં પાનાં એમથી તેમ ફેરવવા લાગ્યા. તપાસતાં જણાયું કે પાનાં ફેરફાર સીવાયલાં હતાં, અને તેવણ સમજ્યા કે આ મસ્ખરી તેવણ જે મિત્રને માર્ગમાં મળવા ગયા તેણે કીધી હતી. આ ઉપરથી તે મિત્ર જ્યાં બેઠેલો હતો

ત્યાં તેની તરફ નજર કરીને પાદરી ગુસ્સાથી બોલ્યા કે "લુચ્ચા ચોર! એ તેં શું કામ કીધું?"

પછી અંજુમન ભેગું મળ્યું હતું તે તરફ ફરીને તેવણ બોલ્યા કે "હમદીન બેરાદરો, તમોને શું વાત કહું? નાપાક શેતાને આજે મારી વાએજીનાં કામમાં ખલલ નાખી છે. તોપણ હું તેને ફાવવા દેનાર નથી. વાએજીનાં પાનાં તેણે ફેરફાર કરી નાખ્યાં છે, અને તે એકદમ પાછાં દરૂસ્ત થાય એમ નથી; માટે તમને મારી એલતેમાસ એ છે કે પાનાં જેમ અવાર નવાર સીવેલાં છે તેમજ હું વાંચી જાઉંછું, ને તે ઉપરથી તમો તમારી અકલ દોડાવીને જેટલો સાર ખેંચી શકાય એટલો ખેંચજો. ખોદા તમારૂં ભલું કરશે!"

* * * *

## કોર્ટમાંખી સાહુકારો!

એક ન્યાયાધિશ કોર્ટમાં મોડો આવ્યો. તેણે વાદીપ્રતિવાદીના ધારાના હિમાતીઓની માફી ચહાતાં કહ્યું કે "હું બહારોબહારથી કોર્ટમાં આવ્યો છું અને ઘડિયાળ મારે ઘર તકિયા તળે વિસરી આવ્યો છું તેથી મને બરાબર વખ્તે હાજર થવાને બન્યું નથી."

જડજને ઘર જતાંજ વધામણી મળી કે તે નામદારનો મોકલેલો એક માણસ આબાદ નિશાની લાવ્યો અને તે મુજબ તકિયા તળે મેળેલું ઘડિયાળ લઈ ગયો હતો!

* * * *

## દેખાઇતો નફો પણ ખરેખરી ખોટ.

એક ઘોડદોડની શરત વેળા એક જણ ૨૦ પૌંડની નોટ લઈ

દુકાનદારોમાં અને બીજાઓમાં પુછતો ફર્યો કે મારા ફલાના ચીના હૉટેલવાળા શેઠને એકદમ બાર પૌંડની જરૂર પડી છે માટે જોઇએ તો આ નોટનો પુરેપુરો ખુર્દો આપવો અથવા તુરતવેળા બાર પૌંડ આપીને નોટ રાખવી અને બાર પૌંડ પાછા આપીને હું થોડા વારમાં નોટ પાછી લઈ જઇશ. એક પહોંચખાનાંવાળાએ તેને ૧૨ પૌંડ આપીને ૨૦ પૌંડની નોટ લીધી.

પેલો ધણી રકમ લઈ ચાલી ગયો તે પાછો ફર્યોંજ નહીં. પહોચખાનાંવાળો સમજયો કે તેને ૮ પૌંડનો આઇતોજ નફો થયો; પણ તેને તુરત માલુમ પડયું કે તેણે સામા ૧૨ પૌંડ ખોયા હતા, કેમકે નોટ તો ખોટી હતી !

* * * *

## એકનું દામ—બીજાનું કામ!

થોડાંક વરસો ઉપર નામાંકીત મી૦ ગ્લેડસ્ટનની બાનુએ વર્તમાનપત્રોમાં ખબર છપાવી જાહેર કીધું કે તેણીના હસ્તકનાં એક ચોકસ ફંડમાં એક ધણીએ વગર નામનિશાને ૧૦ પૌંડની નોટ મોકલાવી છે તે ઉપકારસાથ કબૂલ રાખી છે. આ ખબર આપ્યા પછી થોડક દિને મિશીસ ગ્લેડસ્ટન ઉપર એક પત્ર આવ્યો, જેમાં લખ્યું હતું કે મેહેરબાની કરીને આ નોટ ફલાને ચીને સરનામે પાછી મોકળી આપવી કેમકે મી૦ ગ્લેડસ્ટનના રાજદુઆરી વિચારો પોતાને પસંદ નહીં આવવાથી બક્ષેશ કરનારને ફરીને વિચાર કરતાં એવું લાગેછે કે મિશીસ ગ્લેડસ્ટને ઉભાં કરેલાં ફંડમાં તે મજકુર રકમ આપી શકશે નહીં, ઈત્યાદી. આ ઉપરથી મિશીસ ગ્લેડસ્ટને ઉપલી નોટ એકદમ સરનામાં મુજબ

પાછી મોકલી આપી. પણ ત્યાર બાદ તેણીને માલુમ પડ્યું કે પેલી નોટ કાંઈ કોઈ નનામા બક્ષેશ કરનારે મંગાવી લીધી ન હતી, પણ કોઈ લુચ્છો તે રકમ ઉચાપટ કરી ગયો હતો!

* * * *

## મક્કારે ઓરત.

એક દિને એક જવાન, ખુબસુરત, અને સારા દેખાવની સ્ત્રી એક તબીબ કને આવી અને આંખમાંથી ખોબેખોબે આંસુ પાડીને પોતાના ખાવંદનું મન ઠેકાણે નથી તે વિશે બળાપો કરવા લાગી અને અરજ ગુજારી કે તેનાં મનની હાલત કેવી છે તે વિશે તપાસ કરવી. તેણીએ કહ્યું કે "તે બીચારાના મનમાં એકજ ખ્યાલે ઘર કીધું છે અને તે એ કે પોતાની કંઈ મતા કોઇએ લીધી છે અને તેનાં નાણાં પાછાં મળ્યાં નથી."

તબીએ પેલી બાઇને દિલાસો દિધો અને કહ્યું કે "તમારા ખાવિંદને લાવજો, હું તપાસ કરીશ."

આ પછી પેલી સ્ત્રી પોતાના ખાવિંદને બોલાવવા ગઈ, અને તબીબ તેની વાટ જોતો બેઠો. તેણી એક ઝવેરીની દુકાન ઉપર ગઈ અને કેટલુંક કીમતી ઝવેરાત પસંદ કરીને ફરમાવ્યું કે ફલાને ચીને ઠેકાણે મારા કાકા રહેછે ત્યાં મોકલી આપી કીમત મંગાવી લેવી. ઝવેરી કબૂલ થયો, અને પેલી સ્ત્રીની પુઠે ઝવેરાત મોકલી આપ્યું. હવે તે સ્ત્રી પાછી પેલા તબીબને ઘર ગઈ અને તેને ખબર આપી કે મારો ભર્તાર આવી લાગ્યો છે અને તેને હું ઉપર લાઉંછું. તબીબ પોતાનાં ઘરાકને બેસાડવા અને તપાસવા માટે તૈયારી કરવા લાગ્યો, એટલામાં પેલી સ્ત્રીએ નીચે જઈ ઝવેરાત લીધું અને ઝવેરીનાં માણસને તબીબના ઓરડામાં દાખલ કરી પોતે બાહેર નીકળી ઝવેરાત લઇ ચાલી ગઈ.

તબીબે પેલાને બેસાડ્યો અને પુછવા માંડ્યું કે "તુને શું થાયછે?" પેલા માણસે કહ્યું કે "થાય શું? કંઇબી નહીં. પૈસા તોલોની!"

"પૈસા શેના, ભાઈ?" તબીબે ધીરેથી પુછ્યું.

"પૈસા શેના? ઝવેરાતનાજ તો!" તબીબ સમજ્યો કે પેલી બાઈ કહેતી હતી તે વાત ખરી. તે બોલ્યો કે "ઠીક છે, તમારા પૈસા મળશે, પણ તમે ત્યાંથી જશો નહીં."

"કેમ વારૂ? હંઈ બેસીને કરવું છે શું?" આમ કહીને પેલો માણસ દરવાજા તરફ ચાલ્યો, અને તબીબે તેનો હાથ ધીમેથી પકડી પાછો બેસાડવા કીધો, ત્યારે તેણે જોરથી હાથ છોડાવી નાંખી બારણાં ઉઘાડી નાસી જવા માંગ્યું. તુરતજ તબીબનાં માણસોને ઇશારત થતાંજ તેઓએ દોડી આવીને પેલાને પકડી લીધો. આ ઉપરથી તે માણસે ચીચારી પાડી અને પકડનારાઓના હાથ વગેરે પર ડાફાં માર્યાં. તબીબ સમજ્યો કે આ ધણી દેવાનો છે એટલુંજ નહીં પણ ભયંકર છે. તેણે તેના હાથ પગ મજબુત બંધાવ્યા અને તે બાપડાને દેવાનાશાળામાં મોકલાવી દીધો!

* * * *

## જીવતું લોલક!

એક કસ્બાનાં પહોચખાનાંમાં બે ગ્રહસ્થ આસામીઓ જઈ ઉતર્યા. એક અઠવાડિયું સુધી તેઓએ ત્યાં મોજ મારી અને પહોચખાનાંના ધણી સાથ સારી ચાલ ચલાવીને તેને પોતાનો દોસ્ત બનાવી દીધો. આઠમે દહાડે તેઓ આ નવા કરેલા મિત્ર જોડે રમત ગમત કરતા હતા એટલામાં એકે સૂચવ્યું કે "તમો બેમાંથી જે કોઈ ઘડિયાળ સામે ઉભો રહી અર્ધો કલાકસુધી એક પગ ઉપરથી બીજા પગ ઉપર ડોળા ખાયા કરે અને ધ-

ડિયાળની દરેક ટિકટિક જેમ થાય તેમ પોતાની આંખો વીંચીને ઉઘાડ્યા કરે તેને હું ૫૦ પૌંડનું ઇનામ આપું.”

આ શરત બકનારના દોસ્તે કહ્યું કે આમ તે કરી શકે પણ તેના એક પગને ઇજા થયલી છે માટે તેનાથી ડોળા ખાતાં પગ ઉંચકાયા કરશે નહીં. હવે પહોાચખાનાંના ધણીને અર્ધા કલાકની રમતમાં ૫૦ પૌંડની રકમ ઉપર હાથ મારવાનો જબરો લોભ થયો. તેણે ઘડિયાળ સામે ઉભો રહીને અખ્તરો અજમાવવા અને ઇનામ મેળવવાને કબૂલ કીધું. તેણે પોતાની શરત મુજબનું કામ શરૂ કીધું, જે તકનો લાભ લઇને પેલા મિત્રોએ જઈ તેની ઓરતને ખબર આપી કે પહોાચખાનાંવાળો દેવાનો થઈ તરેહવાર ચાળા કરેછે. બાયડી છોકરાં અને ચાકર નફરો પેલા ઓરડા તરફ ધસી ગયાં, જ્યાં તેઓએ સાંભળ્યું હતું તેવા ચાળા દીઠા. તેઓએ પેલા બુબખને સવાલો પુછ્યા, તેની મૂર્ખાઈ ઉપર હસ્યાં, ઘરાકો ખોટી થાયછે એમ કહ્યું, તથા તેનાં કામથી તેને અટકાવવાની તજવીજ કીધી. પણ પેલા પહોાચખાનાંવાળાએ તેઓને પોતાની આગળથી દૂર રાખ્યાં, હાથની ઇશારતવડે બહાર જવા ફરમાવ્યું, અને તેમને ગાળો ભાંડી. આસપાસનાં લોકોમાં ખબર પડવાથી તેઓ દોડી આવ્યાં. સૌ કોઈ આ તમાશો જોઇને દલગીર થયાં. અંતે અર્ધો કલાક પૂરો થયો અને તમાશોબી પૂરો થયો, ત્યારે પહોાચખાનાંવાળાએ સર્વ ખોલાસો કીધો, અને પોતાનું ઈનામ લેવામાટે પેલા મિત્રોને શોધવા લાગ્યો. પણ તેઓ કેથે માલુમ પડ્યા નહીં. તપાસ કરતાં જણાયું કે તે લુછાઓ તો પહોાચખાનાંવાળાની તીજોરી ફાડી સઘળું નાણું લઈ ગેબ થઈ ગયા હતા!

* * * *

# વીરવૈતાલનાં રમુજી પરાક્રમો.

* ૧૩ *

## શીશામાં ઉતારવાની તાલમેલ.

વીરની વાતો જવાનસિંહ સિપાહીએ સાંભળી લીધેલી હતી, માટે હવે તેની ખરી હકીકત જાણવાની તેને બહુ ચટપટ થઈ. વીર મુગા રહ્યા તે તેને ગમ્યું નહી, માટે તેણે પરપુછ આગળ ચલાવી.

જવાનસિંહ—જોકે હું એક ગરીબ સિપાહી છું, તોપણ હું એક મનુષ્ય છું. અને મનુષ્ય તરીકે મારે મારા દુઃખી ભાઇબંધોનાં દુઃખમાં ભાગ લેવો જોઇએ. હું તને આ કેદમાંથી છુટો તો કરી શકીશ નહીજ, પણ તને દિલાસો દઇશ, જેથી તને સુખ થશે.

વીર—ભાઈ, તારા દિલાસાથી મને શું સુખ થવાનું છે? ને દુઃખ મારા ઉપર પડનાર છે તે તારા દિલાસાથી કેમ ઉતરશે?

જવાન—શું તને બાંધી મારવાનો છે?

વીર—અરે તેટલુંજ હોત તો બસ હતું.

જવાન૦—શું ડોકું વાઢવાનું છે?

વીર—એથી પણ ખરાબ.

જવાન૦—ફાંસી દેવાનો છે કે તોપને ગોળે મુકવાનો છે?

વીર—એથી પણ માઠું.

જવાન૦—શું ચામડું ઉખેડી કહાડવાનું છે?

વીર—એથી તો એક હજાર ગણો માઠો જુલમ મારા ઉપર થનાર છે.

જવાન૦—હું જાણુતો નથી કે એથી તે ખરાબ સજા કે મુ-સીબત બીજી શી હોય? મને સમજાવ.

વીર—અરે ભાઈ, મનેં પરણાવવા માંગેછે, પરણાવવા! હવે સમજયા?

જવાન૦—શું? (ખુબ હશી પડીને) એને તું જુલમ કહેછે! એ તે શું શીક્ષા કે? હું તો એમ સમજતો હતો કે કોઈ ભારે-માં ભારે સજા થનાર છે. પણ પરણુવામાં એટલું બધું દુખ શું હોય?

વીર—અરે ભાઇ, તું જાણુતો નથી. પરણુવાને હું રડતો નથી, પણ જે રીતે તેઓ બાયડીની તોક મારે ગળે ઓળવવા માંગેછે તે રીત મને ભાવતી નથી.

જવાન૦—કઈ રીત વળી? મને કહે ઝટપટ.

વીર—હું કહું, પણ તમારી પાસે કોઈ બીજું છે કે?

જવાન૦—ના, બીજું કોઇએ નથી. બોલ, ઝટ!

વીર—પણ તમે કોણુ છો? તમે તારી વાત છુપી રાખશો કે? જો તમે કહી દ્યો તો પછી જેમ મારો તેમ તમારો મરો થવાનો જો!

જવાન૦—બીહીશ નહીં. મેં આજ સુધી ભેદની વાત કોઇને કહી નથી, તેમ તારા ભેદની વાત પણ કોઇને કહું નહીં.

વીર—તમે બહુ ઈમાનદાર અને ભલા આદમી તમારી વાતો ઉપરથીજ સાબેત થાઓછો. માટે મારો ભેદ તમે છુપોજ રાખશો. અને કદાચ તમે તે ફોડી પણ આપો, તોબી શું થયું? જે થ-વાનું હશે તે તો થશેજ. મારે કોઇના બાપની ચોરી નથી.

જવાન૦—ત્યારે મને સર્વે વાતો કહી દેની? કેમ ઢીલ કરેછે

વીર—કહી દઉંછું. પણ તમે એટલા આકળા કેમ પડોછો?

જુઓ, સાંભળો. પ્રથમ તમારે જાણવું કે મારી કને મોટું દ્રવ્ય છે, જેથી મારાં શરીરની ખોડખાપણ લાલચુ માણસો દેખી શકતા નથી. મારી બહોળી મિલ્કત છે, જેની જોડમાંજ એક મોટા ઠાકોરની પણ છે. આ ઠાકોર છે રાણીનો ભાઈ. તે ભાઇની છે એક કુંવરી, જેની ખુબસુર્તીનો કાંઈ પાર કહેવાતો નથી. આ ઠાકોરકને ઝાઝી દોલત નથી, માટે મારાં દ્રવ્ય ઉપર નજર રાખીને તે પોતાની આ રૂપસુંદરીને મારી જોડે લગ્નમાં આપવાને તૈયાર થયો છે. એક હજાર વખ્ત તે આ વાત મારી આગળ કહી રહ્યો હશે, પણ મેં તે ઉપર લક્ષ આપ્યું નહીં. હું સમજતો હતો કે આ સર્વ તે મારાં દ્રવ્ય ખાતર કરેછે. અને હું છું ખુંધો અને બેડોલ; ત્યારે તેની કન્યા મારા તરફનું પતિવ્રત કેમ જાળવી શકે?

જવાન૦—ત્યારે તમે દોલતમંદ છો કે? વાસ્તવિક આવક કેટલી તમારી?

વીર—પંદર હજાર રૂપૈયા.

જવાન૦—ને પેલા ઠાકોરની?

વીર—પાંચ હજાર. પણ હાલતો તે ઘટી ગઈ છે.

જવાન૦—આ ઠાકોર તેજ રાણીજીનો ભાઈ કે? વારૂ એ પોતાની દીકરીને રીતમાં શું આપનાર છે?

વીર—તે વાત હું તમને કહેવાનો છું, પણ આ કોથળામાં મારૂં મ્હોડું માથું બંધ કરી મુકેલું હોવાથી હું તો ગુંગળાઈ મરૂં છું. માટે જરા તે ઉઘાડશો તો મારાથી છુટથી વાતો થશે. પછી

મારે જે કહેવું છે તે સાંભળી લઇને તમે પાછું કોથળાનું મહો બંધ કરી દેજો.

જવાનસિંહને દયા આવી, અને વળી સર્વ વાતો જાણી લેવાની તેને બહુજ અતુરતા લાગી હતી, માટે ખુશીથી તેણે કોથળાનું મહો છોડયું. તેમ થયું કે ઝટ વીર વૈતાળે પોતાનું ડોકું બહાર ખેંચી આણ્યું, જે જોતાંજ પેલો ચોકીદાર કમકમ્યો.

જવાન૦—ઓ બાપરે! જ્યારે તારો ચેહરો આવો કદરૂપો છે તો પછી આખું શરીર કેવુંક હશે?

વીર—મને બહાર નીકળવા દે કે હું તને મારૂં આખું શરીર એકદમ બતાવી દઉં.

જવાન૦—પણ તે આ શરતે કે તું વાત પુરી કરે એટલે તારે કોથળામાં પાછું જવું. કેમ?

વીર—કબૂલ છે.

આમ બોલીને વીર બહાર નીકળી આવ્યા,જેને જોઈ સિપાહીને બહુ હસવું આવ્યું.

જવાન૦—તારા જેવો બેડોલ માણસ આખી પૃથ્વી ઉપર આગળ કદી પેદા થયો ન હોય. વારૂ, તને તારી સાથ પરણાવવા માંગે છે તે બાઇએ દીઠો છે કે?

વીર—મૂળે નહી. અને તેણી મને ન દેખે તે માટે તો આ લોકે મને કોથળામાં બંધ કીધો છે. કાલ સહવારમાં તે રાજકન્યાને લઈ તેનો પિતા તે રાણીનો ભાઇ આંહીં આવનાર છે, અને આ અંધારા ઓરડામાંજ આમારાં લગ્ન કરી આપવાનાં છે. ગાંઠ બંધાયા પછીજ મારી નવી બાયડી મને દેખશે, અને

પછી હું રાક્ષસ હઇશ કે દૈત્ય હઇશ તે છતાં તેણીએ મને કબૂલ રાખવોજ પડશે. પછી મને મારી બાયડી તરફની રીત દાખલ ૨૦૦૦૦ રૂપૈયા મળશે.

જવાન૦—વીશ હજાર રૂપૈયા! અને તારી આવડી મોટી દોલત ઉપરાંત? ને વળી તારા જેવા કદરૂપા રાક્ષસને એવડી મોટી રકમ? કેવાં દુર્ભાગ્ય મારા જેવા ગરીબ માણસોનાં, કે અમને એવું કાંઇ જડતું નથી!

વીર—ભાઇ, તું મને શા માટે ગાળો ભાંડે છે? જો તારી ઇછા હોય તો હું તનેબી દ્રવ્યવાન કરી દઉં. બોલ, મર્જી છે?

જવાન૦ (ઉલટથી)—તે કેમ?

વીર—તે એમ કે હું આ બાઈ સાથ કેમે કરતાં પણ પરણવાનો નથી. તેનું કારણ હું કહી ચુકયો અને ફરીથી કહું છું, કે તે છે અપ્છરા ને હું છું રાક્ષસ. માટે તે મને દેખતાંજ પડતો નાખી બીજા સાથ નીકળી જાય. ત્યારે એવી બદફેલ બાયડી મારે નહી જોઇયે. વળી જો તે કદાપી મારી સાથે રહે તો મને ભય છે કે કંઈ ખોરાકમાં ભેળીનો તે મને સદાનો પોઢાવી દે. એ કરતાં તો મારી કુમારાવસ્થા ભલી.

જવાન૦—પણ ત્યારે એમાં મને શો લાભ?

વીર—તને એમ લાભ કે જો તું આ કોથળામાં મારી જગા લે તો તું તેને પરણી જાય, અને સાથે વીશ હજાર રૂપૈયાનો ધણી થાય!

જવાન૦—એમ કોણ કરે? ગાંડો હોય તેજ તો, કેમકે જો વાત પકડાઈ આવી તો પછી મારૂં ડોકું નક્રામાં જાય. વાહ, ભાઇ વાહ, તારી સલાહ તો બહુ સારી છે!

વીર—અરે શીર કેમ જશે? વાત એમ છે કે લગ્નક્રિયા પૂરી થયાવિના તારે કોથળામાંથી બહાર નીકળવુંજ નહી. અને એક ગમ તું તેનો ભર્તાર અને તે તારી બાયડી થઈ તો પછી તારા ઉપર હાથ ચલાવવાની કોણ હિમત કરશે? શું રાણીનો ભાઈ જમાઈનું શીર છેદી દીકરીને રંડાપો આલશે? વળી હું છું તેવો તું નથી. તું તો બહુ જવાન અને રૂપવંતો છે, એટલે કન્યા તને તો ઝટ પસંદ કરશે. અને તેમ જો થયું તો તેણી તને મરવા દેવાની કે? એકવાર આ વિઘ્ન વિતી ગયું કે પછી તારે એમજ માની લેવું કે ઠાકોરનું સર્વસ્વ તારૂંજ છે, કેમકે તેને બીજાં છોકરાં કોઈ નથી અને તે પોતેબી બહુ ઘરડો અને દુર્બળ છે. તે બહુ દહાડા જીવે એમ નથી.

જવાન૦ (બહુ વિચાર કરીને)—ના, ના, ના. એમ બને નહીં. હું આ જોખમ માથે ખેડું નહીં. ચાલ ભાઈ, તું તારા કોથળામાં પાછો જા. તારી વાતો મેં સાંભળી લીધી.

વીર—હું તો પાછો મારી જગ્યાએ જઈશ, અને આ રૂપાળી બાયડીનો ધણી પણ થઈશ. પણ તારા જેવો મૂર્ખ તો મેં કો દી દીઠેલો પણ નહીં. તને આ કામ જોખમ ભરેલું લાગે છે, પણ વિચાર તો કર કે રાણી લાલબા જેવાં દયાળુ અને ભલાં બાઈસાહેબ એકવાર લગ્નગાંઠ બંધાઈ કે પછી તે તુટવા દેવાનાં છે? છટ છટ છટ! એવી વાત ફરી મારી આગળ બોલીશ મા. હું તે સાંભળવાનો પણ નથી. શું તું એમ સમજે છે કે જે મારા ભાગ્યમાં છે તે હું તને આપી દઉં છું તેમાં મારો કાંઈ પણ સ્વાર્થ છે? ના ના, મને પરમેશ્વરે એટલી બધી દો-

લત બક્ષી છે કે મારે કોઈનું અયોગ્ય જોઇયે નહીં. વાસ્તે જા આ કોથળામાં, મારૂં નાદાનનું કહ્યું માનીને જા. એમાં તને લાભજ થવાનો. હું તો મારાં કદરૂપાં શરીરને રડુંછું અને ભવિષના મારાં એક બદફેલી બાયડીથી મળતાં દુ:ખનો અંદેશો કરી કપાળ કુટુંછું. બાકી તારા જેવા એક શપાઇડાને હું આટલો આગ્રહ શામાટે કરૂં? તારા નસીબમાં લડાઇમાં માર્યો જવાનુંજ સૃજેલું હશે તો તુંને ઠાકોરની દીકરી અને તેની દોલત કયાંથી મળવાની હતી?

આમ કહીને વીરે કોથળામાં પાછા દાખલ થવાની ધરપચ કરવા માંડી. પણ હવે જવાનસિંહે તેને તેમ કરતાં વાળ્યા. તેનું ખાટું મીઠું મન થયલું જણાયું. તે પોતાની લાલચ છોડી શક્યો નહીં.

***

## અર્ધાનો ખુદો.

એક બાપે પોતાના દિવાળિયા દીકરાને ઠપકો દેતાં કહ્યું કે "મૂર્ખા રે, તારા જેટલો હું હતો ત્યારે હું કંઇ એટલો ખરચતો ન હતો."

"ખરી વાત," છોકરે ઉત્તર દીધો; "પણ બાપા, મારા બાપ જેવો તમારો બાપ સુમ ન હતોની!"

* * * *

## અર્ધો બાધો.

રાજા ડાયોનીશ્યસે પોતાના લાડથી બિગડી ગયલા શાહજાદાને ઠપકો દેતાં કહ્યું કે "તારા જેવડો હું હતો ત્યારે હું એવો છકેલ ન હતો."

"હા", શાહજાદાએ જવાબ આપ્યો, "પણ તેમ મારી પેઠે તમે કંઈ રાજાના કુંવર ન હતા!"

* * * *

## કોહું ભોપ!

એક જવાન દેખાવાનો શોખ રાખનારી સ્ત્રીએ બડાઇ મારી કે "મારી ઉમર માત્ર ૩૦ વરસની છે."

એક જણી તેણીને ઓળખતી હતી તેનાં પાકી ગયાથી તેણે કહી દીધું કે "ખરી વાત હશે, કાંએકે આજ ૨૦ વરસ થયાં તમે એ વાત જાહેર કરતાં આવ્યાં છો!"

* * * *

## ચાટ.

ઇફીક્રેટિસ પોતાના વખ્તમાં બહુ વખણાયો. એક દિને તેના એક ખાનદાની પણ ચીબાવળા હરીફે તેને તાણો માર્યો કે, "ભાઈ, એટલી લાહેરી શાની કરોછો? જાણતા નથી, તમારો બાપ તો મોચી હતો."

"ભલે, ભલે," ઇફીક્રેટીસે જરા પણ ગુસ્સે થયા વિના જવાબ આપ્યો. "હું આજથી મારૂં ખાનદાન મારાં રૂડાં કામોથી બનાઉંછું, પણ તમે તો તમારાં ભૂડાં કામથી તમારાં અસલી ખાનદાનની હસ્તી આજે ખતમ કરોછો."

* * * *

## ગધેડાની તાપ.

પહેલો—કેમ દોસ્ત, તેં મારી રમુજી ચોપડી વાંચી કે?

બીજો—હારે દોસ્ત, મેં તે વાંચી.

પહેલો—કેમ, તુંને તે કેવી લાગી?

બીજો—હું તુંને ખાત્રીથી કેહુંછ, દોસ્ત, કે મેં તેને મોટી ખુશી સાથે ઉંચી મુકી!

પહેલો—પણ તે તુંને રમુજી લાગી કેની?

બીજો—અરે રમુજી તો એવી કે પહેલો અક્ષર કહાડી નાંખીયે તેવી! હસવાનું એવું છે કે તે સાંભળીને ગધેડાંનેબી તાપ આવે.

* * * *

## લશ્કરી કવાયદ!

એક રીજમીટના કરનલે પોતાનાં માણસોને એક અછો ધડો આપવા માટે એક સિપાહીને કેદ પકડયો, કે જેના સઘળાં કપડાં ફાટી ગયાં હતાં, અને જે આખી રાત ગેરહાજર હતો, તથા કોઈ સાથ મારામારી કરી આવેલો ખુલ્લો જણાતો હતો. એટલા માટે તે સિપાહીને શીક્ષા દાખલ અને બીજાં માણસોને શીખામણ દાખલ કર્નલે રીજમીટને સફ સમારી ઉભી રહેવાનો હુકમ આપ્યો અને પોતે પેલા તકસીરવાર સિપાહીને લઇને આખી રીજમીટમાં ફર્યો. આ પછી રીજમીટને બીજે છેડે તેઓ બંને જઈ ઉભા, જે વેળા પેલો તકસીરવાર સિપાહી બોલ્યો કે—

"ઉપકાર થયો, કર્નલ સાહેબ; આ રીજમીટ જોઈ મને બહુ આનંદ થયો છે, અને આવી સરસ રીજમીટ દેખાડવાની તમે તસ્દી લીધી તેમાટે હું તમારો ખરાં દિલથી ઉપકાર માનું છું!"

કર્નલ તો પેલાનું ડાચું જોતોજ ઉભો.

* * * *

## માન કે અપમાન!

એક લશ્કરી બ્રીગેડના વડાએ એક દિને સઘળી રીજમીટોની કવાયદ લીધા બાદ ભાષણ કરતાં કહ્યું કે "સઘળી રીજમીટોએ આજે ખરાબ દેખાવ કીધો છે—સિવાય ૧૫૦ મી રીજમીટ,"

આ છેલા શબ્દો નીકળતાંજ ૧૫૦ રીજમીટના સરદારે પોતાને મળેલાં માનમાટે પોતાના વડા જનરલને નમન કીધું. પણ એજ વખ્તે જનરલે પોતાનું ભાષણ ચાલુ કર્યું કે—

"કે જે રીજમીટે કરેલો દેખાવ તો સર્વ કરતાં ખરાબ હતો!" આ સખુનો સાંભળતાંજ તે રીજમીટના સરદારનું પાણી ઉડી ગયું, અને તે ખશિયાણો પડી ગયો.

* * * *

## "દાતે નામ તમે—પાતે નામ તમે!"

પાર્સીઓ ગમે તેવા "સુધરેલા' માં ખપવા માંગે પણ ઘણીખરી પાર્સણોની ભોળાઇથી તો હાથ જોડ્યા! થોડાંક વરસની વાત ઉપર એક બેહદીન પાર્સણે પોતાને ઘર હોરમજદ યસ્ત ભણી જવાનું કામ એક મોબેદને સોંપ્યું. પંથકીએ આ કામ પોતાથી નહીંજ બને એમ હોવાથી એક મોબેદને સોંપ્યું. ભણવાનું ચાર મહિનાનું સોંપેલું હતું. પણ જે મોબેદને મોકળેલો તેનું ભણેલું પેલી પાર્સણને ગમે નહીં, તેથી એક દિને તેણીએ પંથકી આગળ રાવ કીધી કે—

"ઓવાય, શાપુરદારૂ, તમે એ કેવાએક મોબેદને શોધી કહાડયોછ. અમે તમને ભણુવાના પૈસા આપીએ, અમારે વાસ્તે

તનદરોસ્તી ભણાવીયે, ને એમ દામ લેવા છતાં તમેજ બધું સ-વાબ લઈ જાઓ કે?”

પંથકી સમજ્યો નહીં, અને બાઇ સમજાવી શક્યાં નહીં, પણ પંથકીની જોડે એક બીજો મોબેદ હતો તે બાઇની કહેવાની મતલબ સમજી ગયો. તેણે ભણવા જવાનું માથે લીધું, અને પંથકી કબૂલ થયો. અને અજબ જેવી વાત છે કે આ નવા મોબેદના ભણવાથી બાઇ ખુશ ખુશ થઇ ગયાં. તેવણે પાછી એક દિને પંથકી આગળ વાત છેડી અને કહ્યું કે—

“શાપુરદારૂ, હવેથી એજ મોબેદને મોકલ્યા કરજો. જુ-ઓની કેવું મજેહનું ભણેછ, ને સંધી દોઆ અમનેજ આપેછ.”

પંથકી હજીબી આ ભેદભરેલી વાતનો ખોલાસો સમજી શક્યો નહીં. પણ પેલા નવા મોબેદે તેને સમજણ પાડી કે હોર-મજ્દ યસ્તમાં જ્યાં “દાતે નામ અગ્નિ પાતે નામ અગ્નિ” વગેરે વાક્યો આવેછે, અને જેમને બિગાડી નાંખી “દાતે નામ હમે” ભણેછે, તેમાં છેલો શબ્દ દરેક પદમાં આવેછે તે ઉપરથી પેલાં બાઇ એમ સમજે છે કે સઘળું “હમે—હમે” બોલીને મોબેદ પોતાનેજ માટે દોઆ માંગેછે, ને યસ્ત ભણાવનારને તો કશું આપતોજ નથી. એ વિશેની ફરિયાદ તેણીએ કરવા પછી નવા મોબેદે “દાતે નામ હમે; પાતે નામ હમે” ને બદલે “દાતે નામ **તમે**, પાતે નામ **તમે**” એમ સઘલે જ્યાં જ્યાં “હમે” આવતો હતો ત્યાં ત્યાં “તમે—તમે” શબ્દ વાપર્યા કીધો, જેથી બાઇ તેનાં ભણવા ઉપર ખુશ ખુશ થઈ ગયાં છે, અને તે બ-રાબર ભણેછે એમજ સમજે છે. પેલા મોબેદે આ જાતની દ-

ગાઇ ઘણા દિવસ ચાલુ રાખીને પેલી પાર્સણની ભોળાઇનો લાભ લેયા કીધો. ઉપલી વાત ખરી બનેલી છે.

* * * *

## એક ઉઠાઉગીરનાં પરાક્રમ.

કલકતા ખાતે થોડીક મુદતઉપર એક ઠગારો યુરોપીયન એક ઝુવેરીની દુકાનમાં દાખલ થયો અને જાણવા માગ્યું કે એક ચોકસ ધણીકને હીરા છે તે ખરીદ થઈ શકશે?

ઝવેરીએ હીરા જોવા માંગ્યા, એટલે પેલો ઉઠાઉગીર એક કલાકમાં તે લાવી આપવાની બોલી કરીને ત્યાંથી નીકળ્યો અને બીજા મોહોલામાં એક બીજા ઝવેરીની દુકાનમાં દાખલ થઈ જણાવ્યું કે હું ફલાના ચીના ઝવેરીનો મુનીમ છું અને અમને એક ઘરાકને માટે હીરાની માળા જોઇએ છે. એક માળા પસંદ કરવામાં આવી. અને ઝવેરીનાં માણસ સાથ પેલો ઉઠાઉગીર એક ભાડેની ગાડીમાં બેઠો અને પાછો અસલ ઝવેરીની દુકાન આગળ આવી પુગ્યો.

ત્યાં તે ગાડીમાંથી ઉતર્યો અને પેલા બીજા ઝવેરીનાં પોતાની સાથે આવેલા માણસને કહ્યું કે "તમે ઉભા રહો, હું જોઈઆઉં કે જે ધણીને માળા જોઈતી હતી તે ઘરાક હજી છે કે ગયું." આમ કહીને તે દુકાનમાં ગયો અને થોડેક વારે પોતાની ટોપી પોતે તે દુકાનનો મેનેજર હોય તેમ દુકાનમાંજ મુકીને પાછો બહાર આવ્યો અને પેલા ગાડીમાં બેઠેલા માણસને કહ્યું કે ઘરાક હજી છે માટે ચાલો. પછી તેના હાથમાંથી માળા લઈ પોતે આ-ગળ ચાલ્યો અને પેલા માણસને અંદર લઇ જઈ શેઠના ઓરડાનું

બારણું ઉઘાડી તેને પ્રથમ દાખલ કીધો. હવે આ ઝવેરીનો માણસ જાણતો હતો કે આ ઉઠાઉગીર તેની પુઠે આવશે, પણ તેમ નહીં કરતાં તે ઠગ તો ઝવેરાતનો દાબડો લઇને બીજે રસ્તે ગેબ થઇ ગયો અને પેલો માણસ ઝવેરીની દુકાનમાંથી ધકા ખાઈ બહાર નીકળ્યો !

તે દાખલ થયો ત્યારે ઝવેરી કામમાં હતો માટે પેલાને થોડો વાર બેસાડયો, પછી પુછ્યું—

"કેમ શેઠ, હીરા લાવ્યાછો ?"

"હાજી." પેલા માણસે ઉત્તર વાળ્યો.

"કયાં છે, જોઇયે ?"

"તે તો તમારા મુનીમકને છે, સાહેબ." પેલાએ જવાબ દીધો.

ઝવેરીએ પોતાના મુનીમ કનેથી હીરા મંગાવ્યા, પણ તેણે હીરાની વાતની બેખબરી જણાવી. આ ઉપરથી પેલા માણસે કહ્યું કે—

"તમારો મુનીમ જુઠું બોલે છે. તે હમણાજ અમારી દુકાન-ઉપરથી હીરાની માળા લઈ ગાડીમાં આ ઠેકાણે આવ્યો અને મને તમારી આગળ બેસાડી ગયો છે."

"ખોટી વાત ! તદન જુઠું ! સાત પાણીએ ધોયલું ગલત ! મારો મુનીમ આજે દુકાનની બહાર ગયોજ નથી; અમને હીરાની જરૂર છેજ નહીં એટલે તે તમારી દુકાને આવેજ નહીં ! તમે જુઠું બોલોછો !" આમ બોલતાં ઝવેરી તો લાલ ને પિળો થઈ ગયો.

પેલા માણસે મુનીમને બોલાવવાની માગણી કીધી; તે આવ્યો પણ તે કંઈ દુકાને આવનાર મુનીમ ન હતો. તે બીચારો ઉ-

જળો થઈ ગયો. તે સમજયો કે ઝવેરીએ અસલ મુનીમને નહસાડી મુકી આ દગો કીધો છે. ફરિયાદી મંડાઈ, પણ મજબૂત પુરાવા વિના બાપડા હીરા વેચનાર ઝવેરીને માથે ખર્ચનો બી દંડ પડયો, અને વેપારી મંડળમાં તે આંટ ખોહી બેઠો.

* * * *

## ગાંડી ગાડી.

"જો ભાઈ, તું ગાડી જલદીથી નહીં ચલાવશે તો હું હવે ઉતરી પડીશ, અને તને એક પાઈ આપીશ નહીં."

"અરે શેઠ, એમ કેમ બોલોછો? ગાડી એથી તે કેટલીક દોડાઉં? એ માણુસને તો ગોળવી પાડ્યાં, ને તમે હજી ધરાતા નથી?"

* * * *

## તેરની બાજી ફેર.

ગાડી ઘણી જોશમાં દોડતી હતી એટલામાં રસ્તા વચે એક બુઠી સ્ત્રી આવી ગઈ. એક મિનિટમાં તેણી ઘોડાની આંટી વચે આવી જાત અને પઈડાં તળે કચડાઈ મરત, એમ હતું. પણ ગાડીવાને રૂસ્તમ પેહેલવાનના જેટલું જોર કરીને લગામ ખેંચી અને ઘોડો પાછલા બંને પગો ઉપર ઉભો થયો. પેલી સ્ત્રી બચી ગઈ, અને ભેગા મળેલા લોકોએ ગાડીવાનને તેની સમયસૂચકતાને માટે શાબાશી આપી.

"હું કંઈ ગાંડો હતો કે ઇને મારી લાખતે?" મકન ઘોડાવાળો બોલી ઉઠયો. "આ મહીને ૧૨ ને તો કચડી માએરા ને આ ડોહી તેરમી થાતે. પણ તેરની બાજી ફેર, તેથી મેં એને બચાવી લીધી."

* * * *

## એકજ ગોળે બે પક્ષી મારવાં.

નિચલી કવિતા એક ચંચલ ધણીએ જોડી છે, જેમાં ઓરત જાતની જેમ સ્તુતિ છે, તેમજ વળી તેમાં તેની બદબોઈ પણ છે. કવિ દલપતરામના દ્વીઅર્થી દોહરાના જેવી આ કવિતા નથી. તેની પહેલી અને ત્રીજી અને પછી બીજી અને ચોથી એમ લીટીઓ અવારનવાર વાંચ્યાથી ઓરતજાતની સઘળી સ્તુતી વંચાશે, પણ કવિતા જેમ છે તેમજ વાંચ્યાથી તે ઓરતજાતની વિરૂદ્ધમાં લખેલી જણાશે:—

" That man must lead a happy life
  Who's free from matrimonial chains,
Who is directed by a wife
  Is sure to suffer for his pains.
Adam could find no solid peace
  When Eve was given for a mate;
Until he saw a woman's face
  Adam was in a happy state.
In all the female race appear
  Hypocrisy, deceit, and pride;
Truth, darling of a heart sincere,
  In woman never did reside.
What tongue is able to unfold
  The failings that in woman dwell;
The worth in woman we behold •
  Is almost imperceptible.

Confusion take the man, I say,
Who changes from his singleness,
Who will not yield to woman's sway,
Is sure of earthly blessedness."

* * * *

## ચુમીની ફરિયાદી.

થોડાંક વરસો ઉપર યુનૈટેડ સ્ટેટસમાં ન્યુયૉર્ક નામે કસ્બામાં મી૦ ફ્રીન્ચ નામે એક ઝવેરીએ મિસ વૉટર્સ નામે એક ખુબસુરત નાજનીનને એક હીરો વેચ્યો, અને તેની કીંમત દાખલ તેઓ વચ્ચે એવી શરત થઈ કે મી૦ ફ્રીન્ચે મિસ વૉટર્સને દરરોજ એકેકી ચુમ્મી લેવી, અને આમ ૧૦૦ ચુમીથી હીરાની કીંમત વળી રહે. આ શરત મુજબ મી૦ ફ્રીન્ચ દરરોજ સહવારે પેલી મેહબુબને ઘેર જતો અને તે નાજનીન કબુલત મુજબ તેને ચુમી આપતી. ૩૦ દહાડા સુધી તો આ રીતનું દામ પેલો ઝવેરી મેળવતો રહ્યો. પણ એકત્રીસમે દહાડે મી૦ ફ્રીન્ચે ફરિયાદ કીધી કે મિસ વૉટર્સ તેને મન ગમતી ચુમી લેવા નહીં દેતાં માત્ર ગમે તે ગાલ ઉપર ચુમી આપવાની બોહોસ લઈ બેઠી છે. તેણે કહ્યું કે એ કંઈ કાયદાસરની ચુમી ગણાય નહીં મિસ વૉટર્સ એકની બે થઈ નહીં, જે ઉપરથી મી૦ ફ્રીન્ચે તેણી ઉપર કબાલો તોડવાની ફરિયાદી માંડી, અને તે ઉપરથી ચુમી એટલે શું, અને તે કેવી થાય, વગેરે સવાલો નીકળ્યા. વાદીની તકરાર એવી હતી કે ચુમીની આપલેમાં હોઠની જરૂરીયાત

છે, અને ચુમી લેનારે જેમ હોઠનો ઉપયોગ કરવો છે તેમ આપનારે પણ કરવો જોઇયે. કેટલીક તકરાર પછી, વર્તમાનપત્રોમાં જબરી છાપાછાપી પછી, અને શેવટે બંને પક્ષોની ખુબ ફજેતી થયા બાદ તેઓ વચ્ચે સમજુતી થઈ, અને તેઓ પરણી ગયાં!

* * * *

## મારી કોણને ને લાગી કોણને?

કેમ્બ્રીજનાં હુલડ વખ્તે એક જણે લૉર્ડ મેકૉલેનાં મહોડાં ઉપર એક મુએલી બિલાડી ફેંકી. આથી જબરી હોહો થઈ રહી, અને બિલાડી ફેંકનારે દોડી આવી બહુ માફ માંગી અને થોડો થોડો થઈ ગયો. તેણે કહ્યું કે, "સાહેબ આ બિલાડી હું મી૦ અડીન ઉપર નાંખવા ગયો ને તમને લાગી."

"ઠીક ભાઈ ઠીક; પણ તું આ બિલાડી મારા ઉપર નાંખવા ગયો હોત અને તે મી૦ અડીનને લાગી હોત તો હું ઘણો ખુશી થાત!"

* * * *

## ભુલાં ચુકાંનો માબાપ.

નામાંકીત ડીમૉસ્થનીસનાં ગજવામાં હાથ નાંખતાં એક ચોર પકડાયો, અને ગાભરો પડી બોલી ઉઠયો કે 'સાહેબ, મેં નહીં જાણેલું કે આ કોથળી તમારી છે, બાકી હું એને હાથ નહીં લગાડત."

"વાત તો ખરી," તે મોટા ભાષણકર્તાએ કહ્યું; "પણ તું એટલું તો જાણતો હતો ની કે આ કોથળી મારી નથી?"

* * * *

## ખરો શોખ.

એકજણ વગર તેડે એક ઠેકાણે જમવા ઉતરી પડયો. તેનાં મનમાં એમ કે તેને બીજાં ઘણાં લોકમાં કોણ ઓળખવાનું છે? પણ શેઠ તો ઓળખાઈ આવ્યા. એક શખ્સે આવીને તેને કહ્યું કે "તમારે માટે જગા નથી. ટેબલપર ગણત્રીના આસામીઓ બેસવાના છે, માટે ચાલી જાઓ."

"શેઠીયા, ફરીથી ગણો," પેલા હરામખાઉએ ઉત્તર દીધો; "અને મારેથી ગણતા જાઓ, એટલે તમે પોતેજ જોશો કે ટેબલપર મારી જગા થવાનીજ!"

* * * *

## ઓરતની હલકાઈ.

નિચલી કવિતા કોઈ કુમારા ધણીએ લખેલી છે, માટે બાનુઓએ તે વાંચવી નહી, અથવા વાંચીને ચિરડાવું નહીં:—

"What is lighter than a feather?
Dust, my friend, in dryest weather.
What's lighter than the dust, I pray?
The wind that wafts it far away.
What is lighter than the wind?
The lightness of a woman's mind.
And what is lighter than the last?
Nay, now my friend, you have me fast."

* * * *

# વીરવૈતાળનાં રમુજી પરાક્રમો.

* ૧૪ *

## સિપાહી શીશામાં ઉતર્યો.

વીરવૈતાળે કહેલી વાતોઉપર હવે સિપાહી જવાનસિંહ લલચાયો. તેનો થોડો ઘણો શક દૂર થયો. ખુબસુર્ત કન્યાને બાયડી કરવાની અને વીશ હજાર રૂપૈયાની દોલત કમાવાની, તથા તેણીના બાપના મરણ પછી તેની સર્વે મિલ્કતોનો ધણી થવાની તેની બહુ ઇચ્છા થઈ. તોપણ તેણે એક છેલીવાર વીરને પુછ્યું કે—"આ બધું તું ખરૂં કહે છે કે?"

વીર—ભાઈ, હું તને સમજાવતાં ને ખાતરી આપતાં હવે તો કંટાળી ગયો. તારે જોઇયે તો મારી વાત સાચી માન, મેં તો તારા લાભની વાત કહી દીધી—હવે તેમ કરવું કે નહીં તે તારૂં કામ છે. તારી જગાપર હું હોત તો મેં એથી અર્ધી વાત સાંભળીનેજ નક્કી મન કીધું હોત. આવી સોનાની ચલ્લી હાથમાંથી જે મૂર્ખો હોય તેજ જતી મુકે. પણ પહેલો મૂર્ખો તો હુંજ કે તારાં દિલની હિમત જાણ્યા વિના મેં મારો ભરમ તારી આગળ કહી દીધો. ચાલ ભાઈ, હવે કોઈ આવી જશે; માટે મને મારા કોથળામાં જવા દે, ને તેનું મહોડું તું પાછું બંધ કરી દે.

જવાન૦—અરે ધીરો થા, એટલી ઉતાવળ શામાટે કરેછે? ત્યાં કોણ આવનાર છે? હજી તો બહુ વાર છે.

વીર—વાર તો છે ખરી, પણ જે તેનો લાભ નહીં લે તેને તેનો ખપ શો? સોનાનો વખ્ત જે હાથમાંથી જતો મુકે તેની આગળ વખ્તની કીમત શી આંકવી? મેં તો જોઈ લીધું કે તારામાં

અકલ નથી, બાકી લક્ષ્મી ચાંલ્લો કરવા આવી તેને તું નહીં કહે કે 'ઉભી રહે, મહોડું ધોઈ આઉં.' શું ગયલી તક ફરીફરીથી આવતી હશે? ગઈ તીથી તો બ્રાહ્મણુબી ન વાંચે. ચાલ, વેક, મને મોડું થાયછે. કોથળો ઉંઘાડ.

જવાન૦—ભાઈ, સબુર. મારી ખાતરી થઈ છે કે તું સાચો છે. મને તારી જગા લેવાનું મન થયું છે. તને જે બાયડી કબૂલ નથી તેને હું કબૂલ રાખીશ. વીશ હજાર રૂપૈયાનો હુંજ ધણી થઈશ. રાણીજીના ભાઇનો જમાઈ હું ખુશીથી થઇશ હવે કંઈ છે? લાવ, આ કોથળાને હવે હું મારો કરીશ, એમાં હું જઇશ, રાણીનો કેદી હું થઈશ, અને સહવારમાં આવનારી કન્યાને હુંજ વરીશ.

વીર—ના ના ના ના! હવે કંઈ તારૂં વળે નહીં. હવે તો બહુ મોડું થઈ ગયું. હવે તો તારી ભાગ્યદેવી રીસાઇને જતી રહી છે. મેં મારો વિચાર ફેરવ્યો છે. હુંજ પેલી અપ્સરાને વરીશ; માટે મનેજ કોથળામાં પાછો જવા દે.

જવાન—ભાઈ, હવે તું એમ શું કરેછે? આટલો વખ્ત મેહરબાન રહીને હવે કૃપા ઓછી કેમ કરી નાંખે છે? મેં નકી નિશ્ચય કર્યો છે કે તારી જગા મારેજ લેવી. ચાલ, તું કોથળો બંધ કરજે. હું અંદર જાઉંછું.

વીર—પણ હું તને જવા દઇશ નહીં તો.

જવાન (વીરને પગે પડીને)—તારે પગે પડી માગુંછું કે મારા ઉપર કૃપા કર અને મારાં નસીબ વચ્ચે પથરો નહીં નાંખ. તારો પાડ હું કદી ભૂલીશ નહીં.

વીર—ત્યારે મારાં સુખના ભોગે તારૂં ભલું કરૂં ? મુર્ખ ! મુઢ ! ગાંડો હું ! હિણ ભાગ્યનો ખરોજ ! લે ભાઈ, તું આટલો બધો આગ્રહ કરે છે તો મારો ઇલાજ નથી. ચાલ ઝડપ કર, ને મહીં ભરાઈ જા, કે હું કોથળાનું મહો બંધ કરૂં. નહીં તો કોઈ આવી લાગશે તો આપણી વાત પકડાઈ આવશે. [જવાનસીંહ કોથળામાં ભરાય છે.] ભાઈ, તું મારા કરતાં લાંબો છે માટે તારે લગાર ડોકું નમાવવું પડશે. બસ, બસ. હવે હું મહો બાંધુંછું હં: તું મુગો રહેજે. ખબરદાર કંઈ બોલીશ મા, નહીં તો તારા સાદ ઉપરથી પકડાઈ આવીશ.

જવાન—તારા ઉપર મને વિશ્વાસ છે તેથી, ને મારાં ભવિષ્યનાં સુખની મને ઉલટ છે, તેથી હું આ કોથળામાં ભરાયો છું તો ખરો, પણ મારાથી વાંકું વાંકું ખડું ઉભું રહી શકાતું નથી, માટે મને દિવાલ સાથ વળગાડી દે કે લગાર કરાર થાય!

વીર (કોથળો દિવાલે વળગાવીને)—હવે તને કરાર થશે. ચાલ, હવે મહોડું બંધ રાખજે હં.

જવાન—હા, પણ તું બી હવે કંઈ બોલીશ મા.

અને ખરેખર વીર કંઈ બોલ્યાજ નહીં. આ વખ્ત રાતનો હતો. સર્વે કોઇ સુતેલાં હતાં. તેમણે ધીમેથી પોતાના ઓરડાનું બારણું ઉઘાડયું, અને રાણીના ઓરડામાં પેઠા. રાણીબી ભર ઉંઘમાં હતાં. લાલબાને પોતાનાં બળનો કંઇક ખ્યાલ આપવા માટે વીરે તેણીની સાડી હતી તે પહેરી લીધી અને પછી બિલાડીની માફક ગુપચુપ તે મોહલમાંથી નીકળી નાઠા.

* ૧૫ *

## વીશ હજાર રોકડા!

સહવાર પડી. સિપાહી જવાનસિંહનાં મનથી તે તેના સુખની સહવાર હતી. આખી રાત તે બાપડાએ જેમ તેમ અકળ-વકળમાં ગુજારી. દાસીઓ મળસ્કે ઉઠી અને રાણીનો પોશાક તૈ-યાર કરવા લાગી. તરત તેમને જણાયું કે રાણીની સાડી જ્યાં મુકી હતી, ત્યાં ન હતી. રાણીને હવે શો જવાબ દેવો તેના વિચારમાં તેઓ બહુ દુઃખી થઈ.

બીજા હાથ ઉપર રાણી ઉઠયાં. આખી રાત તેમને એકજ સ્વપ્નુ આવ્યા કીધું હતું, અને તે એ કે વીર તેમના હાથમાં સ-પડાયો છે તો હવે તેનો જીવ કેમ લેવો. દાસીઓએ સાડી ગુમ થવાની વાત કહી, પણ લાલબાને તેની દકરાર જણાઈ નહીં. તેણીએ બીજી સાડી પહેરી લીધી અને વીરના ઓરડા તરફ ચાલી. ત્યાં તેણીએ પેલા ચોકીદાર જવાનસિંહને જોયો નહીં તે ઉપરથી રાણી સમજી કે, સાડીની ચોરી તેણેજ કરેલી હોવી જોઇયે. પછી વીરના કોથળા આગળ જઈ તેણીએ પૂછ્યું કે— "કેમ રે વહડકણા કુત્રા, હજી પણ તું તારાં ફેલ લડાવશે કે?"

"ના, ના, રાણી સાહેબ," જવાનસિંહે મંહીથી ઉત્તર વાળ્યો, જે વેળા તેનો સાદ બહુ ખોખરો થઈ ગયલો જણાતો હતો; "હવે તો તમે જેમ આજ્ઞા કરશો તેમ ચાલીશ. તમે જ્યારેબી મને દેશો ત્યારે હું તેને લઇશ અને કબૂલ રાખીશ. વારૂ, સ-ઘળું તૈયાર છે કે?"

રાણી—એ શું બકવા કરેછે? ગાંડો થયો છું કે શું?

જવાન—તે રાજકન્યાને પગે પડવાને હું તત્પર થઈ રહ્યો છું. લાવો તેને ઝટ મારી આગળ. પણ રાણીસાહેબ, લગ્નક્રિયા આ ઓરડીમાંજ કરશો કે? ને મને કોથળામાંજ બંધ રાખશો કે? ફિકર નહીં; વીશ હજાર રૂપૈયાને ખાતર હું સર્વ સહન કરીશ.

રાણી સમજી કે વીરનું શીર ફરી ગયું છે, અને આખી રાત આ હાલતમાં ગુજરવાથી તે ગાંડો બની ગયો છે. તેણીએ તેના ઉપર દયા કરીને કોથળાનું મહો છોડાવ્યું, એવી મતલબથી કે તેને ખુલ્લી હવાનો લાભ મળે. પણ જ્યારે કોથળામાં તેણીએ વીરને બદલે સિપાહીને જોયો ત્યારે તેણીની અજાયબી અને ગુસ્સાનો કંઈ પાર રહ્યો નહીં. બીચારો જવાનસિંહ પરસેવાથી તદન તડબોળ થઈ ગયો હતો, તેના તરફ ટકટક જોતી રાણી તો સ્તબ્ધ ઉભીજ રહી ગઈ. પછી મન સાવધ રાખી તેણીએ તેને તદન બહાર કહડાવી પુછ્યું કે, "તને અંદર કોણે નાખ્યો?"

જવાન—જે જમાઈ થનાર હતો તેણે. તે કદરૂપો હતો માટે આપ નામદારના ભાઇ ઠાકોર સાહેબની રાજ કુવરીને વરવાને નાપાડતો હતો, અને તેની રાજી ખુશીથી તથા મારી અકલ હુશીયારીથી મેં તેની જગા લેવાને કબૂલ કીધું—એવી રીતે કે કોથળામાં જઇને મારે પેલી રૂપસુંદરી સાથ પરણવું. માટે હવે ઢીલ નહીં કરો. લાવો તે રાજપુત્રીને. હું તેને વરીશ. પણ પેલા વીશ હજાર રૂપૈયા ભુલશો ના હં.

રાણીને આ સર્વ વાતોથી વધારે ને વધારે ગુસ્સો એમ ઉ-

પજ્યો કે તેણીનો શત્રુ અને કેદી આ બેવકુફ માણસને ભમાવીને છટકી ગયો હતો.

રાણી—શું આ સર્વ વાતો પેલા બેડોલ માણસે તને કહી કે?

જવાન—હાજી, તેજ ભાગ્યશાળી જમાઈ થનાર હતો; પણ તેને બદલે હું પોતાને વધારે ભાગ્યશાળી સમજું છું. હું જાણુંછું કે તેણે સર્વ વાતો મને સાચીજ કહી છે, અને જ્યારે તેને બદલે મારેજ નસીબે તે રાજકન્યા સરજેલી છે તો પછી મારાં ભાગ્યમાં અટકાવ કોણ નાંખે છે તે હુંબી જોઉંછું. બોલાવો રાજપુત્રીને, અને ગણી આપો વીશ હજાર. પણ રાણીજી, મને રોકડાજ જોઈશે હં. ઉધારની વાત નહીં—એટલે જે વાયદા બાયદા કરશો નહીં.

રાણી—હા હા, તને રોકડાજ મળશે. તું ગણી લેજે. તે લેવા હું માણસને મોકળું છું.

આમ કહીને રાણીએ એક માણસના કાનમાં કંઈ કહ્યું, જે ઉપરથી થોડીજ વારમાં ચાર માણસો હાથમાં જેરબંધ લઈને આવ્યા.

રાણી—લે. આ લાવ્યા.

જવાન૦—વાહવા, વાહવા! ઉપકાર પેલા બેડોલ માણસનો, કે તેણે મને નવાજી નાખ્યો.

રાણી—આ ધણીને વીશ હજાર આપો; પણ જો એટલા બધા એ નહીં લઈ શકે તો આપવા બંધ રાખજો.

આમ કહી રાણી પાછી પોતાના ઓરડામાં ગઈ.

જવાન૦—નહીં શું લે? વીશને બદલે ત્રીશ હજાર લેવાને તૈયાર છું. પણ આપેછે કોણ? ચાલો ભાઈઓ, મને વીશ હજાર ગણી આપો.

એજ વખતે પેલા ચાર માણસોએ બાપડા જવાનસિંહ ઉપર જોરબંધના ફટકા લગાવવા માંડ્યા, જે ઉપરથી તે બેવકુફ માણસ રોવા અને બૂમો પાડવા મંડ્યો. પણ તેની દરકાર વિના પેલા ઘાતકી માણસોએ રાણીની આજ્ઞા મુજબ જોરબંદનો માર ચાલુ રાખ્યો અને જ્યારે તે બેભાન થઈ મૂર્છા ખાઈ પડ્યો ત્યારેજ તેઓ બંધ પડ્યા.

*
* *

## બસ ૩૦ જ?

જડજ—તમારી ઉમર, બાઈ?

સાક્ષી—૩૦ વરસની.

જડજ—સાબેત કરવી મુશ્કેલ પડશે. તમે એટલી નાની ઉમરનાં નથી લાગતાં.

સાક્ષી—એથી વધારે ઉમરની છેઉં તે તમે સાબેત કરો. મારા જન્મની સર્ટીફીકેટ ૧૮૬૨ માં બળી ગઈ ત્યારથી હું મારી ઉમર ગણુંછ તો બરાબર ૩૦ ની થાય છે.

* * * *

## ઉખ્યાણું.

૧ લો—મેં એક તળાવને બળી જતું દીઠું.
૨ જો—મેં એક ઘરને નમસ્કાર કરતાં દીઠું.
૧ લો—મેં એક માણસને ૧૨ ફીટ ઉંચો જોયો.
૨ જો—મેં એક ઝુંપડી આસમાન સાથ લાગેલી જોઈ.
૧ લો—મેં એક બલૂનને શિશાંનું બનાવેલું જોયું.
૨ જો—મેં એક લાસની પેટીને મુરદું નાંખી દેતાં દીઠી.

૧ લો—મેં એક શેખચલ્લીને શરત રમતાં દીઠો.
૨ જો—મેં બે ઘોડાઓને ગુંઠતાં દીઠા.

૧ લો—મેં એક કુમારિકાને બિલાડીના જેવી જોઈ.
૨ જો—મેં બિલાડીનાં બચાંને ટોપી પહેરતાં દીઠાં.

૧ લો—મેં એક છોકરાને ઉભાઈ જતાં દીઠો.
૨ જો—જે બોલ્યો કે "નિચેનાંને ઉપરનાં સાથ મેળવો."

* * * *

## સુરતી ગત.

નામીચો રશિયન જેનરલ સ્કોબેલેફ ટર્કી ઉપર ચહડાઈ લઈ જતાં ડેન્યુબ નદી ઉપરછાવણી નાંખી પડેલો હતો; એટલામાં એક દિને તેના તંબુના દરવાજા આગળ એક તોપનો ગોળો ટુર્કી છાવણી તરફથી ઉડી આવી પડ્યો. સ્કોબેલેફ ગભરાયો, કેમકે આ ગોળો તુરત ફાટીને સર્વના ટુકડા કરી નાંખશે એમ નકી હતું. એજ વખ્તે એક રશિયન સંત્રીએ ઝડપથી પેલો ગોળો ઉપાડી લઇ નદીમાં નાંખી દીધો. આ બનાવ જોઇ જેનરલ પોતાની ધાસ્તીમાંથી મોકળો થયો અને તેથી સાવધ થઇ પેલા સંત્રી આગળ જઈ બોલ્યો—

"ભાઇ, તું જાણેછ કે તેં મારો જીવ બચાવ્યો છે?"

"જેનરલ, મેં તો મારી ફરજ બજાવી છે."

"વારૂ ત્યારે તારી એ સેવાને માટે શું આપું? ચાનનું માન આપું કે ૧૦૦ રૂબલ સિક્કા?"

**"ચાનની કીમત શું હશે, જેનરલ?"**

"કંઇજ નહીં, માત્ર પાંચ રબલથી નહીં. પણ વાત એ છે કે તેથી તને માન બહુ મળશે."

"જો એમજ છે, અને તમો મારાઉપર મેહેરબાનીજ કરવા માંગો છો તો, જેનરલ, મને ૯૫ રબલ અને તેની જોડે પાંચ રબલની કીમતનો ચાન આપો!"

* * * *

## કેવો તાબેદાર!

શિક્ષક—એકદમ એ ચણા નાંખી દે.

છોકરો (મહોડામાં નાંખીને)—હા, સાહેબ, આ નાંખી દીધા!

* * * *

## બેહુલીગુદાંજી.

એક શિક્ષાગુરૂ હતા. જાતે ખંધા ને મમતી. ખીચડી કલાક થઈ જાય પણ છોકરાઓને છોડે નહીં, ને પોતાનું ભોંસ્યા કરે-જે ઉપર છોટેખાંઓનું ધ્યાન લાગેજ નહીં. એક દહાડે છોકરાઓએ કીધો સંપ, ને ખરીદી લાવ્યા નાનું 'અલારમ' નું ઘડિયાળ. ઉસ્તાદ નહીં જાણે તેમ મુકયું તેવણની ટેબલ ઉપર, ને આડી કીધી એક ચોપડી કે દેખાય નહીં. ખીચડી કલાક ઠોકાયા, પણ ઉસ્તાદ ઉઠયા નહીં. પછી પેલાં ઘડીયાળનું 'અલારમ' છુટું ને તેણે આખા વર્ગમાં જબરો ગોંઘાટ કરી મુકયો. શિક્ષાગુરૂએ આ સઘળો તમાશો થંડે કલેજે જોયા કીધો. વર્ગમાં હસાહસ ચાલી અને એકથી બીજાં નાકાસુધી રમુજ ફરી વળી.

સઘળી અજાયબી અને ખુશાલી નરમ પડ્યા પછી શિક્ષાગુરૂએ આ મતલબનું ભાષણ કીધું:—'જુવાન ગ્રહસ્થો, આ ભેટને માટે

ઉપકાર માનુંછ. મને યાદ નહીં કે આજે મારી વરસગાંઠ છે. આ જાતનાં ઘડિયાળની અમારા ઘેરમાં ઘણીજ જરૂર છે, ને તે આજે તમારી તરફથી મળ્યું તેની યાદ ભૂલાશે નહીં. તમારી મોટી મેહેરબાની થઈ!'

એ રીતે ઘડિયાળ હજમ કરી શિક્ષાગુરૂએ તો ખીચડી કલાક પછી બીજો પોણો કલાક સુધી પોતાનું સંભાષણ ચલાવ્યા કીધું.

* * * *

## અંન તેનું પુણ ને રાંધનારીને—તડાકો!

પીરોજ ગોરાણીને કેથેકેથે કોઇવાર રાંધવા બોલાવતાં હતાં. કોઇનો ઘરમાં અડચણ હોય તો ગોરાણી તૈયાર છેજ. નવલશાહ નાણાવટીને ઘેર એકદમ લાગત દશ દહાડા સુધી પીરોજ પકાવવા રહી. એટલા દિવસમાં એક દિને નવલશાહે એક દોસ્તને જમવા બોલાવ્યો. ટેબલ ઉપર માત્ર બે રોસ્ટ મરઘી સિવાય બીજું કશું ખાવાનું ન હતું, કેમકે આ બંને મિત્રો વચે એકેકી આખી મરઘી ખાઈ જવાની શરત હતી.

હવે ઠરાવેલે વખ્તે નવલશાહ ઘેર આવે તે આગમજ પીરોજ પોતેજ મરઘી તતરીને લાલ થતી હતી તે જોઈ એટલી તો ખુશ થઇ ગઈ કે તેણીને તે ચાખી જોવાનું મન થયું, અને આ લાલચ નહીં છોડાયાથી એક ટાંગ ભાંગીને ખાધી. હવે પીરોજને દારૂ પણ આણગમતો નહતો, અને જાતે બુઢું માણસ તેથી તો બીચારી જ્યારે દારૂ લેતી ત્યારેજ તેને ભુખ લાગતી અને ઉંઘ આવતી. • હવે નવલશાહ આઇરીશ વ્હીસ્કીની એક બાટલી તોડીને તે ડીકાંડરમાં ભરી રાખવાનું પીરોજને કહી ગયા

હતા તે મુજબ તે બીચારી રાંધનારી આખા દિવસની થાકેલી હોવાથી આખું ગ્લાસ ભરીને ઓટી ગઈ.

આથી તો તેને જબરી ભુખ છુટી અને તે નહીજ ખમાયાથી તેણીએ પેલી ટાંગ ભાંજેલી આખી મરઘી થોડી થોડી કરીને પૂરી કરી આપી. પીરોજને હવે લાલચ જબરી લાગી. દારૂની અસર ઘણીજ સરસ થઈ હતી માટે તેણીએ હવે બીજી મરઘીની બંને પાંખો તોડી નાંખી અને પછી એક ટાંગ અને ત્યારબાદ બીજી ટાંગ ગેબ કીધી.

આ સઘળું સાત વાગાની અંદર થઈ ગયું. એ પછી નવલશાહ તો છેક ૭ા વાગે આવ્યા. પણ તેટલામાં તો પીરોજની દીકરી કંઇ કામે આવી ગઈ હતી તેણીને માએ એક સદરામાં વિંટાળીને પેલી પાંખ અને ટાંગવિનાની મરઘી બાંધી આપી મોકલી.

હવે બીજી તરફથી નવલશાહ આવ્યા ખરા, પણ તેવણુનો મિત્ર સપલશાહ હજી આવ્યો નહતો. તે તો ટાઇમસર આવનારો માણસ હતો, માટે તે આવે તે આગમજ નવલશાહે છરી ટાંકા કહાડીને સાફ કરવા માંડ્યા. છરી કંઇક કીટાયલી જણાયાથી તેવણે તે એક નળીયાં ઉપર ઘસવા માંડી, જેનો આવાજ છેક દાદર સુધી જતો હતો. આઠમાં પાંચ મિનિટ કમ હતી એટલે નીચેથી કોઈ ચું ચું કરતાં બૂટ પહેરીને ચહડતું જણાયું. તુરત પીરોજ દાદરપરથી ગૂપચૂપ ઉતરી પડી અને જુએ છે તો ચું ચું બૂટવાળો કોઇજ નહીં પણ સપલશાહ હતો.

"બાવા, તમારૂજ નામ સપલશાહ કે?"

"હા; કેમ વારૂ?"

"જો મારૂ માનો તો તમે હંઇથીજ ગૂપચૂપ તમારે ઘેર ચાલી જાઓ. નવલશાહ તમારી વાટ જોતાં કંટાળી ગીયાછ ને બોલેછ કે તમે શરત હાર્યાં તેથી તમે જેવા આવો કે તેવણ તમારા કાન કાપવા માંગેછ. જો મારૂં નહીં માનતા હોવ તો જોવોની છરી ઘસેછ તે!"

"પણ નવલશાહ હજી જમવાના હશેની?"

"અરે જી, જમી ખાઇને તો અમે સૌ પરવારી ગીયાં. તમે નવ વાગે કાંહાથી આયા?"

સપલને પેલીનું મોહ બેહેક બેહેક થતું જણાયું, અને વળી છરી ઘસવાનો સાદબી તેણે સાંભળ્યો. એટલામાં તેવણે નવલનો આવાજ સાંભળ્યો—"અરે, એ રાસ્કલ કાંહાં મુઓ?"

સપલ જાણતો હતો કે ખાધેલા પીધેલા નવલને છેડવો તે શેતાનને છેડ્યા બરાબર છે. માટે તેણે અર્ધે દાદરેથીજ ચાલુ મુકયું. બીજી તરફથી પીરોજને શેઠે તૈયારી કરવા કહી હતી તેમ તેણી સપલ દાદરપર ચહડે છે એમ સમજીને બે પ્લેટો લઇ જમવાના ઓરડામાં જ્યાં નવલશાહ હતા ત્યાં ગઈ.

"એ શું લાવી? સપલ કાંહાં છે? એ પ્લેટો ખાલી કાંયે? મરઘી કાંહાં છે?" નવલે ચીરડાઇને બૂમ મારી.

"અરે જી, મરઘી તો મુઓ પેલો તમે જમવા બોલાવેલો તે ઝડપ મારીને લઇ નાઠો!" આમ બોલીને પીરોજ બીચારી રડમસ થઈ ગઇ.

"શું સપલ બેઉ મરઘી લઇને નાઠો ?"

"હાજી, બેઉ લઇને નાસી ગીયો."

"ત્યારે શું એ રાસ્કલ એમ કરીને શરત જીતવા નીકલ્યોછ કે ? કંઈ બનશે નહીં."

આ સઘળી વાતચીત એક બે મિનિટમાંજ થઈ ગઈ, અને હવે નવલશાહ હાથમાં છરી લઇને નિચે ઉતરી સપલની પુઠે દોડયો. તેણે તેને લગભગ પકડી પાડ્યો અને કહ્યું કે "બચા સપલ, એક મને આપ. એક તો હું લીધાવગર રેહવાનો નથી."

સપલ સમજ્યો કે "તે મારો એકબી કાન માગે છે અને તે આજે બરાબર ખૂનપર ચહડેલો લાગે છે." એમ સમજીને તેણે ઝડપથી નાહસવા માંડયું અને પોતાના ઘરમાં જઈ ભરાઈ ગયો. બીચારા નવલને નિરાશ થઇ પાછું ફરવું પડયું.

કહેવાની અગત્ય નથી કે બીજે દીને પીરોજ નવલશાહને ઘર રાંધવા ગઇજ નહીં.

* * * *

## રમતા પંચી.

મોસ્કોમાં એક અબરૂદાર દેખાવનો જુવાનિયો ઉઠાઊગીર પહેલાં ત્યાંના એક જાણીતા પદરખાનાવાળાની દુકાને ગયો અને પોતાને લશ્કરખાતાં યા હાસ્પિટલનો કંટ્રાકટર જણાવી ઘરપચ-માં ને ઘરપચમાં જણાવ્યું કે મને અઠવાડીયાંમાં બે વખ્ત દર વખ્તે ૩૫૦૦ પાઊં જોઇશે અને ૩૫૦૦ પાઊંનો પહેલો જથો કાલને કાલ જોઇયેછે. પદરખાનાવાળાએ પોતાને આવું સારૂં ઘરાક હાથ લાગેલું જોઈ પેલાની ખાહેશ સ્વિકારી અને કાલને કાલ

ચોકસ વખતે ૩૫૦૦ પાઊં પુરાં પાડવાને કબૂલ કીધું. એ પછી તે ઉઠાઊગીર ત્યાંથી જતો રહ્યો અને પાઊં પહોંચતાં કરવાને ઠરાવેલા વખ્તની થોડો વખ્ત આગમજ ત્યાંના એક જાણીતા ઝવેરીની દુકાનની મુલાકાતે ગયો અને ત્યાંથી ભપકામાં ને ભપકામાં ૪૦૦૦ રબલની કિમતનું ઝવેરાત ખરીદ કીધું અને તેને હિસાબે ૫૦૦ રબલો રોકડ આપી, ઝવેરીને જણાવ્યું કે તે જો તેના મદદનિશને તેની સાથે શેહેરના જાણીતા પદરખાનાવાળાની આફિસમાં મોકલે તો ત્યાંથી તે તેને બાકીનું નાણું ભરપાઈ કરી આપશે. પદરખાનાવાળાનું નામ જાણીતું હોવાથી, ઝવેરીએ મજકુર ઊઠાઊગીરની વાત ખુશીથી કબૂલ કીધી, તેની સાથે પોતાના એક મદદનિશને મોકળી આપ્યો. હવે પેલો ઊઠાઊગીર પાધરો પદરખાનાવાળાની દુકાને ગયો અને પેલા ઝવેરીનો મદદનિશ બરાબર સમજી નહીં શકે તેવી રીતે કહ્યું કે "આ માણસને તૈયાર થયેલાં ૩૫૦૦ પાઊં આપજે અને તેની કિમત માટે મેં તેને ૫૦૦ રબલો આપેલા છે, તે લેઇને તેની પહોંચ તેને આપજે તથા બનતાં સુધી જેમ જલદી બને તેમ એનો નીકાલ કરજે, કારણ કે મને ઘણું અગત્યનું કામ હોવાથી અત્રે વધુ વખ્ત થોભી શકતો નથી." આટલું કહી તે પદરખાનાવાળા તેમજ પેલા ઝવેરીના મદદનિશને સલામ કરી ત્યાંથી જતો રહ્યો. પછી ઝવેરીના મદદનિશે પોતાનાં નાણાં પેલા જાણીતા પદરખાનાવાળા પાસેથી મળશે એવું સમજી તેને નમીને સલામ કીધી. થોડા વખ્તમાં પાઊં તૈયાર થતાંજ પદરખાનાવાળાએ ઝવેરીના મદદનિશને પાઊં ઊપાડી લઈ જવાને કેટલાં ગાડાં લાવ્યો છે તેવિષે પુછતાં તે મદદનિશ પદરખાનાવાળાનું

કોડું જોતોજ ઉભો રહ્યો. પછી બંનેએ જ્યારે એકમેકને પોતાનો ખુલાસો કર્યો ત્યારે તેઓએ પોતાને જબરા ઠગાયલા જોયા. તે પદરખાનાલાળાએ પોતાનાં પાણી પોતાનેજ ત્યાં રાખીને જેમ તેમ તેનો ઊઠાવ કરી નાખ્યો, પણ તે ઝવેરીએ પોતાના ૩૫૦૦ રૂબલો મેળવવા માટે તે જુવાન ઊઠાઉગીરનો પત્તા મેળવવાને પોતાથી બનતું કીધું, પણ તેમાં તે નિષ્ફળ ગયો.

* * * *

## ધર્મગુરૂના આશીર્વાદની કીમત કેટલી?

એક ભીખારી ઓરતે રોમના એક પોપ કનેથી ભિક્ષા દાખલ એક રૂપિયો માંગ્યો.

પોપ—છટ, છટ! એટલી બધી રકમ કેમ અપાય?

ઓરત—ત્યારે અર્ધો રૂપિયો આપો.

પોપ—એબી ઘણું થઈ ગયું-

ઓરત—ત્યારે પાવલી આપો—ગમે તો બેઆની આપો.

પોપ—અરે બાઈ તું બોલે છે તેની તને ખબર છે? પાવલી ને બેઆની તે કંઇ ભિક્ષામાં આપવાની છે?

ઓરત—ત્યારે એક દોહર્યું તો આપો, મુરબી?

પોપ—ના, તેબી હું તને આપનાર નથી.

ઓરત—વારૂં ત્યારે તમારા આશીરર્વાદ આપશો?

પોપ—હા, મોટી ખુશી સાથે.

ઓરત—નહીં જોઇયે, એવા નકામા આશીર્વાદ; કેમકે તેમની જો એક દોહર્યાં જેટલીબી કીમત હોતે તો તમો તે મને કદી આપતે નહીં.

* * * *

# વીર વૈતાળનાં રમુજી પરાક્રમો.

* ૧૬ *

## છેલ્લું પરાક્રમ.

રાણીની સાડી ચોરી જવાનું કામ વીરને માટે મોટા જોખમનું થઈ પડયું. રાત્રે નાસી જઈ તે એક જુની ચુનાની ભઠીમાં છુપાયો અને ત્યાં ઉંઘી ગયો. સહવારે એક બુઢી સ્ત્રીએ રાણીની સાડીનો ઝગઝગતો છેડો જોઈ ગામમાં બૂમ ઉરાડી કે ભઠીમાં રાણી છુપાઈ છે. આ ઉપરથી રાણી લાલબાનાં પતિવ્રત બાબે તરેહવાર અફ્વાઓ ચાલી રહી. રાજા અમરસિંહને રાણીવિશે શક પડ્યો, અને રાણી પોતે આ અફ્વાઓથી રાતી ને પીળી થઈ. તેણીએ ખચીત માની લીધું કે આ સઘળાં કારસ્તાન વીર વૈતાળનાં છે. વીરને આ સઘળી બાબતોની કોઇક રીતે ખબર મળી હતી, પણ દિવસે બહાર નિકળીશ તો ઝલાઈ જઇશ અને ગર્દન મરાઇશ, એમ સમજીને તે દિવસે ભઠીમાંજ છુપ્યો રહેવાનો તેણે ઠરાવ રાખ્યો, અને રાત્રે નાસીને પોતાને વતન જવાનો તેણે મનસુબો કર્યો.

પણ આ ધારણા પાર પડી નહીં. રાજા રાણીને તેનાં એવાનમાં જોઇને ખુશી થયો. પણ રાણી તો વીર ઉપર જાહેરમાં વેર લેવાને તૈયાર થઈ. તેણીના આગ્રહ ઉપરથી અમરસિંહે માણસો દોડાવીને વીરને ઝટ પકડી મંગાવ્યો, અને તે આવ્યો ત્યારે તેના ઉપર આ રીતે પોતાનો ગુસ્સો કહાડ્યો.

રાજા (બહુજ રીશથી)—ચંડાળ, હવે તું મારા હાથમાંથી કદી છટકવાનો નથી. બોલ, તું શું કહે છે?

વીર (થંડે પેટે)—જે ભયમાં નથી તેણે ભયની ઇચ્છા કરવી નહીં, અને જે ભયમાં છે તેણે તે માટે દિલગીર થવું નહીં.

રાજા—જે પોતાને મનગમતું કરે છે તેણે અણગમતું ખમવું જોઇયે.

વીર—જે ચાલતો નથી તે પડી જતો નથી; પણ જે પડ્યો તેણે તેનાં ફળ જોવાંજ જોઇયે.

રાજા—એક બદમાશ આજે હસશે, પણ આવતી કાલે તેને રડવું પડવાનું.

વીર—કહેલાંને એકવાર છુટું મુકો અને પછી જુઓ કે તે કેવી બજાવે છે.

રાજા—જીભમાં હાડકાં નથી તોપણ તે હાડકાં ભાંગે છે.

વીર—સાચને આંચ નથી. સાચું બોલનારને ડર શાનો?

રાજા—કાંઈ સર્વે સાચી વાતો કહી દેવાતી નથી.

વીર—કેમકે જેમ સચાઇને તેમજ ગુલાબને કાંટા છે તે ભોકાય.

રાજા—જેણે ચોરીનો પોશાક પહેર્યો હોય તેને ભર બજારમાં નાગો થવાની ફરજ પડેછે.

વીર—મેંઢાંનાં શરીરપરથી ઉન કાત્રી લેજો, પણ ઉનને ખાતર મેંઢાંનો જીવ લેશો નહીં.

રાજા—જુનાં પાપને માટે નવેસરથી પશ્ચાત્તાપ કરવો પડે છે.

વીરને જ્યારે માણસો પકડવા ગયાં ત્યારે એ બાબેની પોતાને ખબર મળતાંજ તેણે મહોડા ઉપર ચુનો ચોપડ્યો, જેથી તેનો બીહામણો ચેહરો વધારે ભયંકાર બન્યો; અને પછી પોતે પેલાં માણસોની સામેજ ગયા તથા તેમને જરાબી મહેનત ન આપતાં પોતે તેમની જોડે રાજા આગળ ખુશીથી ચાલી આવ્યા.

તેમનો આ દેખાવ જોઇને રાણીએ તો ફાળ ખાધી, અને તે કચેરીમાંથી ચાલી ગઈ. રાજા પોતેબી બીણો, પણ હિમત રાખી વીર સાથ ઉપર મુજબ તકરાર ચલાવી.

પછી રાણીએ પાછાં આવી વીરને કેટલીક ગાળગળોચ કરી તેનો જીવ લેવાની ધારણા જણાવી, પણ વીરે તેને કશો ઉત્તર દીધો નહીં.

હવે રાજાજીએ વીરને એક ઉંચાં ઝાડ સાથ લટકાવી ફાંસી દેવાને હુકમ આપ્યો, અને માણસોને ફરમાવ્યું કે આ હુકમ એકદમ બજા લાવવો, કેમકે આ ચંડાળ બહુ ધાતકી, ફેસાદ-ખોર, કાવત્રાંબાજ દૈત્ય છે, માટે જો તેની સજામાં જરાબી ઢીલ થશે તો રાજ્યને નુકસાન પહોંચશે.

રાજાનો આ હુકમ સાંભળી વીરે જરાબી ગભરાટ નહીં બતાવતાં પોતાના ચાબકારૂપી શબ્દ-બાણ શરૂ કીધા.

"ઉતાવળે થયલાં કામો અધુરાં રહી જાયછે, રાજાજી."

"તેં રાણીનો મહા જબુન અપરાધ કરેલો છે," રાજાએ ચીડમાં આવી કહ્યું.

વીર—જેને ઓછો સબબ છે તે વધારે રડેછે. મારો બ-ચાવ સાંભળશો ?

રાજા—ત્રીજી તકસીરે તારો જીવ લેવો જોઇતો હતો, પણ આ તો દશમી થઈ ચુકી છે. હવે બચાવ શેનો ?

વીર—ત્યારે સાચું બોલવાનો આ બદલો કે ?

રાજા—રાણીનું અપમાન તે મારૂં અપમાન છે.

વીર—એક કાગડો બીજાની આંખ ફોડતોજ નથીજ. પણ સઘળું ચલકે તે સોનું હોતું નથી, રાજાજી.

રાજા—બસ, હું સજા ફરમાવી ચુકો.

વીર—ત્યારે મરતી વખ્તની મારી એક અરજ કબૂલ રાખશો?

રાજા—હું તારાથી એટલો કંટાળી ગયો છું કે અગરજો તારી અરજ કબૂલ રાખવાજોગ હશે તો તને મારી આગળથી સદાનો દૂર કરવા માટે હું તે બક્ષીશ. બોલ, શું કહેછે?

વીર—તમારાં માણસોને ફરમાવો કે હું જે ઝાડ પસંદ કરૂં તે ઉપરજ મને લટકાવી મારો જીવ લે. કેમકે ત્યારેજ હું સંતોષથી મરીશ.

રાજા—ઠીક છે. એમાં તારૂં શું વળ્યું?

વીર—આ બક્ષીશ માટે ઇશ્વર તમારૂં કલ્યાણ કરો અને તમે જુગ જુગ જીવો.

* ૧૭ *

## વડા વજીર વીર વૈતાળ.

પણ આ બક્ષીશ નજીવી નહતી. એ બક્ષીશથી તો વીર જીવતા રહેવાને શક્તિવાન થયા. રાજાને થોડીજ ખબર હતી કે આ બક્ષીશ માંગવામાં વીરની ઉંડી નેમ હતી, અને રાજા તેના હાથઉપર ઠગાતો હતો.

રાજાનાં માણસો વીરને પસંદ પડતાં ઝાડની શોધમાં જંગલે જંગલ તેની જોડે ભટક્યાં, પણ એકબી ઝાડ વીરને મનગમતું જણાયું નહીં. તેઓ શેહેરે શેહર અને ગામે ગામ ગયા અને ત્યાં ત્યાંનાં જંગલોમાં ફરી વળ્યા, પણ વીર માંગતા હતા તે ઝાડ ત્યાં ન હતું.

વીરની માગણી એ હતી કે આર્યવૃત્તની વાડીમાં જીંદગીનું ઝાડ છે તે ઉપર લટકીને મારે મરવું છે, કેમકે વીરના બાપે તેને

કહ્યું હતું કે, જે કોઈ આ ઝાડ ઉપર ફાંસો ખાઈ મરે છે, તે સદાકાળ જીવે છે.

આ ઝાડ ક્યાંથી મળે? પેલાં માણસો અંતે થાકીને રાજા આગળ ગયાં, અને સર્વ વાતો જાહેર કીધી. હવેજ રાજાની ખાતરી થઈ કે જેનો તે જીવ લેવા માંગતો હતો તે તો એક વિરલો પુરૂષ હતો; જેની જોડેનો બીજો મળવો મુસ્કેલ હતો; જે જો રાજાની દરબારમાં હોય તો તેની સલાહ બહુ કીંમતી થઈ પડે. હવે રાજાને પોતાના હુકમ માટે બહુ પસ્તાવો થયો. તેણે વીરને એકદમ છુટા કરાવ્યા અને પોતાની દરબારમાં મોટાં માનપાન સાથ રાખવાની પકી ખાહેશ દેખાડી.

વીરે આ અધિકાર લેવાની ના પાડતાં કહ્યું કે "બે વાર ચુલુસે ચહડાવેલાં ગોસ્તથી અને દોસ્ત બનેલા દુસ્મનથી સાહુચેત રહેજે." તેણે મેહલમાં સોનેરી જંજીરમાં રહેવાને બદલે પોતાનાં ગામડાંનું સ્વતંત્રપણું વધારે પસંદ કીધું.

વીરનો આ વિચાર જાણી રાજાએ તેનાં મોટાં મનની બહુ સ્તુતિ કીધી, અને પોતે જાતે તેની કને જઈ તેને પોતાની દરબારમાં લાવ્યો, રાણી સાથ તેને મિત્રાચારી કરી અપાવી, અને પોતાના દરબારી નહીં પણ વડા વજીરનો ઓદ્ધો આપ્યો. આ પછી વીરની સલાહ પ્રમાણેજ રાજાએ અમલ કરવા માંડ્યો, અને એ રીતે ટુક મુદતમાં રાજ્યમાં સારા અને મોટા સુધારા થયા અને અમરસિંહ વખણાઈ ગયો.

*

* **તમામ.** *

*

## એક બેરીસ્ટરનો રકાસ.

એક બેરીસ્ટર એક સાક્ષીની ઉલટપાલટ તપાસ લેવા ઉઠયો. સંજોગ એવો બન્યો કે આ બંને ગોયા અકેકની નકલજ હતી. વધારે મળતાપણું એ હતું કે બંને શુધ સરકોટિયાં જેવા અને સોહરાઈ સુકાઈ ગયલા હતા. બેરીસ્ટરનો દમ ભારી હતો. તેણે ગોયા ઠઠરાવી નાખતો હોય તેવી ઢબથી સવાલો પુછવા માંડ્યા.

બેરી૦—તમે ફરિયાદીનાં ઘરમાં કેટલી વાર ગયા હતા?

સાક્ષી—કોઈ કોઈ વખ્ત.

બે૦—એ કંઈ મારા સવાલનો જવાબ નથી.

સા૦—તમે પુછોછ શું તેનું કશું ઠેકાણું નથી. "કેટલી વાર" એટલે શું તે હું સમજતો નથી.

બે૦—વારૂ વીશ વખ્ત ગયા હતા?

સા૦—તે ગણવા કોણ બેઠું? તમે તમારા દોસ્તને ઘર જાઓછ તેનો હિસાબ રાખોછ કે? (હસાહસ)

બે૦(ખીજવાઇને)—ખબરદાર! પુછું તેનો જવાબ આપો. આડીતીડી વાત ના કરો.

જડજ—કદાચ સાક્ષી ચોકસ સંખ્યા જણાવી શકતો નહીં હશે—(સાક્ષીને) આશરે કેટલી વખ્ત તમો ગયા હતા તે કહો.

સા૦—આશરે ૧૫ થી ૨૦ વખ્ત, મારા લૉર્ડ.

બે૦—મેં પુછ્યું ત્યારેજ આમ જવાબ દેતાં શું થયુંતું કે જડજ-સાહેબને બરાબર જવાબ દીધો ને મને ઉડાવ્યા કીધો.

સા૦—તેનું કારણ છે. જડજસાહેબે તે—

બે૦(અટકાવીને)—હવે તમે જરા વાર મુંગા રહેશો?

સા૦—હા, મોટી ખુશીથી. મને કશી ઉતાવળ નથી. તમે કહો તો હવે તમને કશો ઉત્તર નહીંજ દેઉં. (હસાહસ)

બે૦—વારૂ તમે શી મતલબથી વાદીને ઘર જતા હતા, તે જડજ સાહેબને જણાવશો?

સા૦—આ સવાલ જડજસાહેબે પુછ્યો નથી એટલે હું તેનો ઉત્તર આપી શકતો નથી. (હસાહસ)

બે૦—હું પુછુંછ, મને જવાબ દે.

સા૦—નથી દેવાનો; કેમકે હું કોઇ કોઇવાર વગર કારણે જતો હતો.

બે૦—વારૂં કઈ વખ્તે તું ત્યાં જતો હતો?

સા૦—હું ધારૂંછ કે એક અને બેની વચે.

બે૦ (જાણે શું મોટી ચોરી પકડી હોય તેમ)—હા! વાત મળી ખરી. ત્યારે તમે મજાહથી જમવાનેજ વખ્તે ત્યાં જતા હતા કે, લાલાજી?

સા૦—જમવાના વખ્તની મને કશી ખબર નથી.

બે૦—અરે શું હમણાજ તમે એમ નથી બોલ્યા કે તમે હંમેશાં એક અને બેની વચેનો વખ્ત પસંદ કરીને ફરિયાદીનાં ઘરમાં જતા હતા?

સા૦—હું એમ બોલ્યોજ નથી.

બે૦—શું નહીં? તમે હમણાજ બોલીને હમણાજ ફરી જાઓછો? વારૂં મળવા જતા ત્યારે વાદી સાથ તમો જમવા બેસતા હતા કની?

સા૦— તે તો જેવો સંજોગ. જો વાદી મને જમવા બેસાડતો તો હું બેસતો. તે કંઈ બોલતો નહીં તો હું—

એ૦—હા, ત્યારે તમને જો કોઇ જુઠે મસે તેડે તો તમો સાચે મસે કબૂલ કરો ખરા કે?

સા૦—કોઈ મને જમવાનું ઇજન કરે તો હું તે કદી ના પાડું નહીં, અને પૂરતો ઇનસાફ આપું.

એ૦—બેશક. અને પરાયું અંન મળ્યું એટલે તમે તરણે તરણું હજમ કરો તેવા આસામી ખરા કે?

સા૦—હાજી, કાંએકે અંનને હિણવું નહીં જોઇયે.

એ૦—હા! વાત મળી ખરી. તેથીજ તમો ભુખા ડાંસ જેવા સુકાઈ ઉગાઈ રહેલા છો. ખરૂં કે?

સા૦—હા સાહેબ, ને તમે તે ક્યાં માટેલા છો? આપણ બંને સરખાજ છીયે હં! આપણ બંને એવા દીસિયેછ કે જાણે હમણા કોઈ સપાટામાં આવે તો તેને વેતરી નાંખીયે! ખરૂં કેની?

આ છેલા જવાબથી દમપર શુમાર લેનાર બેરીસ્ટર સાહેબના તો બારજ વાગી ગયા. કોર્ટમાં તેને ખર્ચ જબરા હસવાના ભાવ પડ્યા.

* * * *

## ફેર શો?

ઇંગ્રેજીમાં 'નૉટ' (not) નો અર્થ 'નથી' થાયછે. આમ હોવાથી એજ ઉચ્ચારથી થતાં (Knott) નામવાળા એક જણની કબર ઉપર ચહોડેલા પથર ઉપરનો નિચલો લેખ બહુ રમુજી થઈ પડ્યો છે. આ લેખ વાંચનાર તેનો ભાવાર્થ બરાબર સમજી શકે છે, પણ તે વંચાતો સાંભળનાર એકાએક ખરો અર્થ સ-

મજી શકશે નહીં. સઘળી મજાહ ઇંગ્રેજી લેખમાંજ છે, માટે તે આખો નિચે ઉતારીયે છીયેઃ—

Here lies a man that was Knott born,
His father was Knott before him,
He lived Knott, and did Knott die,
Yet underneath this stone doth lie.
Knott christened,
Knott begot;
And here he lies,
And yet was Knott.

* * * *

## હેતના કટકા.

* ૧ *

એક ભર્તારે પોતાની બાયડીની કબર ઉપર નિચલી મતલબની તખ્તી કોત્રાવી હતીઃ—મારી આખી જીંદગીમાં જો મેં કોઇ પણ જગા મન પસંદ દીઠી હોય તો તે આ છે, કાંએકે મારી બાયડી ઉપર માટી ફરી વળી છે તે ઘાંજ છે.

* ૨ *

એક બીજા ધણીએ પોતાની ધણિયાણીની ખુબીમાં નિચલો લેખ કોરાવેલો છેઃ—ઘાં મારી ઓરતની ખાક પડેલી છે, જેણી જયારે જીવતી હતી ત્યારે ગાળ દેવા સિવાય બીજું કશું જાણતી ન હતી. યારો, કોઇ એને જગાડતા ના, કેમકે તે હમણા તો શાંત પડેલી છે. એક વખ્ત એવો હતો કે જ્યારે તેણી પોતાની મરજી મુજબ અમલ કરતી હતી, પણ આજે તેમ કરવાની મારી વારી આવી છે.

* * * *

## ચોરીપર શિરજોરી!

લિવર્પૂલ ખાતે એક દુકાન ઉપર બહારથી તૈયાર કપડાં લટકાવેલાં હતાં, તેમાંથી એક ડગળો ઉપાડી તેને પોતાના હાથમાં ઘડીબંધ ઓળવીને એક ચોર દુકાનવાળા કને ગયો અને દુકાનદારે તે માલ પોતાનોજ છે એમ પીછાન્યા વિના તે ખરીદ કીધો. પછી પેલા હરામખોરે થોડાક રેશમી રૂમાલોમાંથી એક પસંદ કરીને દુકાનદારને કહ્યું કે "ડગળાની કીમતમાંથી આ રૂમાલના પૈસા કાપી લઇને બાકીનું ચુકવી આપો." દુકાનદારે કહ્યું કે "ડગળાના પૈસા તો હું આપી ચુકયોછું. પણ ચોરે એ વાત કબૂલ કરવાની ના પાડી ને બંને વચ્ચે જબરી તકરાર ઉઠી. અંતે ચોર પોલિસને બોલાવી લાવવાની ધાંધલ કરતો ધસારાબંધ દોડી ગયો, પણ તે પોતાની જોડે પેલા રેશમી રૂમાલો તથા રૂપાંના ચમચા અને કાંટા વગેરે ઝડપથી ઉપાડી લેતો ગયો, જે માલ તેનોજ હતો કે પોતાનો તેનું દુકાનવાળાને ભાન રહ્યું નહીં.

* * * *

## ડાકટર માખમાર.

નિચલી કવિતા માખમારૂ તબીબો કેવા હોય તે દેખાડવામાટે નમુના તરીકે ઉતારી લઇએ છીએ, પણ ફિકર લાગેછે કે રખેને તેવા ડાકટરો લાઇબિલ માટે ધસડે:—

" A doctor called in Bedford Row
( It matters not how long ago )
To see a patient. When he knocked,
Now, only think how he was shock'd,
When instantly the footman said—
Dear doctor, our poor lady's dead !'

'Dead ! surely not; it may by chance
Be nothing but a sleeping trance;
I'll just walk up and see for certain.'
He did so, and undrew the curtain;
Where laid the lady, pale and calm,
The usual guinea in her palm.
'I see,' he cried (and took the fee)—
'The poor dear soul expected me !' "

* * * *

## ચિતારાની ફિલસુફી.

બેરેટી નામે એક ચિતારાએ એક બિલાડી પાલી હતી, જેનાં બે ત્રણ બચ્ચાં હતાં. તેઓને પોતાના ઓરડામાં આવવા જવા માટે તેણે બારણામાં એક નાનું અને બીજું મોટું એવાં બે બકારાં પાડ્યાં હતાં.

એક દિને બેરેટીનો એક મિત્ર મળવા આવ્યો અને આ બે બકારાં પાડવાનો સબબ પુછ્યો. ચિતારાએ ખરેખરી બિના કહી.

મિત્રે કહ્યું કે "એમ છે ત્યારે બેની શી જરૂર હતી? એકજ બસ થતે."

"અરે મૂર્ખ !" બેરેટીએ ચીડમાં ઉત્તર દીધો; "એકજ બકારૂં હોય તો પછી મારી બિલાડી ક્યાંથી આવજા કરે?"

"અરે પણ મોટું બકારૂંજ પાડતે તો જેમ બિલાડી તેમજ તેના બચ્ચાંબી તેમાંથી આવજા કરી શકતે," પેલા મિત્રે ભૂલ ભાંજી.

"ખરી વાત" બેરેટી બોલ્યો; "પણ આવવા માટે એક અને જવા માટે બીજું જોઇયે કે નહીં?"

* * * *

# પહુંડાઉજી ચરિત્રઃ

અથવા

## એક શેખચલ્લીનાં કર્મની કહાણી.

* ૧ *

### ડાહી દીકરીનું ડહાપણ.

એક ગામમાં એક વિધવા રહેતી હશે તેનો એક દીકરો હતો. તેનું નામ પહુંડાઉ. દીકરો એકપુરો, તેથી ઉછરેલો લાડમાં. માતા એકલી ને અટુલી, તેથી દીકરાજી જે માગે તે હાજર કરે. નિશાળે નહીં જાય તો ચિંતા નહીં. ઘર રહી તોફાન કરે તો પણ કહે કે ભલે. એમ કરતાં પહુંડાઉજી મોટા થયા.

તેજ ગામમાં બીજે મોહલ્લે એક જોડું વસે, તેને પેટે એકજ દીકરી. દીકરીબી એકપુરી ને જરા ચીબી. લાડમાં ઉછરેલી ને જે બોલે તે માબાપ ઉપાડી લે. શિખેલી તો કાંઇએ નહીં, પણ માત પિતા કહે કે અમારી વિજળી જેવી ડાહી બીજી ગામની એકે છોકરી નહીં. વિજળી થઇ મોટી ને માબાપ પડ્યાં ચિંતામાં કે હવે એને પરણાવવી જોઇયે. એ વાતની ખબર પડી પહુંડાઉની માને. તેણીએ મોકલ્યો દીકરાને ખબર કહાડવા, ને તે ગયો વિજળીને ઘર. વાતો કરતાં વિવાહ નકી થયા; પણ પહુંડાઉજીએ શરત કીધી કે "વિજળી જો ઘણી ખબરદાર ન હોય તો મારે એનું કામ નથી." પેલાં કહે "કબૂલ છે."

પછી એક દિને પહુંડાઉજીને તેમના ભવિષનાં સાસુસસરાંએ જમવા બોલાવ્યા. જમતાં જમતાં સાસુએ પહુંડાઉજીને માટે

ફોઇને ઘરથી થોડીક છાસ આણવા વિજળીને મોકળી. આ છોડી હરખથી ઉઠીને ફોઇને ઘર છાસ લેવા દોડી. પાછી ફ-રતાં રસ્તામાં એક મોટો પથર હતો તેની ઠોકર લાગીને છાસ તો ઘોળાઇ ગઈ. વિજળી રડવા બેઠી કે "હું જો પહંડાછજીની બાયડી થઇશ, અને દીકરો જણીશ, તે મોટો થઇ ફોઇને ઘર છાસ લેવા જશે, તેને માર્ગમાં આ પથરની ઠોકર લાગશે; તો તે બાળક તો માર્યું જવાનું! હવે કેમ કરીશ?"

પેલી તરફ માતા છાસની વાટ જોતી બેઠી છે. વિજળી પાછી ન ફરી માટે તેણીએ જીવા નામે રસોયાને ફોઇને ઘરે ખબર કહાડવા મોકળ્યો. રસ્તામાં જીવે વિજળીને રોતી દીઠી. તેણીએ સર્વ વાત કહી ત્યારે જીવો બોલ્યો "વાઃ વાઃ રે મારી વિજળી શેઠાણી! તું કેવી ડાહી, અલી!" પછી તેઓ માથે હાથ દઈ રોતો ત્યાંજ બેઠો.

જીવો પણ પાછો નજ ફર્યો ત્યારે વિજળીની મા તેને તેડવા ગઈ. તેણે સર્વ બિના જાણી ત્યારે તેણે પણ "વાઃ વાઃ રે મારી ડાહી દીકરી" એમ કહી વિજળીને પાસાંમાં દાબી બકી લીધી, અને પછી માથે હાથ દઈ રોવાને છાતી કુટવા રસ્તા વચ્ચે બેસી ગઈ.

જ્યારે વિજળીની મા પાછી ફરી નહીં ત્યારે તેણીનો બાપ ખબર કાહડવા નિકળ્યો. તેણે આ સર્વને માર્ગમાં ટોળે મળી રોતાં બેઠેલાં દીઠાં. તે કહે "શું છે? કેમ રડોછો?" વિજળીની માએ ખોલાસો કર્યો ત્યારે તેના પતિ બોલી ઉઠયા—"વાઃ વાઃ રે મારી ડાહી વિજળી!" પછી તે પણ ભોંયપર બેસી જઈ વિજ-ળીના દીકરાને માટે રડવા મંડ્યા.

શેવટે જ્યારે પહંડાઉજીએ જોયું કે જેઓ ગયાં તેઓમાંનું કોઇએ પાછું ફર્યું નહીં ત્યારે તે પણ તેમની શોધમાં નિકળ્યો. અને ઘરની બહાર રસ્તાપર સર્વને જઈ મળ્યો. અને પુછ્યું કે "શી ખબર છે? કાંઈ ન્યાતનું જમબાનું છે કે તમે સઘળાં પાંટે બેઠાં છો?" ત્યારે વિજળીની મા કહે—"પહંડાઉજી, જુવો, મારી લાડકી કેવી ડાહી ને સમજુ છે! છાસ લઈ પાછી ફરતાં માર્ગમાં આ પર્વત જેવો પથર મળ્યો ને છાસ ઘોળાઈ ગઈ. મારી વિજળીને અગમ બુદ્ધિ સુઝી કે જો એક બાળકને જન્મ આપે ને બચ્ચું ફોઇને ઘરથી છાસ લઈ પાછું ફરતાં આ પથરની ઠોકર ખાઈ પડે તો તેનું માથું ફાટે, લોહી નિકળે ને ઝઠ પ્રાણ છોડે તો કેવો કોપ થાય! આમ વિચારી મારી ડાહી દીકરી રોતી બેઠી છે."

પહંડાઉજી આ વાત સાંભળી બહુજ રાજી થયા, અને કબૂલ કીધું કે "વિજળી ડાહી તો ખરી. જો પરણું તો એનીજ જોડે, નહીં તો મૂળે નહીં."

* ૨ *

## પહંડાઉજીનાં પરાક્રમ.

એક દિને પહંડાઉજી ઘરમાંથી નિસર્યા. માએ પુછ્યું—"બેટા, બેટા, ક્યાં ચલાવ્યું?"

પહંડાઉ કહે—"માતા, માતા, વિજળી દેખવા."

"ભલે, ભલે," મા કહે; "જોઇને વધજો, વહેલા આવજો."

પહંડાઉ કહે—"બહુ સારૂં, માજી. નમસ્કાર, માજી."

"કલ્યાણ, બેટા, કલ્યાણ." આમ આશિષ દઈ માએ વળાવ્યા.

હવે પહંડાઉજી ગયા વિજળીને દેખવા. વિજળી હતી ઘરેજ. પણ તેને નહિ મળતાં ગયા સાસુ આગળ.

પહંડાઉ—વંદન, સાસુજી!

સાસુ—કલ્યાણ, જમાઈરાજ. ક્યાંથી પધાર્યા?

પહંડાઉ—સસરાજી છે કે?

સસરા—આવો બેટા, શી આજ્ઞા?

પહંડાઉ—હું તો વિજળી દેખવા આવ્યો છું. દેખાડશો?

સસરા—આ રહી તે. દેખી કે?

પહંડાઉ—સાસુજી ક્યાં ગયાં?

સાસુ—કેમ પહંડાઉજી, શું શું લાવ્યા?

પહંડાઉ—લાવ્યો કાંઇએ નહીં. સર્વસ્વ આપી દીધું.

પછી સાસુએ એક સોય આપી જે લઈ પહંડાઉજી ઘેરતરફ પાછા ફર્યા. માર્ગમાં ઘાસનું ગાડું જતું હતું તેની પૂઠે જઈ ઘાસમાં સોય ખોશી દીધી. ઘરે ગયા ત્યારે માએ પુછ્યું—"શું લાવ્યા, બેટા?"

પહંડાઉ—સાસુએ આપી સોય, તાણી લીધી કોય.

માતા—કોણે તાણી લીધી?

પહંડાઉ—ઘાસનાં ગાડાંને દીધી.

માતા—એ તો મૂર્ખાઈ થઈ. બેટા, સોય તો બાંહેમાં ખોશીયે.

પહંડાઉ—ઠીક, માતાજી, હવેથી એમજ કરીશું.

બીજે દિને પહંડાઉજી પાછા સાસરે ગયા ત્યારે ઉપર મુજબનીજ વાતો થયા બાદ સસરાએ તેમને એક ચાકુ ભેટ આપી. હવે પોતે માતાજીને કબૂલાત આપી હતી કે "હવેથી એમજ

કરીશું" માટે પહંડાઉજીએ ચાકુ ખોશી બાંહેમાં, જેથી ચામડી છોલાઈ ને લોહી નિકળ્યું. ઘર ગયા ત્યારે માના પુછ્યાથી કીધો ખોલાસો કે સસરાજીએ છરી આપી તે બાંહેમાં ખોશીને લોહી નિકળ્યું.

માતા—એ તો મૂર્ખાઈ થઈ, બેટા. છરી તો ખીસામાં મુકીયે.

પહંડાઉ—ઠીક, માતાજી. હવેથી એમજ કરીશું.

ત્રીજે દિને પહંડાઉજી સાસરે ગયા ત્યારે વિજળી તરફથી સાસુએ બકલ્યું ભેટ આપ્યું. પહંડાઉજીએ માતાની આજ્ઞા માનીને તેને જેમ તેમ કરી જાડા ડગળાના ખિસામાં નાખ્યું અને નિકળી નહિ પડે તે માટે તેનું ડોકું, મહો, પગ વગેરે મજબૂત બાંધી લીધા. આથી ઘર જઈ પુગતાં તે મુગું પ્રાણી તો ગુંગળાઇને મરણ પામ્યું. માતાએ એ બિના જાણી ત્યારે તે બોલી કે—"એ તો મૂર્ખાઈ થઇ, બેટા. બકરીને તો ખાંધે ઉપાડીને લાવીયે."

પહંડાઉ—ઠીક, માતાજી, હવેથી એમજ કરીશું.

ચોથે દિવસે પહંડાઉજી સાસરે મળવા ગયા ત્યારે સસરાજીએ વિજળી તરફથી એક વાછરડો ભેટ આપ્યો. માની આજ્ઞા મુજબ પહંડાઉજીએ તેને પોતાની ખાંધ ઉપર ઉપાડી લીધો, પણ તેણે લાત મારવા માંડી જેથી કંટાળીને તેને પથર ઉપર ઝીખ્યો, અને એ સર્વે વાતો માને જઇ કહી.

માતા—એ તો મૂર્ખાઈ થઈ બેટા. વાછરડાને તો દોરી બાંધીને ખેંચતા લાવીયે ને તબીલામાં બાંધીયે.

પહંડાઉજી—ઠીક છે, માતાજી. હવેથી એમજ કરીશું.

પછી પાંચમે દિને પહંડાઉજી સાસરે ગયા ત્યારે માતાએ આજ્ઞા આપી કે "વિજળીને તેડું કરતા આવજો." આ ઉપરથી વિ-

જળી પહંડાઉજી સાથે સાસરે જવા નિકળી. પહંડાઉજીએ માની આજ્ઞા મુજબ તેને ગળે દોરડું બાંધી પોતે તેને ખેંચતા ખેંચતા ઘરે લાવ્યા, તબીલે બાંધી, અને ઘાસ નાખ્યું.

માતા—વિજળી ક્યાં છે, બેટા?

પહંડાઉજી—તેને તો તબીલે બાંધી છે.

માતા—એ તો મૂર્ખાઈ, બેટા. વિજળીને તો મારી આગળ આણીયે.

આ ઉપરથી પહંડાઉજી તબીલામાં પાછા ગયા, પણ જ્યાં બાંધેલી હતી ત્યાંથી ફાંસો છોડી વિજળી તો પોતાને મૈહેર નાસી ગઈ હતી!

* * * *

## એક આખી લીટીનું ભાષણ!

૧૭૭૪ માં પાર્લામેંટનાં ઇલેકશનનું કામ પુરૂં થયા પછી તે વખ્તના જાણીતા વક્તા અને લખનાર એડમંડ બર્કે પોતાના ઇલેકટરોનો ઉપકાર માનવા માટે એક સુભાષિત ભાષણ કીધું. જે જીલ્હા તરફથી તેની ચુંટણી થઈ હતી તેજ જીલ્હા તરફનો એક બીજો ઉમેદવાર મી૦ ક્રુગર પણ ચુંટી કહડાયો હતો. મી૦ બર્કના ભાષણ પછી આ ધણીએ પોતાના ઇલેકટરોનો ઉપકાર માનવો જોઇયે. ખુદ સભા તે કારણ માટેજ મળેલી હતી. પણ બર્કે પોતાના શરેસ્તા મુજબ એવી તો છટાથી ભાષણ કર્યું, કે તેની બરાબરી તો મી૦ ક્રુગર જેવા વેપારી બચાથી ક્યાંથીજ થવાય? એટલામાટે તેણે એક ટુકું ભાષણ કીધું અને બર્ક કરતાં પોતે કંઈ ઓછો નથી એમ દેખાડવા માંગ્યું. તેનું આખું ભાષણ આ હતું:—

"ગ્રહસ્થો, મી૦ બર્કે જે કંઈ કહ્યું તેજ હું પણ કહું છું!"

*     *     *     *

## "એક ઢેર ઓર દુસરા કસાઈ."

શેરીડન એક અછો નાટક લખનાર હતો, પણ તેમ તે બોલકણો અને મશ્ખેરો પણ હતો. એક દિને બે રાજવંશી અમીરો તેને સામે મળ્યા, જેઓમાંના એકે શેરીડનને કહ્યું કે,

"અમે હમણા તારીજ વાત કરતા હતા."

શેરીડને પુછ્યું કે "શું?"

પેલાએ ઉત્તર દીધો કે "તું બેવકુફ છે કે ખંધો છે?"

શેરીડન એકદમ પેલા બંને અમીરોની વચમાં ઘુસી ગયો, અને તેમની તકરારનો આ રીતે ફડચો આણ્યોઃ—

"હું તો ખંધા અને બેવકુફની વચે છું!"

*     *     *     *

## ગપીને ઘર ગપી આવ્યા, આવો ગપીજી, બાર હાથનું ચીભડું, ને તેર હાથનું બી.

### * નમુનો ૧ *

અમેરીકન લખનારાઓ આ જમાનાના જબરા ગપીદાસ છે. મી૦ લોવેલ નામે એક અમેરીકન લખે છે કે, "એક હબસી એટલો બધો કાળો હતો કે તેની ચામડી ઉપર કોળસાના કકડાવડે લખ્યું હોય તો સફેદ અક્ષર પડે!"

એજ ધણી કહેછે કે એક લાકડાંના કકડાને સંગેમરમરના જેવો એવો તો ઉત્તમ કળાથી રંગ્યો હતો કે તેને પાણીમાં નાંખતાંજ તે ડુબી ગયો હતો!

એક બીજો લખનાર ખબર આપેછે કે એક ઝાડ તેણે એટલું બધું ઉંચું દીઠું કે તેની ટોંચ જોવાનેમાટે બે માણસ અને એક છોકરાની જરૂર પડી હતી!

એક ત્રીજો ધણી કહેછે કે તેણે એક એવો તો ભારી વજનનો માણસ દીઠો કે જેનો માત્ર ઓળો પડતાંજ એક છોકરાનો જીવ ગયો હતો!

* નમુનો ૨ *

## કુત્રા બનાવવાનો મલમ.

એક અમેરીકને એવી જાતનો મલમ શોધી કહાડયો છે કે અગર જો કોઈ પાળેલા કુત્રાની પુછડી કોઈ કારણથી કપાઇ ગઈ હોય અને તે ભાગઉપર જો આ મલમ ધીરેથી ચોપડવામાં આવ્યો હોય તો થોડા વખ્તમાં નવી પુછડી ઉગી નીકળે છે! પણ આ ચમત્કારીક મલમનો ગુણ એટલોજ નથી. કહેછે કે એક છોકરાને એક કુત્રાની પુછડી રસ્તાપરથી મળી આવી, જે ઉપર તેણે આ મલમ ચોપડતાંજ એક એવો કુત્રો આખો ઉગી નીકળ્યો કે જે પેલી પુછડી ધરાવનાર અસલ કુત્રાને બરાબર મળતો હતો અને તેથી તેઓ બંને એકેક સાથ ભેળાઈ જતા હતા!!

* નમુનો ૩ *

## બાલ વધવાનું ચમત્કારીક તેલ.

એક અમેરીકન બાલ વધવાનાં ચોકસ તેલવિષે સર્ટિફિકેટ આપતાં લખેછે કે તેની કને એક નેતરની લાકડી પાંચ વરસની જુની હતી, જેની મુઠ ઉપર આ તેલ લગાડવાથી તે ઉપરબી બાલ ઉગી નીકળ્યા, અને તેથી લાકડી લઈ ફરવા જવા આગમજ દરરોજ તેને મુઠ ઉપરના બાલ બોડી નાંખવા પડતા હતા!

* * * *

## ચીબાં માય.

જમશેદશાહ—શીરીનબાનુ હવે કેમ છે? હવે ફરાયછ હરાયછ તો ખરૂં કની?

ચીબાંમાય—અરે બાવા કાંહાંથી લાવે? ફરાતું હરાતું તો મુરે નથી.

જમશેદશાહ—પણ કાલે તો મેં તેવણુને કોટમાં જોયાં તાં?

ચીબાંમાય (ચીબાં થઇને)—અરે હા રે વાય, જરા માધવદાસની દુકાને પપેતીની સારી ને પોલકો લેવા ગઇતી—પણ ગાડીમાંજ ગઇતી જો, બાવા.

* * * *

## નકટું નાક ને ઉંઘાડી કાખ.

ફેરીયો—કંઈ નીખ્યા, કંઈ બરાસ જોઇશે, માય?

માકીમાય—અરે મુઓરે તું, કાસમ! હરવાઇના, તે દાહારે બરાસ આપી ગયલો તેનાં બધાં પીછરાં નીકરી ગીયાં ને નીખ્યાના દાંતા તરાતર ભાંગી ગીયા.

ફેરીયો—ખરી વાત. ને તેથીજ આજે બીજા લાયોછ. કેમ લેશોની?

* * * *

## સાસુને કહી વહુને સમજાવવું.

મકાઇ—ભીખાઈ, પેલી અમીના તમારે ઘેર હતી કેની, તે મારે ઘેર રહેવા માંગેછ. તમને તો ખબર હોશે એ હાથની કેવી છે તે? ચોખી ખરી કે?

ભીખાઈ—ચોખી? ભરોસે રેહેતાં ના. તે દહાડે આપણે મા-

ધવદાસની દુકાને ગીયાંતાં તાંહાં તમે મારી પાસે દશ રૂપીયા ઉછીણા લીધેલા તે લેવા મેં બે ચાર વખત અમીનાને તમારી પાસે મોકલેલી, પણ કમબખતે હજુ તે રૂપીયા લાવીને મને આપ્યા નથી, તેથી મને તો લાગેછ કે ઇનામદાર નથી.

* * * *

## મુશ્કેલીનો એક રસ્તો.

જાફરખાં—જબ મૈંને દેખા કે સબ પેસા ખલાસ હુવા તબ મેં તો રોને પરા કે અબ એ મેરી પ્યારી લુંડીકું રજા દેના પરેગા.

કાદરખાં—એ તો સચ હે. પીછુ આપને ક્યા કીયા?

જાફરખાં—પીછુ મૈંને ઉનકી સાથ નીકા કીયા.

* * * *

## પાકીટમાં રાખવાનું પંચાંગ.

ધર્મસિંહ—ભલા, આજે તારીખ શી?

કર્મસિંહ (પોતાની પાકીટમાં નજર કરીને)—૨૧ મી હોવી જોઇયે.

ધર્મસિંહ—પાકીટમાં તારીખ લખેલી હશે? તેમાં તેં શીદને જોયું?

કર્મસિંહ—બરાબર એમજ. ૧ લી થી ૧૦ મી સુધી મારી પાકીટના જમણા ખાનામાં નોટ ને ડાવામાં રૂપીયા હોયછ; ૧૦ મી થી ૨૦ મી સુધી જમણામાં રૂપીયા ને ડાવામાં પૈસા રહેછ; પણ ૨૦ મી થી મહીનાની આખરી સુધી જમણામાં પૈસા પણ ડાવામાં કંઈ હોતું નથી.

* * * *

## જીવતો આપઘાત.

એક દહાડે ધનજીદારૂ ધ્રુજરાએ કોટની પોલીસ ચોકીના ઓટલાપર જઈ જબરી ગડબડ કરી મુકી. ઓરડામાં બેઠેલા જમાદાર તથા સીપાઇઓ તરફ લાલ ભુંડ જેવી આંખો કરી તથા ડોળા ફાડી તેવણ બોલ્યા કે—

"આએ જોયું, ઝમાદાર! મારી બૈરી તો રાંડ કંઇઝ સમઝતી નથી જો. તે દાહારે માઝીસ્તર શાએબે શીખામણ દીધા છતાં કેહે જે ઉતો કુવોઝ પુરૂંશ. ત્યારે મકું ઝે તું શું કરવા પુરેશ—લાવ હુંઝ ઝીવપર કરૂં!"

એમ કહી ધનજીદારૂએ ધ્રુજતે હાથે એક મોટી છરી કહાડીને પોતાનાં પેટમાં મારી, અને પછી તરત તમર ખાઈ નીચે તુટી પડયા. લાગલા સીપાઇઓ ફરી વળ્યા અને ધનજીદારૂની બૈરીને બોલાવી લાવ્યા, કેમકે તે ગોરાણી પોલીસને સારી પેઠે જાણીતાં હતાં. તે બીચારી વીહીલી ફાંફલી જીવ નાંખતી આવી, અને ધનજીદારૂ ઉપર પડી રડવા કુટવા લાગી. જમાદારે કહ્યું કે તેણીનો ખાવંદ તેને લીધેજ આપઘાત કરી મુઓ છે. આથી તો કુરાઈ વધારે કુહુરવા લાગ્યાં ને બોલ્યાં કે—

"ઓ ધનજી, મારા ધનજી, તમારી પરથી બધી મરૂંરે મારા ધનજી! મને મરવા દેતે—તમે કોંય જીપપર કીધું, મારા ધનજીભઇ! હવે તો હું તમારા વગર નહી જીવવાની જો. મારા ધનજી તમે પાછા ઉઠો તોં સુધી ઉ તો તમને ઓંથી નહી જાવાદેવાની જો ધનજી!"

આ છેલા સખુનો સાંભળતાંજ મરણ પામેલા ધનજીદારૂ

ધુંજરા એકદમ ઉઠી ઉભા થયા, અને સર્વ ભેગાં મળેલાં લોકોની અજાયબી વચે કુરાઇનું પાંખડું પકડી તેને ઉહાડી ઘેર લઈ ચાલ્યા.

"મારી કુરાઈ, શાલ ઘેર. આપરે કશુ મરાશું નહી, ને તુંભી ડાઈ થાઇને શાલઝે હોં. કુરાઈ, એ તો મેં તારૂં હેત તપાશી ઝોવા ખાતકી પાસે એક ફુક્કો લાવી તેમાં લોઈ ભરી તે મારી કમરે બાંધેલો ને શરી મારી તેમાંથી લોઈ કહારેલું. અવે શમજી કે મારી કુરાઈ?"

* * * *

## શીરે પહોરની ગરપછાંટ.

### * નં૦ ૧ લો *

અમેરીકામાં એક દિને નહીજ ખમાય એવી થંડી પડી, જેથી સર્વ ચીજ બરફની પેઠે બંધાઈ ગઈ, એટલુંજ નહી પણ દીવા બતી પણ બંધાઈ ગયાં! એક અહવાડીક અમેરીકન પત્રવાળો લખેછે કે સખ્ત થંડીવિષે ફરીયાદ કરતાં એક જણે પોતાનો અનુભવ આ મુજબનો જણાવ્યો:—

થંડી એટલી જબરી કે હું તો ઘર ગયો—મીણબતી સળગાવી—બીછાણા ઉપર સુઈ ગયો—દીવો હોલવી નાંખવાની તજવીજ કીધી—પણ તેમ બન્યું નહી—બતી બંધાઈ ગયલી—દીવાનાં બળતાંને ભાંજ્યું ત્યારેજ બતી બુઝાઇ!

* * * *

### * નં૦ ૨ જો *

એક અમેરીકન અહવાડીક પત્ર નીચલી ચમત્કારિક વાત લખેછે:—

અમારી ઓળખાણનો એક ધણી જે કર્નેલ મેકીનીનો પિત્રાઈ થાયછે, તેણે પોતાની તનદરોસ્તીને અર્થે ખણીજ પદાર્થોના ભેળવાળું પાણી પીવા માંડયું. તેણે આ પાણી એટલા બધા જથામાં પીયા કીધું કે તેની તબીયત પાછી સુધર્યા પછી એક દિને એક ગાય ચોરવાના વાંકમાટે તેને કેદખાનાની સજા મળી, ત્યારે તેણે કોઈ નહીં જાણે તેમ પોતાના હાથની ફસ ખોલીને લોહી કહાડયું, અને તે લોહીમાં પેલાં ખણીજ પાણીમાંનું એટલું બધું લહોડું દાખલ થયલું હતું કે તેણે તે લહોડાંનું એક હથિયાર બનાવ્યું અને તેવડે કેદખાનાંના દરવાજા ભાંજીને તે છટકી ગયો!!

* * * *

## વાજબી સબબ.

એક જણને લશ્કરમાં દાખલ થવાની ફરજ પાડવામાં આવી ત્યારે તેણે સત્તાવાળાઓને અરજ કીધી કે હું મારી વિધવા માનો એક પુરો દીકરો છું અને તેણી મારૂં પુરૂં કરેછે માટે મને માફી બક્ષવી!

* * * *

## આડે લાકડે આડો વેહેર.

શેહેનશાહ કલૉડ આગળ એક દિને એક જણ ફરીયાદ લાવ્યો કે મારી મા મને પોતાના બેટા દાખલ કબૂલ રાખવાની ના પાડેછે અને મારી બાપિકી મિલકતોમાંથી કશું આપતી નથી. શેહેનશાહે ખાનગી તપાસ કીધી અને પછી અરજદારની માને બોલાવી મંગાવીને પુછયું—

"શું આ ધણી તમારો બેટો નથી?"

"ના, ખુદાવંદ; એ ધણી કંઈ મારો દીકરો નથી."

"ઠીક ત્યારે; જો એ તમારો દીકરો નથી તો મારો હુકમ છે કે તમે એને તમારો ખાવીંદ કરીને ઘરમાં રાખો. તમારી શાદીની તૈયારી મેં કરી રાખેલી છે."

શેહેનશાહના આ હુકમથી પેલી સ્ત્રી ઉજળી પુણી સરખી થઈ ગઈ. તેણીનાં દિલમાં પોતાનાં બચ્ચાં તરફ મેહેર વરસી અને તેણી પોતાની તકસીર કબૂલ રાખીને પોતાના દીકરાને ભર દરબારમાં બાઝી પડી. શેહેનશાહે તેણીને શિખામણ દઈ તકસીર માફ કીધી.

* * * *

## અજાયબ ઈનસાફ.

સ્પેન દેશના પેદ્રો નામે "ઘાતકી" ની અટકથી ઓળખાતા રાજા આગળ એક જવાન મર્દ ફરીયાદ લાવ્યો કે એક ઘરચાળાએ મારા બાપનું ખૂન કર્યું છે માટે તેને ઘટતી સજા કરવી અને નુકસાની ભરી અપાવવી.

રાજાએ ઘરચાળાને બોલાવી મંગાવી તપાસતાં તેણે જણાવ્યું કે એક ઘર દરૂસ્ત કરતાં મારો પગ સડી પડયો જેથી હું છાપરાં ઉપરથી ગબડતો ગબડતો હેઠો પડયો. એ વેળા આંગણાં આગળથી ફરીયાદીનો બાપ ચાલી જતો હતો તેના ઉપર હું તુટી પડયો, અને મારા આંચકાથી તે જમીન દોસ્ત થયો અને પછી મરી ગયો, તેમાં મારો કશો કસુર નથી."

રાજાએ જોયું કે ઘરચાળાનો કશો વાંક નથી અને મર-

નારનું મોત માત્ર અકસ્માતનું પરિણામ છે, તોપણ રાજાએ અસલી કાજીજીના જેવો ચુકાદો આપ્યો. તેણે જણાવ્યું કે "ઘર ચાળાને લીધે મરનારે જીવ ખોયો તેમાં કશો શક નથી અને તેથી મરનારનો દીકરો ફરીયાદ લાવે એ કુદ્રતી છે. માટે મારો ચુકાદો એ છે કે જે જગા ઉપર મરનાર હતો તે જગા ઉપર ઘરચાળાએ જઈ ઉભું રહેવું અને ઘરચાળો જ્યાંથી તુટી પડયો ત્યાંથી ફરીયાદીએ છાપરાં ઉપરથી ગબડતો આવીને ઘર ચાળા ઉપર જઈ પડવું. અને એ રીતે પોતાના બાપનાં મોતનું વેર લેવું."

પણ ફરીયાદીએ આ મુજબ અમલ કરવાની ના પાડી અને એ રીતે ઘરચાળો છુટી ગયો.

* * * *

## કરણી તેવી પાર ઉતરણી.

નેપલ્સના વૈસરૉય દાખલ જ્યારે ડયુક ઑવ ઓસ્સોન નેમાયો હતો ત્યારે એક દિને એક મોટા તેહેવારની ખુશહાલીમાં એક ગુલામ બંધવાને છોડી દેવાનો તેના ઉપર હુકમ આવ્યો. આ ઉપરથી તે કેદખાનામાં તપાસ કરવા ગયો અને સર્વ બંધવાઓની હકીકત પુછવા લાગ્યો.

એકે કહ્યું કે તે કેવળ બેગુનાહ છે અને તેને નાહક કેદ કીધો છે. બીજો બોલ્યો કે તેના દુસ્મનોએ વગર વાંકે તેને સજા કરાવી છે. ત્રીજે કહ્યું કે તેની તપાસ વિના તેને સજા મળી છે. ચોથાનો બચાવ એવો હતો કે મારા ગામનો સુબો મારી ઓરત ઉપર મોહીત થયો અને તેથી તેણે મને કેદ મોકલી

આપ્યો છે. પાંચમે બચાવ કીધો કે કોઇએક ચોરીના સંબંધમાં મને પકડ્યો છે, પણ તે ચોરીમાં મારો મુદલ હાથ હતો નહીં, તેની આખું ગામ સાક્ષી આપશે.

આ રીતે દરેકે પોતાનું નિર્દોષપણું જણાવ્યા છતાં ડ્યુકે કોઈનેબી છોડી મેલ્યો નહીં તેથી એક જણે બચી જવાની જુદીજ તાલમેલ કીધી.

તે બોલ્યો કે " મારા નામવર, હું નેપલ્સનો રહેવાસી છું, અને જોકે એ શહેર મોટું છે તોપણ એ આખા શહેરમાં મારા જેવો લુછો એકે નથી; અને તે છતાં મને કેદનીજ સજા મળી છે તેથી હું તે કિર્તારનો મોટો આભાર માનું છું."

ડ્યુક આ જવાબથી વિસ્મય પામ્યો. તેણે પેલા લુછા તરફ ધિક્કારથી જોયું અને પછી પોતાનાં માણસોને હુકમ કીધો કે "આ હરામખોરને છોડી દો, નહી તો એનું જોઇને પેલા બીચારા કેવળ નીર્દોષ માણસો બીગડશે." ડ્યુકે તેને થોડાંક નાણાં અને કપડાં આપીને પાછો તેને વતન મોકલતાં શિખામણ દીધી કે હવેથી તેણે નીતિમાન જીંદગી ગુજારવી.

આ વાતને હજી તો બે દિવસ ગુજર્યા નહીં એટલામાં એક બીજા બંધવાને છોડી મેળવાનો હુકમ થયો. હવે ઉપર મુજબ એક બંધવાએ પોતાની તકસીર કબૂલ કરવાથી ડ્યુકે તેને છોડી મેલ્યો હતો, તે વિશેની વાત સઘળા બંધવાઓ સારીપેઠે જાણતા હતા, માટે જ્યારે તે કેદખાને તપાસ કરવા આવ્યો ત્યારે દરેક કેદીએ પોતાની તકસીર બહુજ જબૂનમાં જબૂન ચિતારી. આ જોઇને ડ્યુકને બહુ કચવાટ પેદા થયો, તોપણ તેણે સંતોષ

માની લીધો કે આટલા બધા લુચ્ચાઓ પકડાયલા છે એટલું ઠીક છે, નહીં તો રાજ્યમાં તેઓ જબરી ઉથલપાથલ કરી મેલત. તેઓ છુટી નહીં જાય એટલામાટે તેમની ઉપર વધારે જાપતો રાખવાનો તેણે હુકમ આપ્યો, અને પછી માત્ર એક સાધુને છોડી મેલ્યો, જેણે કબૂલ કીધું હતું કે મઠમાં જે જાતની સખ્તી તેનાઉપર પડેછે તે કરતાં કેદખાનાની સખ્તી ઓછી છે."

"જો એમજ છે તો તું પાછો મઠમાં જા, કેમકે તારી તકસીર તને માફી બક્ષવા જેવી નજીવી નથી," આમ ફરમાવી ડયુકે તેને છોડી દીધો.

* * * *

## સુધરેલું જંગલીપણું.

એક દહાડે અમેરીકાથી આવેલાં એક માતબર અને વગવાળાં બાઈ મહારાણી વીકટોરીયાને જોવાની મતલબથી વીંડસરના મેહલતરફ ગયાં. હજી તો તેવણ પોતાની દીકરી જોડે સીડી ઉપર ચહડે છે એટલાંમાંજ સામેથી એક આસામી મેહેલમાંથી બહાર નીકળતો સામે મળ્યો, જેને પેલાં બાઇયે પુછયું—

"બટલર, રાણી બાણી જોઈ શકાશે કે?"

"હું બટલર નથી—હું તો પ્રીન્સ આવ વેલ્સ છું!" પેલા આસામીએ જવાબ દીધો. આથી પસ્તાવો કરવા યા માફ માંગવાને બદલે પેલી બાઇઓમાંની નાનીએ બેધડક હિમત કરીને પુછયું—

"ઠીક, ઠીક, ત્યારે તો કેહોની, તમારાં માયજી મેહલમાંજ છે કે?"

* * * *

# પહુંડાઉજી ચરિત્રઃ

અથવા

## એક શેખઅલ્લીનાં કર્મની કહાણી.

* ૩ *

## વિજળીનું એક નવું પરાક્રમ.

વિજળીનાં માબાપને લાગ્યું બહુ માઠું કે તેમની લાડકી એ-ટીને પહુંડાઉજી દામણે બાંધે ને ધાસ નાખે એ શું? તે લોક પૈસે સુખી, ને પહુંડાઉજીની મા તો રળીને ખાય. થોડાક દી પછી પહુંડાઉના મામાને પડી ખબર, તેથી તેણે પોતાના ભા-ણુજાના હાથમાં આપ્યા થોડાક પૈસા, અને થોડાક પૈસા પો-તાનાં અંગરખાંના ખીસામાં નાખી તે વિજળીના બાપને વિન-વવા ગયો. વિજળીના બાપ ગોરજી હતા. વાતો સાંભળીને ગો-રજી કહે—"પણ પહુંડાઉ કને પૈસા ક્યાં છે?"

મામો (પોતાના ખીસામાંના પૈસા ખખડાવીને)—મારી કને છે તે કરતાં તો વધારે છે. જોઇયે તો મોકલો માણસને. અબ ઘડી બતાઉં.

ગોરજીએ રસોયા જીવાને મોકલ્યો, જેણે જઇને જોયું તો પ-હુંડાઉજીના હાથમાં પુષ્કળ પૈસા હતા અને તેવડે રમતાં તે આમ-થી તેમ ઉછાળતો અને ખુશી થતો અને ભીખારી સ્ત્રીને ભીખ-માં આપતો હતો. જીવાએ પાછો ફરી આ સર્વે વાતો કહી એટલે ગોરજીની થઈ ખાતરી, અને પછી મુહુર્ત જોઈ કરી આપ્યાં લગ્ન.

લગ્ન પછી એક દિને પહંડાઉજી ખેતરમાં કામે ગયા ત્યારે તેની માયે વિજળીને ભોજણ આપી મોકલી. ખેતરની વાડે જઈ પુગતાં વિજળી વિચારે છે કે "પ્રથમ હું જમું કે પહંડાઉજી?" પછી નકી વિચાર કીધો કે "પ્રથમ મારેજ ભોજણ લેવું."

આમ ઠરાવ કરી તેણી સઘળું જમી ગઇ. હવે તેનાઉપર નિંદ્રાદેવી પ્રસંન થઇ માટે બેધડક ઉંઘવા માંડી તે છેક રાતે ચંદ્રમા પ્રકાસ્યો ત્યારેજ ઉઠી. પહંડાઉજી ભુખ્યા ઘરે આવ્યા પણ વિજળી પાછી ફરેલી નહીં માટે જમી ખાઇ બારણા વાસી સુઇ ગયા. વિજળીએ કમાડ ઠોકી પુછ્યું કે "પહંડાઉજીનું ઘર એજ કે?"

પહંડાઉજી કહે "હા. શું કામ છે?"

વિજળી—પહંડાઉજી ઘરમાં છે કે?

પહંડાઉ—ના, નથી; તારે મહિરે તને શોધવા ગયા છે.

આ ઉપરથી ડાહી વિજળી મહિરે ચાલી, જેની પુઠે પહંડાઉજી પણ ગયા, અને ત્યાંથી તેને પાછી લઈ આવ્યા.

થોડાક દી ગયા કેડે પહંડાઉજી પરગામ જવા નિકળ્યા, ત્યારે વિજળીને કહી ગયા કે "હું આજથી ચોથે દહાડે પાછો ફરીશ. એટલામાં જો પાસેનાં ગામનો વેપારી કહી ગયો છે તેમ આપણી ગાય ભેંસો ખરીદવા આવે તો તું ખુબ સંભાળથી તેની જોડે સાટું કરજે. પણ બસેં રૂપૈયાથી ઓછા લઇશ મા. સમજી કે અલી?"

વિજળી કહે "સમજી, સમજી. ત્યારે મારૂં નામ 'ડાહી વિજળી' અમથુંજ મારી ફોઇએ પાડયું છે શું?"

પહંડાઉજી રાજી થઇ ગામ ગયા. બીજે દિને વેપારી આવ્યો

અને ગાયો જોઈ બસેં રૂપિયા આપવાને એકદમ કબૂલ થયો. આ પછી તે પૈસા આપ્યા વિના ગાયોને વાડામાંથી છુટી કરી હાંકી લઇ ચાલ્યો, જે ઉપરથી ડાહી વિજળીએ તેની પૂઠે જઈ ગાયો લઈ જતો અટકાવી પૈસા માંગ્યા.

વેપારી—સાચી વાત છે. મારે તમને નાણાં દેવાં ખરાં. પણ નાણાંની થેલી લાવતાં ભૂલી ગયો છું માટે હું મારા હાથમાંની આ ત્રણમાંની બેજ ગાયો લઈ જાઉંછું, અને એક જામિનગીરી દાખલ તમને આપી જાઉંછું, કે જો તમારા બસેં રૂપિયા નહિ આલું તો આ ગાય તમારેજ રાખવી.

વિજળી આ ગોઠવણથી રાજી થઈ, અને પોતાની બે ગાયો જવા દઈ એકને પાછી આણી વાડામાં બાંધી, અને મનથી બો-લી કે—"આમ સારું કર્યાથી મારા પહંડાઉજી રાજી થશેજ. કેવી ડાહી છું હું!"

હવે ચોથે દિને પહંડાઉજી ગામથી પાછા ફર્યા ત્યારે વિજ-ળીએ એ સર્વ વાતોથી તેવણને વાકેફ કીધા.

પહંડાઉજી—પણ તેં ગાયો વેંચી કે?

વિજળી—તો નહિ ત્યારે?

પહંડાઉજી—કેમ વેચી?

વિજળી—બસેં રૂપિયે.

પહંડાઉજી—ક્યાં છે નાણું?

વિજળી—નાણાં આજકાલ વેપારી લેતો આવશે. તે થેલી ભૂલી આવેલો તેથી જામિનગીરી આપીને ગાયો લઈ ગયો.

પહંડાઉજી—શી જામિનગીરી?

વિજળી—આપણી ત્રીજી ગાય. તે કહે કે નાણાં આપીને આ ત્રીજી ગાય લઈ જઇશ. હાલ તો એજ લઈ જાઉં છું, માટે તમારે ગમે તે એક રાખો. આ ઉપરથી મેં સર્વેથી નાનીજ જોઇને રાખી, કે તે થોડુંજ ઘાસ ખાય.

પહંડાઉજીને આ ખોલાસો વાજબી લાગ્યો. પણ વેપારી તરફથી તો નાણાં ફરી વળ્યાંજ નહિ.

* ૪ *

## પહંડાઉજીનાં પરાક્રમ—૧

પહંડાઉજી નોકરી શોધવા નીકળ્યા અને પાસેનાં ગામના પટેલને ઘર સાત વરસ સુધી જબરી નોકરી વફાદારીથી બજાવી. પછી તેઓ ઘર પાછા ફરવા નિકળ્યા, ત્યારે પટેલે ઇનામ દાખલ પહંડાઉજીને માથે સોનાનો એક મોટો લાઠો ચહડાવ્યો, અને કહ્યું કે “એ દોલત તને લાંબા દિવસ જવાબ દેશે.”

પહંડાઉજી ખુશી થતા આગળ ચાલ્યા. સોનાનો વજન ભારી હતો તેથી તે કોઇવાર માથાં પર તો કોઇવાર એકથી બીજાં ખભાંઉપર આ સોનેરી બોજો ઉપાડતો હતો. એમ કરતાં માર્ગમાં એક ઘોડસ્વાર મળ્યો, જેનો ઘોડો ફુર્ત અને તાજો જોઈ પહંડાઉજી બોલ્યા કે “કેવો સરસ આરબી ઘોડો છે. બસ ઘોડાપર બેઠા કે પગ દુખવવા પડેજ નહીં—જાણે ખુર્સીપરજ બેઠા છીયે. ચાલતાં તો પગ દુખે, પથરા ને કાંટા ભોકાય, જોડા ફાટી જાય ને દિલે પાણીના રેલા ઉતરે. પણ ઘોડાની મજાહ કેવી!”

આ સઘળા ઘોડાની તારીફના સખુનો પેલા ઘોડેસ્વારે સાંભળીને પોતાનો ઘોડો ઉભો રાખ્યો, અને પરપુછ કરતાં તેને

પહંડાઉજીએ જણાવ્યું કે "હું તો આ સોનાનો પથરો લઈ મારે ગામ જાઉંછું. ભારી બહુ છે તેથી મારી ડોક રહી ગઈ છે ને ખભાં દુખે છે. કેમ કરૂં હવે?"

"જો તારી મરજી હોય તો આપણ આપણી જીનસો અદલબદલ કરીયે," પેલા સવારે સૂચવ્યું. "તું મારો ફર્ષ્ટ, તાજો, આરબી ઘોડો લઈ મુક, ને તારો આ ભારી બોજો મારે માથે ચહડાવ. કેમ, મરજી છે?"

"અલબત! નહીં કેમ?" પહંડાઉજીએ મોટી ખુશીથી પેલો સોનાનો લાડો ભોંયપર નાંખી દઇને કહ્યું. "હું તો તારા જેવો કોઈ બિલ્લુ શોધતોતોજ કે તેને આ તોક ઓળવી દઉં. પણ જ્યારે તું તારી મેળે આ તોક પહેરવા માંગેછે તો મારે કયાં ના છે? પણ ભાઈ જોજે હં. ઘણો ભાર લાગે તો ઘોડો પાછો લેવા આવીશ નહીં."

ઘોડેસ્વાર કબૂલ થયો, પહંડાઉજી ઘોડાપર ચહડી બેઠા, અને સવાર સોનાનો લાડો લઈ ચાલતો થયો. પણ તે આગમજ તે પહંડાઉજીને ઘોડાપર ચહડાવતો ગયો, હાથમાં લગામ આપતો ગયો, પાવરાંમાં પગ ભેળવતો ગયો, ઘોડો કેમ ચલાવવો તે કહેતો ગયો, અને શેવટે સમજણ આપતો ગયો કે જો જલદી દોડાવવો હોય તો 'હૉપ–હૉપ' કહેવું. આ સર્વ બાબતોથી આપણા પહંડાઉજી કેવળ બેખબર હતા. ઘોડાપર બાપ જન્મમાં બેઠેલાબી નહીં એટલે જાણે કયાંથી? તેમણે ઘોડાને ખૂબ દોડાવ્યો, અને જ્યારે એથી પણ વધારે દોડાવવા માટે "હૉપ–હૉપ" કીધું ત્યારે તો ઘોડાએ એટલી જબરી છલાંગો મારી કે બીચારા પહંડાઉજી ધૂમ દઇને એક ખાઇમાં તુટી પડ્યા.

ઘોડો તો તેમને નાખીને પાસે એક ખેતર હતું તે તરફ દોડ્યો, જ્યાં એક ખેડુતે તેને પકડી લીધો. પહંડાઉજીને ઘણું વાગ્યું નહતું, પણ કપડાં ભિંગાઈ ગયાં હતાં તે છતાં તેવણ ઝડપથી ઉઠ્યા અને ઘોડાની પૂઠે દોડ્યા. સામેથી પેલો ખેડુત મળ્યો, જેના એક હાથમાં ઘોડાની નાથ અને બીજા હાથમાં એક ગાય બાંધેલી દોરી પકડેલી હતી. તેણે પેલો ઘોડો પહંડાઉજીને હવાલે કરવા માંગ્યો, પણ તેજ વખ્તે તેઓ બોલી ઉઠ્યા કે—

"ભાઈ, આ ઘોડો નથી પણ બલા છે. મારાં હાડકે હાડકાં ભાંગી નાખ્યાં. એક ઘોડાપર બેસવા કરતાં તો એક ગાય પોષેલી ભલી. તે તો દુધ આપે—ઘોડો શું આપે, પથરા? આવી ગાય કેમ મળે, ભાઈ?"

ખેડુત—તમને ગાય જોઇતી હોય તો લ્યો. મારે ઘોડાનો ખપ છે.

પહંડાઉજી—એમ કે? ત્યારે તો સત્તર આના ને બે પાઈઉપર! તમને ઘોડાનો ખપ—મને ગાયનો! કેવી નવાઇની વાત, હેં?

અદલાબદલી થઈ, અને બંને જણ જુદે જુદે રસ્તે ચાલ્યા. પહંડાઉજી મનમાં મલકાવા અને પેલા ખેડુતની મૂર્ખાઈ ઉપર હસવા લાગ્યા. એમ કરતાં એક ધર્મશાળામાં તેઓ ગાયને દોરવતા આવી ચહડ્યા, જ્યાં પોતાકને જે હતું તે ખાઈ લીધું, અને પછી પોતાનાં ગામ તરફનો રસ્તો લીધો. માર્ગમાં ગર્મી બહુ પડી અને પાણીની તરસ લાગી. પહંડાઉજીએ પોતાની ગાય તરફ નજર કીધી અને તેનું દુધ દોવીને પીવા ધાર્યું. પણ ગાય માયે તો એક છાંટો પણ દુધ નહીં આપતાં એક એવી તો કકડાવીને લાત મારી કે પહંડાઉજી એક કલાક સુધી બેભાન પડી રહ્યા. એટલામાં ત્યાં એક ખાતકી આવી ચહડ્યો.

જેણે પાણી પાઈ પહંડાઉજીને તાજા કીધા, અને તેવણુની સર્વે હકીકત પહેલાંથી સાંભળી લીધી.

ખાતકી—ભાઈ, તારી આ ગાય ક્યાંથી દૂધ આપે? એ તો ધરડી છે.

પહંડાઉજી—ઓ તારી ની! મને શી ખબર? મેં તો ઘોડો આપીને એ લીધી. પણ આ તમારી વાછરડીને તમે ક્યાં લઈ જાઓ છો? કેવું મજાહનું પ્રાણી છે!

ખાતકી—તને એ ભાવતું હોય તો લે. એવી બુઢી ગાયને શું કરીશ?

પહંડાઉજી—ત્યારે એક કામ કરો. તમે આ ધરડી ગાય લ્યો, ને હું આ તમારી વાછરડી લઉં. કેમ કબૂલ છે.

ખાતકી—માત્ર તારી મર્જી રાખવા હું કબૂલ છું. બાકી આવું સરસ પ્રાણી એક ગાયને બદલે આપી દઉં કે?

બંને રાજી થયા અને પોતપોતાને મન ગમતી ચીજો લઈ ચાલી ગયા.

* * * *

## માછલી કેટલું પાણી પીએ?

શેઠાણી (નવી રાખેલી પારસી ચાકરડીને)—અરે દોલત, પેલી સોનેરી માછલીને પાણી આપ્યું કે?

દોલત—અરે બાઈ, પાણી શાના આપેછ? કાલે આપેલા તે કાંહાં પુરા થાયાચ? એટલા તો પીવા દે.

* * * *

## બાવણ મણની બેટીઓ.

કાવસજી કાહાનદાસ બીચારા દુખી હતા, કેમકે તેવણુને ઘર

સાત સાત "ખડકીની શોભા" હતી, એટલુંજ નહીં પણ વળી તેઓ શરીરે ફૂલે ભેંસ જેવી હતી. કોઈ દોસ્ત આસ્નાઓ તેવણને પૂછતા કે "કાહાનદાસ, તમને કેટલાં છોકરાં?" ત્યારે કાવસજી બા "સાત છોકરી છે જી" એમ નહીં કહેતાં જવાબ દેતા કે "મારા ત્રણ દીકરા ને બાવણ મણ દીકરીઓ છે!"

* * * *

## પેટમાં દુખે ને માથું ફુટે.

"અરે એ લોકનાં લગન બળે રે! એને તે કોઈ લગન કેહ?"

"કાંય કાંય શું થયું જે?"

"તો જોવોની, વર વેચાયો ને બૈરી ગોલામડી થઈ."

"તે કેમ વળી?"

"વરને જોઇતા તા પૈસા, તેથી પૈસાદાર બૈરી કરીને તેનો ગોલામ થયો. બૈરીને જોઇતો તો દમામ ને ભપકો, તેથી ખાનબહાદુરની સાથે જઇને તેની દાસી થઈ. મુઆંને કાંઈ લાજ ને શરમ?"

"નહીંજ તો. પણ તમે તો રહીજ ગીયાં કે?"

* * * *

## કોણ સરસ?

સુના—અરે દયાળુ તો કેવા! મારા બુચાએ તે દાહારે એવણનું ઘરીયાળ પારી નાખીને ભાંજ્યું તેને છતાં તે ટુકારો નહીં કહ્યો ને માર્યોબી નહીં.

રૂપાં—અરે જા રે. તારા વર કરતાં મારા વર ઘણા દયાળુ. મેં તે દાહારે મોહને ચહરીને કહ્યું કે અદગરાજી, આટલી તરાઈ પખોરો. પણ એવા દયાળુ, કે બસ હાથમાં લાકડી લીધીજ નહીં તો!

## કરણી તેવી ભરણી.

નેપલ્સખાતે ફેરોનેલી નામે એક માતબર પણ લોભી વેપારી વસતો હતો. એક દિને તેની એક અચ્છી ગુથણની થેલી, જેમાં ૫૦ સોનાના ડકેટ, ૫૦ સ્પેનીશ પિસ્ટોલ (શિક્કા) અને ૧૦૦૦ ક્રાઉનની કીમતની એક વિંટી હતી, તે ખોવાઈ ગઈ. તેણે જાહેર કીધું કે જે કોઈ આ થેલી એમનીએમ લાવી આપશે તેને ૫૦ પિસ્ટોલનું ઇનામ મળશે.

એક ગરીબ બુઢી વિધવાને આ થેલી જડી અને તે પેલા વેપારીકને લઈ ગઈ. તે લોભીએ જોયું કે થેલીમાંની સઘળી વસ્તુ સલામત છે માટે બુઢીને ૫૦ સિકા આપવા પડવાના. પણ તેમ કરવાની તેની હિંમત ચાલી નહીં, તેથી થેલીમાંના ૩૦ પિસ્ટોલ સિકા ગોયા સઘળું ગણી જોતો હોય તેમ તેણે છુપાવ્યા, જે પેલી બુઢીએ દીઠા નહીં.

પછી તે બોલ્યો કે "બાઈ, તને ૫૦ સિક્કા આપવાનું મેં જાહેર કર્યું છે ખરૂં, પણ જ્યારે એમાંથી ૩૦ તો તું પોતાની મેળે લઈ ચુકી છે ત્યારે હવે મારે તને આ ૨૦ બાકી રહેલા સિક્કા આપવાના રહ્યા છે. લે એ અને ખુશી થતી ઘેરે જા."

પેલી બુઢીએ સોગંદ ખાઈ કહ્યું કે તેણે થેલી ઉખેડી નથી, પણ જેવી જડી તેવી લાવીને હાજર કીધી છે. પણ એ વાત લોભી વેપારીએ માની નહીં, જે ઉપરથી અંતે તે બીચારીને ૨૦ સિક્કાનીજ રકમ લઇને ઘર જવું પડયું. એ રકમબી તેણી જેવી મુફલેસ ઓરતને માટે નાની ન હતી. પણ તેણીએ ઉપલા બનાવવિષે પોતાનાં મિત્રમંડળમાં વાતો કરવાથી તેને સલાહ મળી કે હાકમ આગળ ફરીયાદ જવું.

એ વેળાની હાકમી ડ્યુક ઑવ ઓસ્સોનીની હતી. તેણે વેપારીને બોલાવી તેની સઘળી હકીકત સાંભળી લીધી, અને પછી કહ્યું કે "આ ડોસીએ તારી થેલીમાંથી ૩૦ સિક્કા કહાડી લીધા હોય એમ હું માનતો નથી, કેમકે જો તેણી કહાડવા માંગત તો સઘળું ચોરી લેત. પણ જ્યારે તું કહેછે કે આમ તેણીએ કેટલાક સિક્કા કહાડી લીધા છે, તો હું ધારૂં છું કે આ થેલી તારી હોય નહીં. તારી થેલીમાં તો ૫૦ પિસ્ટોલ હતા, અને આ થેલીમાં તો ૨૦ છે. મને તો લાગેછે કે પારકો માલ ઉચાપટ કરવાના વાંકમાટે તને સજા થવી જોઇયે."

"પણ મારા નામવર, આ થેલી મારીજ છે અને તેમાંની સર્વ વસ્તુઓ મારી જેમ હતી તેમની તેમજ મળી છે; ફક્ત એટલુંજ કે ૫૦ ને બદલે ૨૦ પિસ્ટોલ છે, અને તેનું કારણ એ કે ૩૦ આ બુઢીએ ખેંચી લીધા છે."

પણ વેપારીનો આ બચાવ ડ્યુકને ગળે ઉતર્યો નહીં. "અરે ભાઈ, સિક્કા સઘળા એકજ ટંકસાળમાં પડેછે, અને તારી થેલી જેવી બનાવટની બજારમાં બીજી ઘણી મળેછે; અને શું એમ નહીં બને કે તારી આ કીમતી વિટી જેવી ઝવેરીઓએ બીજી બનાવી હોય? શો વાતની એક વાત એ છે કે તારી થેલીમાં ૫૦ પિસ્ટોલ હતા અને આમાં ૨૦ છે, માટે એ થેલી તારી હોય નહીં."

આમ કહીને સઘળી દોલત સુધાં પેલી થેલી ડ્યુકે પેલી બુઢીને આપી દીધી, અને પેલો લોભી હાથ ઘસતો રહી ગયો.

* * * *

## ચોરનું માથું!

એક તંબુમાં હાથ જાય એટલું બકારૂં પાડીને તેમાંથી તંબુમાંની વસ્તુઓની ચોરી કરવામાટે એક જણને જડજ મી૦ કેંટ આગળ ઉભો કીધો. બંધવા તરફથી બચાવ થયો કે તેણે તંબુમાં પગ મેલ્યો નહતો, અને તેનું આખું શરીર જવું જોઇયે તેમ તંબુમાં વગર પરવાનગીએ દાખલ થયું નહતું, માટે ધારા મુજબ તેને કશી સજા થવી નહીં જોઇયે.

જડજે જુરીને સમજાવ્યું કે "જો તમને એમ લાગે કે તોમતદારના શરીરના ચોકસ ભાગોએ તકસીર કીધી છે તો તેમ જાહેર કરવું."

જુરીએ એકમતથી અભિપ્રાય આપ્યો કે "બંધવાના હાથ અને માથું તકસીરવાર ઠરે છે."

આ ઉપરથી જડજ કેંટે બંધવાના હાથ અને માથાંને બે વરસનાં સખ્ત કેદખાનાંની સજા ફરમાવી, અને કહ્યું કે "બંધવો પોતાનાં બાકીનાં શરીરનું ગમે તે કરે!"

* * * *

## ટપાળના ચમત્કાર.

### * ૧ લો *

હિંદુસ્તાનનાં ટપાળખાતાંએ હુકમ કહાડયો છે કે કાગજની પીઠઉપર સરનામા સિવાય બીજું કંઈ લખવું નહીં, નહીં તો દંડ પડશે. પણ નિચલાં સરનામાં દેખાડે છે કે આગળ ટપાળ ઑફીસોને માથે અજાયબ જાતની ફરજ આવી પડતી હતી અને તે તેઓ બજાવતી હતી.

ચાર્લ્સ ડીબ્ડીન નામે નાટકીએ ૧૮૦૨ માં નિચલે સરનામે એક પત્ર હે નામે એક નાટકી ઉપર બોલ્ટન ખાતે રવાના કીધો હતો:—

"Postman, take this sheet away,
And carry it to Mr. Hay;
And whether you ride mare or colt on,
Stop at the theatre, Bolton;
If in that county you inquire,
Merely mention Lancashire."

* ૨ જો *

એક ધણીએ તો પરબીડાં ઉપર ઉપર મુજબ કવિતા લખવા છતાં જેનાઉપર કાગજ મોકલ્યું હતું તેનું કેટલુંક વર્ણન પણ કર્યું હતું:—

"Postman, my hearty,
Use the uttermost despatch
In taking this letter
To the Inn Bonny Thatch.
John Kitchen the Landlord
A fine old English host,
Good cheer was his motto,
Good Ale was his boast.
On Tulshill near Chepstow,
On the banks of the Wye;
You will find it with ease,
So, old fellow, good-bye."

* ૩ જો *

એક જણે સરનામું કરી મોકલ્યું કે "આ કાગળ ટનબ્રીજ ખાતે દુનિયામાં જે સર્વથી મોટો ગધેડો વસે છે તેને પુગે!"

* ૪ થો *

એક બીજા ધણીએ સરનામું કીધું કે—

"૨૫ મી માર્ચ, ફૉલી પ્લેસ, લંડન."

હવે "૨૫ મી માર્ચ" જેવું કોઇ માણુસ તો હોય નહીં, તો પણ ટપાળ ઑફીસે પોતાની બુદ્ધિ પહોંચાડી મહેનત કીધી, અને તે કાગળ સલામત તેના ધણીને પુગાડ્યું. તે આ રીતઃ—પંચાંગમાં જોતાં તા. ૨૫ મી માર્ચને દીને લેડી ડેનો તેહેવાર પળાતો હતો માટે લેડી ડે નામની સ્ત્રી જે લંડનખાતે ફૉલી પ્લેસમાં રહેતી હતી તેને ઉપલો પત્ર પુગાડ્યો.

* * * *

## સૂરજ કેટલો દૂર છે?

સિવિલ સર્વીસની પરીક્ષા વેળા એક સવાલ એવો પુછાયો હતો કે "સૂરજ કેટલો દૂર છે?" આના જવાબમાં એક ઉમેદવારે આ મુજબનો ઉત્તર લખ્યોઃ—

"સૂર્ય પૃથ્વીથી કેટલો દૂર છે તે તો હું જાણતો નથી; પણ મને એટલી તો ખબર છે કે, તે આફતાબી ગોળો મારાથી એટલો બધો દૂર છે કે અગરજો એક સિવીલીયન દાખલ મારી નેમણુક થશે તો મને મારૂં કામ બજાવતાં તે કદી હરકત કરનાર નથી."

* * * *

## માણસરૂપી એન્જીન અને ત્રેન.

એક નિશાળના શિક્ષકે પોતાના નિશાળીયાઓને બીજા છોકરાઓ લાવવા માટે ઉસકેરતાં કહ્યું કે "તમો દરેકે એકેકી રેલવે ત્રેન હોય તેમ છોકરાઓની હારની હાર ખેંચી લાવવી જોઇયે, તે એવી રીતે કે તમો વિદ્યાર્થીઓ જાણે એન્જીન અને પેલા નવા આવનારા છોકરાઓ જાણે ત્રેનની ગાડીઓ."

થોડાક દિવસ પછી જ્યારે નિશાળના દરવાજા ઉઘડ્યા અને છોકરાઓ પોતપોતાની જગા ઉપર જઈ બેઠા ત્યારે એક નિશાળીઓ રેલવે એન્જીનની નકલ કરતો હોય તેમ સીસોટી વગાડવા મંડયો અને જેમ ત્રેન ચાલતી વેળા ગોંધાટ કરે તેમ ચાળા પાડતો અને પોતાની પછવાડે આશરે છ છોકરાઓને એકેકની પુઠે વળગાડેલા લઇને વર્ગમાં દાખલ થયો અને શિક્ષક આગળ જઈ ઉભો. તેની આ વર્તણુક જોઈ આખો વર્ગ ખડ ખડ હસી પડયો અને શિક્ષકનેબી હસવું આવ્યું. પછી તેણે નેણ ફેરવીને આ મસ્તીનું કારણ જાણવા માંગ્યું ત્યારે પેલો વિદ્યાર્થી બોલ્યો કે—

"સાહેબ, હું તો એન્જીન છું અને આ છોકરાઓ ગાડીઓ છે. એ સઘળા નવા દાખલ થનાર છે અને તમારા હુકમ મુજબ હું તેમને ખેંચી લાવ્યો છું." આ જવાબથી શીક્ષક પોતે બેધડક હશી પડયો, અને પેલા છોકરાની પીઠ ઠોકી શાબાશી આપી.

* * * *

## દગો કોઇનો સગો નહીં.

કલકત્તા ખાતેનાં એક બજારમાં બે હિંદુઓ એક મહમદીઆન વેપારીની દુકાન ઉપર શાલની ખરીદી કરવા ગયા. એક

કીમતી નંગ પસંદ પડયું અને ખરીદ કર્યું. પણ તેજ વખ્તે તેમને બીજે ઠેકાણે જવું હતું માટે તેઓએ નાણાં ગણી આપવાની આનાકાની કીધી. મહમદીઆન ખંધો હતો માટે તેણે પેલા સોદાગરોને સૂચવ્યું કે "તમારે ગમે ત્યારે શાલ લઈ જજો, હું મારીકને રાખું છું, અને નાણાંની પહોંચ લખી આપું છું."

આ કબૂલતથી સોદાગરો રાજી થયા, નાણાં ચુકાવી આપ્યાં, રીતસરની પહોંચ લીધી અને શાલ મુકીને ચાલી ગયા. બનાવ એવો બન્યો કે તેઓ એક ગમ ગયા કે બીજી ગમ એક યુરોપીયન સેલર મહમદીઆનની દુકાનમાં દાખલ થયો. તે કેથો છાકટો ધુણ હતો. મહમદીઆન વેપારીએ જોયું કે ખાસ્સો બીલ્લુ હાથમાં આવ્યો છે. પોતાને ભાગું તુટું ઈંગ્રેજી બોલતાં આવડતું હતું માટે પેલા લીંગેલ સેલરને પુછતાં કેટલેક વારે માલુમ પડયું કે તેને કંઈ એવું જોઇયે છે કે જે તે વેલાતખાતે પોતાની મોહોરદારને માટે લઈ જાય. વેપારીએ તરેહવાર માલ દેખાડયો, પણ સેલર બાવાની નજરમાં તે આવ્યો નહીં. અંતે તેની નજર પેલી તુરતની વેચેલી શાલ ઉપર પડી અને તેણે તે ખરીદ કરવા માંગી. મહમદીઆન ઇમાનદાર હતો. વેચેલો માલ તેનાથી બીજાને અપાય નહીં. પણ સેલર બાવા એકના બે થયા નહીં. વેપારીએ જોયું કે શાલનું મૂળ છે તેથી બેવડું કે ચોવડું કહીશું તો આ બિલ્લુ તેનો પીછો છોડશે. તેમ કીધું; પણ સેલર તો કેથો ગજવાં ભરી ભરીને નોટોનાં બંડલ લાવેલો હતો. મહમદીઆનના માંગવા મુજબનું દામ આપવાને તે તૈયાર થયો. હવે પેલો વેપારી વિચારમાં પડયો. કરવું કેમ? શાલની કીમત તેણે છગણી વધારે માંગી હતી અને સે-

લરે તે આપવા કબૂલ કીધી હતી. તેણે તેને કહ્યું કે "જો તું એક કલાક પછી ફેરો ખાય તો શાલ તારે હવાલે કરૂં. તે આગમજ તો કંઈ બને એમ નથી."

સેલર વિશ્વાસ રાખીને ગયો અને પાએક કલાક પછી પેલા હિંદુ સોદાગરોએ દેખાવ દીધો. મહમદીઆને હસ્તે મુખડે તેમને કહ્યું કે શાલ તો તેણે વેચી છે માટે ખરીદદારોએ પોતાના પૈસા પાછા લેવા. પણ સોદાગરોએ પોતાને લખી આપેલી પહોંચ દેખાડી ધમકી આપી કે વેપારી જો તેમની ખરીદ કરેલી જીનસ હવાલે નહીં કરશે તો તેના ઉપર વિશ્વાસઘાતનો વાંક મેલાશે. વેપારી પક્કો હતો. તેણે એમાંના એકને બાજુએ તેડી તેની રકમ ઉપરાંત થોડાક રૂપિયા હાથ દાબવા માટે આપવા જણાવ્યું. એ વાત બીજા સોદાગરને ગમી નહીં. ઘણી માથા દુખણ પછી બંને સોદાગરોને મોટી રકમ મળવાથી તેઓ રાજી થયા, પોતાની શાલની રકમ પાછી લીધી, પહોંચ ફાડી નાંખી અને શાલ પડતી નાંખીને ચાલી ગયા.

હવે તે મહમદીઆન વેપારી શાલની અસલ કરતાં છગણી વધારે કીમતે વેચવાને મુખ્ત્યાર હતો, કેમકે સેલરબાવા તે કીમત આપવાને તૈયાર હતા. પણ તે સેલર ક્યાં છે? તે શાલ ખરીદ કરવા મુદલ પાછો આવ્યો નહીં. તે તો પેલા હિંદુ સોદાગરોનો મળતિયો હતો, જેઓ ત્રણડે જણે પેલી મન મનાવવામાટે આપેલી રકમ વહેંચી લીધી તે તે મહમદીઆન વેપારીએ પોતાની નજરે જોઈ. પણ પોતાનાંજ મનમાં દગો હતો માટે હાથ ચોળતો મુગો રહ્યો.

* * * *

# ગાંડાનું ડહાપણ.

પેરીસખાતે એક દિને એક ગરીબ માણુસને ભૂખ લાગવાથી તે એક ભઠિયારાની દુકાન ઉપર ગયો. ભઠિયારો બીજા ધરાકોમાં રોકાયલો હતો માટે પેલા ગરીબને ઘણોવાર થોભવું પડયું. પણ થોભતાં થોભતાં ખાનાની સુગંધથી તેનું મન તર થઈ ગયું અને તેની ભૂખ મરી ગઈ. તેણે હવે રસ્તો કાપ્યો, પણ ભઠિયારાએ તેને અટકાવીને દામ માગ્યું. પેલાએ વાજબી કહ્યું કે "હું જમ્યો નથી ને દામ શાનું આપું?"

ભઠિયારો કહે "જોઇયે ખા, ના ખા, પણ પૈસા આપી જા."

આ ઉપરથી બંને વચ્ચે પંચાતી વધી ગઈ, અને તેનું શેવટ લાવવાનો એવો ઠરાવ થયો કે, બારણામાંથી બહાર નીકળતાંજ જે સર્વથી પહેલો માણુસ મળે તે જે ચુકાદો આપે તે બંને જણે ખરો માનવો. બનાવ એવો બન્યો કે પહેલો જે ધણી મળ્યો તેને આખું શેહર ગાંડા દાખલ ઓળખતું હતું, પણ તેણે જે ચુકાદો આપ્યો તે આખું નગર પસંદ કરે એવો વાજબી હતો. ફરીયાદ સાંભળ્યા પછી તેણે ચુકવ્યું કે "ભોજણ લેવા આવનારે ભોજણના પૈસા બે ખાલી રકાબીઓ વચ્ચે ખખડાવવા, અને તેનો સાદ ભઠિયારાએ પોતાથી સંભળાય તેમ સાંભળવો. એથી તેનો જીવ થંડો થશે, જેમિસાલે કે ખાનાના સોહરમથીજ જમવા આવનારની ભૂખ તૃપ્ત થઈ હતી."

આ ચુકાદાથી બંને રાજી થયા, તેમ કીધું, અને છુટા પડ્યા.

* * * *

# પહુંડાઉજી ચરિત્રઃ

## અથવા

## એક શેખચલ્લીના કર્મની કહાણી.

* ૫ *

## પહુંડાઉજીનાં પરાક્રમ—૨.

આપણા પહંડાઉજી મનમાં વિચાર કરતા ચાલ્યા કે તેઓને મન ગમતી રીતેજ સર્વ કામ બનતું જાયછે અને તેવણુને સુખ અને સગવડ થાય તેમજ પરમેશ્વર તેવણુ ઉપર કૃપા કરતો રહ્યો છે. એમ કરતાં માર્ગમાં એક માણસ મળ્યો, જેનીકને એક સુંદર હંસ હાથોમાં પકડેલું હતું. તેઓ બંને એકજ રસ્તે જનાર હતા, માટે પહંડાઉજી સાહેબ સલામ કરી તેની જોડે વાતે વળગ્યા, અને પોતાની સર્વ કહાણી પેલાના પુછ્યા વિનાજ કહી દીધી અને પછી પુછ્યું કે "આ તમારા હાથમાં શું?"

"એ તો હંસ છે, હંસ. કોઇ દહાડે જોયલું નહીં કે શું?" પેલાએ ઉત્તર દીધો.

"ના, એવું સુંદર પક્ષી તો નહીંજ દીઠેલું, પણ મેં વાંચેલું ખરૂં કે એક હંસની માદા સોનાનાં ઈંડાં મુકતી હતી. તે એજ હંસ કે?" પહંડાઉજીએ આતુરતાથી પુછ્યું.

"એ નહીં તો પછી બીજું કયું હોય? આ પણ માદાજ છે."

"માદા કે? ઓ હો, ત્યારે તો એ પણ સોનાનાં એડાં મુકતી હશે. મુકે છે કે?

"હમણાં ક્યાંથી મુકશે? આ તો હજી બચું છે."

"આહા, મારીકને હંસની માદા હોત તો કેવું સારૂં!" પહેંડાઉજીએ બળાપો કીધો.

"આ લ્યોને!" સોહબતીએ લાલચ મુકી.

"પછી? એની કિમત ક્યાંથી લાઉં? હશે હજાર પાંનશો કે?"

"હશેજ તો. પણ જો આ વાછરડી મને આપો તો આ માદા તમારી થાય."

"એમ કે? લ્યોની ત્યારે. મારે ક્યાં ના છે? પણ જોજો હં. મારી વાછરડી છે એવું બીજું પ્રાણી તમને કેથે શોધેલું મળનાર નથી." પહેંડાઉજીએ ભાર કીધો.

પેલા ધણીએ આ પ્રાણીને ચોતરફથી તપાસી જોયું અને પછી કહ્યું કે—"ભાઈ, તમારી વાછરડી તમારીજ કને રહેવા દેજો. મારે એ નહીં જોઇયે. એ તો ગામના પટેલના વાડામાંથી ખોવાઈ ગયલી વાછરડી જેવીજ છે, જેની ચોતરફ શોધ ચાલે છે. એ વાછરડી લઇને હું ફસી પડું નહીં."

"ઓ હો, એમ છે કે? હાય હાય, ત્યારે હવે શું કરીશ? પટેલ મને ચોરમાં ખપાવવાના." આમ બિક બતાવીને પહેંડાઉજી ધ્રુજવા મંડી ગયા. "ભાઈ, મને કંઈ રસ્તો બતાવો."

"રસ્તો તે શો બતાઉં?" પેલાએ કહ્યું. "લાવો, ઝટપટ આ વાછરડીનું દોરડું મારા હાથમાં આપી દો કે હું ઝટ ત્યાંથી ચાલી જઈ બીજે રસ્તે નિકળી જાઉં; નહીં તો અબઘડી એમજ સમજો કે પટેલનાં માણસો આવી લાગવાનાં ને વાછરડી જોડે તમને પણ ધરી જવાનાં. લ્યો આ હંસ. તમે એ લઇને ઘરે જાઓ. મોટી થઇને આ માદા સોનાનાં ઈંડાં મુકે ખરી."

આમ કહીને પેલા ધણીએ વાછરડી પોતાને કબજે લીધી, અને પહંડાઉજી હંસ લઇને ચાલતા થયા. મનથી બોલ્યા કે "માતાજી આ પક્ષી જોઇને કેવાં અચરજ થશે!"

હવે ગામને સિમાડે આવી પુગતાં તેઓએ છરી ચુહુલિયાની ધાર ઘસી આપનાર સહરાણવાળાને દીઠો, કે જે એક ખુદી છરીની ધાર કહાડતાં ગાનું ગાતો હતો. પહંડાઉજીએ તેની આગળ થોડો વાર ઉભા રહી તેનું કામ જોયા કીધું. પછી બોલ્યા કે "ભાઈ, તારી હાલત સારી હોવી જોઇયે, કેમકે તુંને ચિંતા કશી જણાતી નથી."

"જરાએ નહીં. જો મહેનત કરૂં તો રોજના બે રૂપિયા પેદા કરૂં, ને ખિસામાં હાથ નાખું તો ખાલી બહાર કહાડુંજ નહીં એટલા બધા પૈસા મારી કને થાય. પણ વારૂ આ હંસ તું ક્યાંથી લાવ્યો, અને કેમ લીધું?" પેલા સહરાણવાળાએ પુછ્યું.

"એ કાંઈ મેં વેચાતું લીધું નથી," પહંડાઉજીએ કહ્યું; "એ તો મારી વાછરડીના બદલામાં મને મળ્યું."

"ને વાછરડી ક્યાંથી મળી?"

"મારી ગાયના બદલામાં."

"ને ગાય ક્યાંથી આવી?"

"મારા ઘોડાના બદલામાં મળી."

"વારૂ ત્યારે એ ઘોડો ક્યાંથી લાવ્યો તું?"

"મારી કને સોનાનો પથરો હતો તે આપી દઇને એક સવાર કનેથી મેં લીધો.

"સોનું ક્યાંથી આવ્યું, ભલા?" પેલાએ ફરીફરીથી પુછ્યું.

"મેં સાત વરસ નોકરી બજાવી તેના બદલામાં મારા શેઠે આપ્યું," પહંડાઉજીએ બધી વાત કહી.

"તું તો કોઈ બડો જબરો માણસ દેખાય છે! પણ વારૂ તને ખર્ચવાને પૈસા જોઇયે તો તું ક્યાંથી લાવે? તારૂં હંસ આપશે કે?" પેલા સહરાણવાળાએ પુછ્યું.

"ના, નહીંજ."

"ત્યારે તને હું રસ્તો બતાઉં છું. જો આ મારો સંચો જોયો? એવો સંચો લઈ તુંબી ઉદ્યમ કરીશ તો દોલતમંદ થઇશ, ને માગીશ ત્યારે પૈસા મેળવીશ."

"પણ એ સંચો લાઉં ક્યાંથી? મારી કને તો પૈસા નથી," પહંડાઉજીએ બળાપો કીધો.

"તેની ચિંતા નથી. લે આ મારો સંચો. એણે મને સેંકડો રૂપિયા કમાવી આપ્યા છે તેથી લગાર જુનો થયો છે. પણ હજી બીજા સેંકડો કમાવી આપે એમ છે. લે એ." પેલાએ તેને લલચાવ્યો.

"પણ એના બદલામાં શું આપું? મારીકને તો કાંઇએ નથી."

"કંઈજ નથી? ચિંતા નહીં. કોઇનું પણ ભલું થાય એમ કરવું જોઇયે. લાવ આ હંસ—બસ એટલાંથીજ હું રાજી થઇશ, ને હું મારેજ પૈસે આવો સંચો બીજો લઇશ. તું મારો લે, ને મને તારૂં પક્ષી આપ."

"કબૂલ છે. આવા કીમતી સંચા આગળ પક્ષીની કીમત અડકી હોયજ કેમ? ભાઈ, તારી મોટી કૃપા થઈ. કે તું આમ મને તારી કીમતી વસ્તુ થોડામાં આપી દે છે. હવે હું કદી ભુખે

મરીશ નહીં. જો તારી પેઠે ખિસામાં હાથ નાખું ને પૈસા મળ્યાજ કરે તો પછી બીજું શું જોઇયે?"

આમ કહીને તેણે હંસ આપી પેલો કીમતી સંચો ઉપાડી લીધો અને રામ રામ કરી ચાલવા માંડ્યું. પણ પેલા સહરાણ-વાળાએ તેને પાછો તેડી ભોંયપર પડેલો એક પથરો ઉપાડી આપ્યો અને કહ્યું કે "આ કીમતી પથરા વગર તને મારેં જવા દેવાની બેદમાની કરવી જોઇતી નથી. એબી પેલા સાંચાનુંજ એક હથિયાર છે. જ્યારે બુઠા ખિલા દરૂસ્ત કરાવવા તારીકને આવે ત્યારે જો વાંકા થઈ ગયા હોય તો પ્રથમ આ પથરાવડે તેમને સિધા કરવા. જા, પરમેશ્વર તારૂં ભલું કરો."

આ સર્વેથી પહંડાઉજીની ખુશીનો પાર રહ્યો નહીં. પણ હવે તેઓ બહુ થાકી ગયા હતા. સહવારથી તેણે ચાલવા માં-ડેલું માટે તેને થાક લાગી હતી. તરસ લાગેલી માટે એક વાવ મળી તેમાં પાણી પીવા ઉતર્યા. માથા ઉપરના પથરા તેણે વા-વડીની પાળ ઉપર મુક્યા, પછી પેટ ભરતું પાણી પી લીધું અને હાથ પગ તથા મ્હોડું ધોઈ બહાર નીકળ્યા અને જ્યાં પોતાનો ખજાનો એટલે પેલા પથરા મુકેલા હતા ત્યાં જઈ બેઠા, અને પરમેશ્વરનો પાડ માનવા તેની પ્રાર્થના કરવા લાગ્યા. આ વેળા નમસ્કાર માટે મસ્તક નીચું નમાવતાં પહંડાઉજીનો આંચકો મજબૂત લાગ્યો, જેથી પેલા પથરા આબાદ પાણીમાં જઈ પડ્યા. તેણે તેમને છેક તળીયે જઈ બેસતાં જોયા, અને તેથી પર-મેશ્વરનો બહુ બહુ આભાર માન્યો કે "હે પરમેશ્વર, તેં મને સર્વ સંકટમાંથી ઉગાર્યો છે. તેં આજ મને અત્યાનંદ કીધો છે.

આ પથરા ઉચકતાં મને બહુ ભાર લાગ્યો હતો તેથી તેં એમને વાવનાં પાણીમાં બેહા કરીને મારે માથેથી એટલી ચિંતા દૂર કરી છે. હવે હું પૂરો નિશ્ચિંત થઈ મારે ઘરે જઈશ."

અને ખરેખર પહંડાઉજી મોડી રાત્રે પોતાને ઘર જઈ પુગ્યા, જ્યાં વિજળી આગળ તેઓએ સર્વ વાર્તા કહી સંભળાવી, જેથી તેણી પણ રાજી થયલી જણાઈ. કેવું સુખી જોડું!

* ૬ *

## પારકે પૈસે તેહવાર.

એક દિને સાંજે પહંડાઉજીને પટેલે ઘાસનું ગાડું ભરીને તે વેચવા મોકળ્યા, અને સાંજે વેચીને તેના દશ રૂપિયાનો વકરો કરી તેવણ પાછા ફર્યા. સાથે તેવણની વહુ વિજળી પણ હતી, અને પોતાને બજારમાં કંઈ માલ વસાવવાનો હતો માટે તેણીને પેલી રકમ હવાલે કરી પોતે ગાડાંપરથી ઉતરી પડ્યા.

હવે વિજળી વહુ ધીમે ધીમે ગાડું હંકારી જતી હતી તેણે માર્ગમાં એક માણસને આમથી તેમ નાચતો કુદતો તથા દોડ ધામ કરતો દીઠો.

"ભલા ભાઈ, એ તું શું કરેછે? તને શું જોઇયે છે? તું ક્યાંથી આવ્યો છે?" વિજળીએ નિર્દોષપણે પુછ્યું.

"હું ક્યાંથી આવ્યો તેની જોડે તારે શું કામ છે?" પેલાએ જવાબ આપ્યો. "હું અબઘડી આકાશ ઉપરથી આવ્યો છું. હવે ત્યાં પાછો કેમ જાઉં તેની મને સમજ પડતી નથી. તું મને ત્યાં હંકારી લઈ જઇશ?"

"ના ના, મને આકાશના માર્ગની ખબર ક્યાંથી? હું તો

ભાણા પટેલના વાડામાં ગાડું છોડવા જાઉં છું. પણ ભાઈ તું સ્વર્ગથી અબધડી આવ્યો તો મને કહેશે કે મારાં માતપિતા ત્યાં શું કરેછે? તેં તેમને દીઠાં તો હશેજ?" વિજળીએ આતુરતાથી પુછ્યું.

"નહીં કેમ? તેઓ સારાં છે, પણ તે બાપડાંની અવસ્થા આગળ જેવી સારી નથી. તેઓ તમારી બહુ વાતો કરે ને રૂડાં વાણાં બોલે. પણ તેમનાં શરીર ઉપર લુગડાં પૂરાં પાધરાં નથી તેનો બહુ બળાપો કરેછે."

"હાય, હાય! એમ કે? ત્યારે તો ભાઇ તું મજ ગરીબ ઉપર એટલી કૃપા કરી તેમને માટે વસ્ત્ર લઇ જશે?" વિજળીએ રડવા જેવી થઇ પુછ્યું.

"વસ્ત્રો ત્યાં દાખલ થઇ શકતાં નથી," પેલા માણસે બોલાસો કીધો. "સ્વર્ગનો દ્વારપાળ દરવાજા આગળ સર્વ વસ્ત્રો લઇ મુકે છે."

"ત્યારે?" આમ બોલી વિજળી વિચારમાં પડી. "હા, મને સાંભર્યું. તૈયાર લુગડાં દાખલ થઇ શકતાં ન હશે, પણ રૂપા નાણું તો લઈ જવા દેતા હશેજ. લે ભાઈ, આ મારી કને હાલ માત્ર દશ રૂપિયા તૈયાર છે. એ તો ભાણા પટેલનું ધાસ વેચ્યું તેના છે, પણ પટેલને તે હું પૂરા કરી આપીશ. તું એ લે, ને મારાં માતપિતાને સ્વર્ગમાં વસ્ત્ર કરાવી આપજે. પરમેશ્વર તારૂં કલ્યાણ કરશે."

આમ કહીને વિજળીએ પોતાના ભર્તારે આપેલી રકમ—જેમાં રોકડા રૂપિયા, બેઆની પાવલી તથા ત્રાંબા નાણું હતું—

પેલાને હવાલે કીધા, જે લઇને તે એક તરફ અને વિજળીબાઈ બીજી તરફ રાજી થઈ ચાલ્યાં.

ઘર જઈ જુએ છે તો પહંડારૂજી આવી પુગેલા. તેવણ ભાણા પટેલની ઉઘરાણીના પાંચ રૂપિયા લાવેલા તે ગણતા હતા. વિજળીને મોડું થયું તેની સર્વે વાતો તેણીએ કહી તે તેઓએ સાંભળી લીધી, અને પોતાનાં માતપિતાને માટે વસ્ત્રના દશ રૂપિયા પેલા આકાશી માણુસને તેણી આપી આવી તેથી પોતે રાજી થયા, અને હવે પોતાની માતા પણ એજ રીતે વસ્ત્રવિના ટળવળતી હશે એમ સોચ કરીને પહંડારૂજી પણ પેલા આકાશી માણુસને પટેલવાળા ઉઘરાણીના પાંચ રૂપિયા આપવા દોડયા. પણ પગે ચાલીને જાય તો વેળા થઈ જાય, માટે તે વાડામાં બાંધેલી પટેલની ખણ ખણ ચાલતી ઘોડી ઉપર એકદમ સવાર થયા અને વિજળીએ આપેલી નિશાનીવાળા રસ્તા ઉપર જઇ ઉભા રહ્યા. ત્યાં તેણે એક માણુસને પૈસા ગણતો બેઠેલો દીઠો. આ માણુસ કોઇજ નહીં પણ વિજળીને ઠગનાર પોતેજ હતો. પહંડારૂજીએ તેને નહીં પિછાનતાં પુછયું.—

"ભાઇ, તેં પેલા આભથી પડેલા માનવીને દીઠો છે?"

"ઓહો, તે તો અબઘડી મારી જોડે મળી ભેટીને આભ તરફ પાછો ફર્યો. તે હાલ પેલા પહાડ ઉપર હોવો જોઇયે. જો તું ઝડપથી ઘોડો ઝોકાવી જશે તો તે તને મળશે." પેલા પૈસા ગણનાર ઠગારાએ કહ્યું.

"અરે ભાઇ, મારાથી છેક ત્યાંસુધી જવાય એમ નથી. આખા દિવસની મજુરીથી હું તો બહુ થાકી ગયો છું, ને ઘોડાપર બેસતાં પણ શિખ્યો નથી; માટે પેલા પર્વત સુધી તો મારાથી

નહીં જવાય. વળી તે આભમાંથી પડેલા માણસને હું ઓળખતો પણ નથી. તું તો તેને ઓળખેછે, માટે એટલી કૃપા નહીં કરે કે આ ઘોડી ઉપર બેસીને તું તેને મારો સંદેશો કહે અને આ નાની સરખી રકમ તેને હવાલે કરે?"

પહંડાઉજીના આ સર્વ સખુનો સાંભળીને પેલા ઠગારાને બહુ ધીલી આવી. તે સમજ્યો કે "પેલી દશ રૂપિયા આપી ગયલી ઓરતની પેઠે આ મર્દની બતીમાં પણ કાકડો હોય એમ લાગતું નથી." પછી તેણે ઝટપટ જવાબ દીધો કે—

"ભાઈ, મને પાસેને ગામ જવું છે ખરૂં, પણ તું બહુ કાલાવાલા કરેછે માટે તારૂં કામ કરી આપવાનું મારાથી ના પડાતું નથી. તારો શો સંદેશો છે, ભાઈ?"

આમ બોલી તેણે પહંડાઉજીની ઘોડીની લગામ પકડી, જે ઉપરથી તેવણ ઉતર્યા કે તે ઝટ ચહડી બેઠો. પછી પહંડાઉજીએ પાંચ રૂપિયા પેલાના હાથમાં આપી કહ્યું કે—

"લે ભાઇ, આટલા રૂપીયા પેલા આભમાંથી આવેલા માણસને આપી એટલું કહેજે કે એ રકમ મારી માતાનાં વસ્ત્રને માટે તેણીને આપજે."

પેલા લફંગાએ પાંચ વખ્ત ડોકું ધુણાવીને પહંડાઉજીના સંદેશા મુજબ કામ કરવાની ખાતરી આપી, અને પછી ઘોડી દોડાવી નજર બહાર થઈ ગયો. આપણા પહંડાઉજી તો છેક રાત પડી ત્યાંસુધી તેની વાટ જોતા બેઠા કે તે સંદેશો કહી, રૂપિયા આપી પાછો ફરે તો ઘોડીપર બેસી ઘર જાઉં. પણ પેલો માણસ તો પાછો ફર્યોજ નહીં, ત્યારે પહંડાઉજી સમજ્યા કે—

"હા, હા, હવે મને સાંભર્યું. મારા કરતાં પેલો આભમાંથી આવેલો માણસ વધારે બુદ્ધિવાન ખરોજ. મારી માતાનાં વસ્ત્ર માટે મેં નાણું મોકલ્યું, પણ પિતાજીને થકી તો કાંઇએ મોકલ્યું નહીં તેથી પટેલની ઘોડી તેમને બેસી ફરવા માટે જોઇયે એમ સમજી તે તે ઉપર બેસી ગયો હોવો જોઇયે."

આ વિચાર કરી તેવણ ઉઠયા, ઘર ગયા, અને વિજળીને સર્વ વાતો કહી રાજી કીધી. પણ પટેલને બીજે દિને આ સર્વ વાતોની ખબર પડતાંજ તેણે આ સંપીલાં સુખી જોડાંને ધોલ મુક્કી કરીને નોકરીમાંથી રજા આપી. કેવો નિર્દય!

***

## ભાઈભાઈમાંબી કેટલો ફેર!

વિયેનામાં પ્રોફેસર રોકીટેન્સ્કી નામે એક શિક્ષાગુરૂને એક દહાડે કોઇ ઓળખીતાએ પુછ્યું કે—

"તમારા કેટલા દીકરા?"

"ચાર"

"શું શું ધંધા કરેછ, પ્રોફેસર?"

"બે આઆઆ ને ઉઉઉ કરી બરાડા મારે છે, ને બે આઆઆ ને ઉઉઉ કરી બરાડા મારનારાંઓને મુગાં રાખે છે.

ખોલાસો એ કે પ્રોફેસરના બે દીકરાઓ જાહેર ગાનારા છે, અને બે તબીબ છે.

* * * *

## ભેજું કે ભુસું?

ડોસાભાઈ દીનાનાથ એક મહાભારત ગ્રંથ લખવામાં એટલા

ચકચુર હતા કે બીજી કંઈ વાત જાણેજ નહીં. એક દિને બીસ્કોટ મંગાવવા પાકીટ શોધી તે જડી નહીં તેથી લાગલા પોલીસપર એક ચીઠી લખી કે "મેહરબાની કરી એકદમ એક કાન્સ્ટેબલને મોકલી મારા નોકરને પકડાવો, કેમકે તેણે મારી પાકીટ ચોરી છે." પછી તેજ નોકરને બોલાવી આ ચીઠી કોટની પોલીસ ચોકી ઉપર મોકલી. પણ એજ વખતે નોકરે ધ્યાન ખેચ્યું કે "શેઠની સપાટ આગળ પાકીટ પડેલી છે!" ડોસાભાઇએ તરત પાકીટ ઉઠાવી લીધી, પછી પેલી ચીઠીમાં એવી તાજે કલમ વધારી કે "મારી પાકીટ મળી છે; હવે કોઇને મોકલતા ના" પછી તે ચીઠી નોકરને આપી કહ્યું કે "એકદમ જઇને પોલીસમાં આપી આવ, નહીં તો તારી ધર પકડ ચાલશે!"

* * * *

## સાચ્ચું બચ્ચું.

"નાજાં, હવે તો તારા માસ્ટરપર લખવું પડશે. તું રોજ લેસન તો કરેછ, તે છતાં તું કલાસમાં લાસ ને પેટબરી માકી માજરીની મેહરાં કલાસમાં ફસનીફસ કાંય?"

"પણ માયજી, તમે જાણતાં નથી શું? એ તો તમારા કરતાં માકી માજરી હુશીયાર તેથી મેહેરાંબી હુશીયાર!"

* * * *

## ભુલચુકની મોહકાણ!

મંચેરજી મુગામામા વીસરભામ્યાજ ઘણા. એક દહાડે પોતાની અદરાયલી આલાંએ તેવણ ઉપર પોતાને હાથે ભરેલી ઘણીજ સુશોભિત સપાટના બે પંજા ભેટ મોકલાવ્યા ત્યારે મં-

ચેરજીએ તેના બદલામાં તેણી ઉપર પોતાની સબી મોકલાવી. સબીની જોડે તેવણે એક ચીઠી લખી મોકલી, અને પછી પોતાના દરજી પરેરા ઉપરબી એક ચીઠી લખી, ને તે બેઉ રામાને આપી મોકલ્યો. રામાએ જ્યારે આલાંને ચીઠી આપી ત્યારે તેણી તો ઝટપટ પોતાનું સંધું કામ છોડી ચીઠી વાંચવા બેઠી. તેમાં આમ લખેલું હતું:—

"તારી બધી ઠગ વિદ્યા હવેજ મેં જાણી. તારેથી હું ધરાઈ ચુકોછ, વાસ્તે હવે તારૂં સુઝયું કરજે. ફરીથી તારૂં મોહડું નહીં જોઉં."

બીજા હાથ ઉપર પરેરા દરજીના દશ રૂપીયા મંચેરજી ઉપર નીકળતા હતા, ને મંચેરજી તો તેને જુઠે મસે દેખાવબી દેતા નહીં, પણ તેને બદલે તેની પાસે પતેતીનો નવો "સુટ" તૈયાર કરાવવા માગતા હતા, પણ માંગતા રૂપીયા મળે નહીં ત્યાંસુધી પરેરો એવો પકો કે મચક દેતો હતો નહીં. એવી હાલતમાં પરેરાને મંચેરજી મુગામામા તરફની ચીઠી અને સબી મળી. ચીઠીમાં એમ લખેલું હતું:—

"જ્યારે તું મારી સબી તરફ જોય ત્યારે યાદ રાખજે કે હું તારો મોટો દેવાદાર છું."

તેજ દીને સાંહાંજે મંચેરજી ઠીકઠાક થઇને આલાંને મળવા ગયા, પણ તેણીના બાપે તેવણનું પાંખડું પકડીને એકદમ ઘેરની બહાર કહાડ્યા.

મંચેરજી વીચારેછ વીચારેછ ને એમજ વીચારેછ કે, "એમ કાય?"

*    *    *    *

## આડે લાકડે આડો વેહેર.

ખર્ચાલી બા—વહાલાજી, તમને કહ્યું કે ડાકટરે? તેવણ કેહે જે મામલેસર જાઓ, હવા ફેર વગર મોહના પર રૂવાની આવવાની નથી. તણશો અ્યારશોમાં થઈ રેહેશે.

કંટાળેલા ભા—આહા, શું ખોદાની કુદરત છે! આએ હમણાજ પેપરમાં વાચ્યું કે મધરાજ તરફ જબરૂં તોફાન થઈ મુંબઈ તરફ આવેછ, ને મહાબલેશર કે માથેરાન કે ખંડાલા, બધે ઠેકાણે બરફ વરસવાનો એવી ચિંતા રખાયછ. વાસ્તે તારે ગમે તો જા.

* * * *

## "આદમ, તું ક્યાં છે?"
## "જો, હું હ્યાં છું!"

એક ધર્મખાતાં તરફથી પૈસા લઇને ભાષણો કરવા માટે આડમ અને જો નામે હરીફો ઉમેદવાર થયા હતા. જોએ પ્રથમ ભાષણ કરી પોતાની ચતુરાઈ તમાશગીરો આગળ દેખાડતી વેળા બાવા આદમને યાદ કરીને ધર્મ પોથીમાંથી "આદમ, તું ક્યાં છે?" એ વાક્ય પસંદ કરી તે વિષય ઉપર સંભાષણ ચલાવ્યું.

આથી તમાશગીરો ઉપર એટલી બધી અસર થઈ કે પેલા બીજા હરીફની વાઅજ સાંભળ્યા વગરજ કેટલાકોએ આ વાએજી કરનારને ઇનામનાં ભાષણ કરનાર ઠરાવવા માંગ્યો. પણ બીજાઓ તેના હરીફને સાંભળ્યા પછીજ બંનેમાંથી એક જણને પસંદ કરવા માંગતા હતા, માટે હવે આડમે વાઅજ શરૂ કીધી.

તેણે ધર્મ પોથીમાંથી જે વાક્ય પસંદ કીધો તે આ હતો:—

"જો, હું ત્યાં છું." આ વાક્ય સાદો છે, જેમાં ખોદા પોતાના બંદગી કરનારને પોતાની હાજરીથી વાકેફ કરેછે. પણ ચતુર તમાશગીરો ચેતી ગયા કે પહેલા ઉમેદવાર 'જો' એ સવાલ પુછયો હતો કે 'આદમ, તું ક્યાં છે?' તેનો આ બીજા ઉમેદવાર આડમે જવાબ દીધો છે કે 'જો, હું ત્યાં છું.' આ વાઅજ આડમે એવી તો છટાથી કહી સંભળાવી કે તે ઇનામને માટે એકમતથી કબુલ રખાયો.

* * * *

## "કર્ત્તાની સલામ સાથે પુગે."

એડીન્બરો યુનીવર્સીટીના એક શિક્ષાગુરૂએ ક્રીસ્ટોફર નૉર્થની દીકરી જેનના હાથની માગણી કીધી ત્યારે આ હસમુખા પિતાએ પોતાની બેટીના પોશાક ઉપર એક ચીઠી વળગાડી તેણીને પેલા પ્રોફેસરને ઘર મોકલી આપી. ચીઠીમાં તેણે એમ લખ્યું હતું કે—"કર્ત્તાની સલામ સાથે પુગે!"

* * * *

## બેરડાઇ.

જડજ—બોલરે, તું ગુનાહ કબૂલ કરેછે કે નહીં?

તોમતદાર—પણ સાહેબ સાક્ષી તો લેઓ; તે જોયા પછી વિચાર કરીને કહું કે હું તકસીરવાર છું કે નહીં!

* * *

## "તારાજ ટાંટિયા તારાંજ ગળાંમાં."

* ૧ *

મેજીસ્ટ્રેટ—હું માનુંછ કે તેં આ ચોરી કીધેલી છે, કેમકે તને મેં આ કચેરીમાં આશરે અર્ધા ડજન વખ્ત દીઠો છે.

બંધવો—અરે માબાપ, ગરીબપર દયા કરો. જ્યારેથી હું આ કચેરીમાં આવેલો ત્યારે મેં તમને દીઠેલા છે. મારા ગરીબના કરતાં તો માબાપ તમે ઘણી વખત કચેરીમાં જણાયલા છો, તે કોઇથી ના કેહેવાશે નહીં. એમ પોતે કાચનાં ઘરમાં રહીને બીજાઓ ઉપર કેમ પથરા ફેંકો છો, માબાપ?

* ૨ *

એક વિરૂધના સાક્ષી તરફથી પોતાને મન ગમતા પાધરા જવાબો મળી શક્યા નહીં ત્યારે એક વકીલે તેને ચોપડવા માંડી. તે બોલ્યો કે—

"તારા જેવાને હવે વધારે સવાલ પુછવામાં ફાયદોજ નથી, કેમકે તારા ચેહેરાપરથીજ તું એક લુછો દેખાઇ આવે છે."

"હું કે આપજી?" પેલા સાક્ષીએ તુર્ત ઉત્તર દીધો; "મને નહીં ખબર કે મારો ચેહરો તો કેથો આર્સો દેખું. તેમાં જે છબી તમે દીઠી તે તો આપનીજ!"

* ૩ *

જડજ—બંધવા, હવે તારે કંઈ કહેવું છે?

બંધવો—જો તમો મુરબી રજા આપો તો સલામ કરીને હવે ઘર જવા માંગું છું!

* * * *

## ફરેલ માથું.

મી૰ ફ્રિથ નામે એક વખણાયલો ચિતારો એક દિને એક ચોકસ ઠેકાણે એક લશ્કરી કર્નલને મળ્યો અને તેઓ વચ્ચે નીચે મુજબ વાતચીત થઈ.

કર્નલ—કેવી દુઃખ ભરી વાત છે કે હાલ આપણી કોમ વચ્ચે માત્ર એકજ એવો ધણી છે કે જે એક અછો ચિતારો છે, તથા વળી કવિ છે અને વળી નામીચો ઇજનેર છે. હું મી૦ વૉત્સ (Watts) વીશે બોલું છું. તમો તેને ઓળખો છો ?

મી૦ ફ્રિથ—હાજી. વૉત્સ ચિતારાને હું નામે સારી પેઠે પીછાનું છું. પણ તે મોટો કવિ છે યા મોટો ઇજનેર છે તેની મને ખબર નથી.

કર્નલ—શું ત્યારે તમો તેની કવિતાઓથી તદન અજાણા છો? How doth the little busy bee ની કવિતા કોણની જોડેલી ત્યારે ?

મી૦ ફ્રિથ—અરે હા હા, હવે મને યાદ આવી. મી૦ વૉટ (Watt) ની તે જોડેલી ખરી. પણ તે ધણી એક ઇજનેર હતો તેની મને—

કર્નલ (ગુસ્સે થઇને)—શું બોલ્યા ? તમને ખબર નથી ? ત્યારે તમે ક્યાં વસો છો ? તમારાં વરસ તમે ક્યાં ગુમાવ્યાં ? તમે શું આ વાત ના પાડશો કે પહેલવહેલું વરાળ યંત્ર બનાવનાર એજ નામીચો ઉસ્તાદ છે ?

મી૦ ફ્રિથ—હા, ખચીત એ વાત હું ના પાડું છું. તે યંત્ર બનાવનારનું નામ તો વૉટ (Watt) છે, પણ તમે કહો છો તેમ વૉત્સ (Watts) નથી. તેઓ બંને વળી જુદી જુદી મુદત ઉપર હસ્તી ભોગવી ગયેલા છે.

કર્નલ (તરડાઇને)—અરે આ તે અજ્ઞાનપણું કેટલું બધું ! એક મોટા માણસ વિષે તમને આમ બોલવું ઘટે ? તમોને શરમ છે

કે તમે જાણી જોઇને આવું જુઠું બોલો છો. તમારી સાથે મારે હવે વાત કરવી નથી.

આમ બોલીને પેલા કર્નલ સાહેબ ઉઠી ગયા. ચંચલ વાંચનાર મી० ક્રિથની તકરાર ખરી પાડશે અને પેલા કર્નલને દેવાનો કહેશે. અને ખરેખર તેમજ હતું. મી० ક્રિથને દેવાનાશાળામાંજ ઉપલી વાતચીત થઈ હતી.

* * * *

## દાદાદારૂ—ભાગ ૧.

મોબેદ દાદાદારૂ બહુજ અશો કહેવાતા હતા. તેવણની દહાડી મોટી, લાંબી, અને બાલ તદન પાકેલા સફેદ રૂ જેવા અને નરમ રેશમ જેવા હતા. બેહદીનો તો તેવણ ઉપર જીવ પ્રાણ કહાડી આપે. તેવણનું ભણવાનું બહુ ધીમું, ઘણુંજ સફાઈ ભરેલું, અને ગાપચાંવગરનું હતું. એટલામાટે દાદાદારૂ પોતાનાં પંથકોમાં વખણાયલા હતા.

પણ એક દિને એક બેહદીનને ઘર તેવણને કંઈક અપમાન થયું. અફરગાન ભણવા ગયા ત્યારે ઘરવાળીએ કહ્યું કે "મોબેદ પાયજા કસ્તી કર્યાવગર આયા હોશો તેથી કસ્તી કરીને ભણવા બેસજો."

દાદાદારૂ કહે કે "બાઈ, હું કસ્તી કરીને આવેલો છેઉ." પણ પેલી બાઈ માને નહીં.

ત્યારે દાદાદારૂએ કહ્યું કે "લાવોજી પાણીનો કરસીઓ આપો; ફરીથી કસ્તી કરૂં."

પેલી કહે "કુવામાંથી હાંડી ફાંસી કહાડી લેઓ."

દાદાદારૂએ જોયું કે આ કોઈ કમજાત સ્ત્રી મળી છે. તેવણુની બુજર્ગીને તરફ્બી તેણે જોયું નહી અને તે બીચારા બુઢાને કુઆ-માંથી હાંડી ફાંસી કહાડવા કહ્યું તેથી બુઢા મોબેદને બહુ દુઃખ લાગ્યું. પણ મોબેદોને પાર્સીઓ માનજ કયાં આપે છે? તેઓ તો તેમને ગુલામ ગણી કામ લેછે, માટે બીચારા દાદાદારૂએ લોહીનો ગોટ ગળી કુઆપર જઈ હાંડી ફાંસી.

હવે આ હાંડી તે કંઈ એક બે કળસીયા પાણી માય એટલી નાની નહી પણ અર્ધા પોણા હાંડા જેવડી મોટી હતી, અને દાદાદારૂ મોબેદથી તે કુવામાંથી ખેંચી કહડાય એમ મુદ્દલ હતું નહી તેવણે બડબડીને હાંડી કુવામાં ઉતારી—પછી તે બડ-બડવાનું તે કંઈ અવસ્તાના કલામ હોય અથવા કોઈ બીજી ભાષા હોય. હાંડી કુઆમાં ઉતરી અને બુડબુડ ભુડબુડ કરીને ભરાઈ. સાંટક એવું બન્યું કે દોરડું ટુકું હતું તેથી હાંડી કુઆમાં ગઈ ત્યારે આપણા મોબેદ સાહેબના હાથમાં તેનો બીજો છેડોજ માત્ર રહી ગયો.

તેવણે હવે પેલી પાણીથી ભરેલી હાંડીને ઉપર ખેંચવાની ત-જવીજ કીધી; પણ હાંડી કહે કે હું ઉપર નહીં આઉં! બે ચાર વખ્ત દાદાદારૂએ પોતાના બુઢાં હાડમાં હતો એટલો જોર ક-હાડયો પણ ફોકટ. અંતે તેવણે દોરડાંનો છેડો પણ છોડી દીધો અને તે કપીમાંથી ગબડતો કુઆમાં પડયો. એજ વખ્તે પેલી ફલાંટ બાઈ પોકાર મારતી આવી.

"કેમ મોબેદ, કસ્તી કીધી કે? ચાલોની."

"નહીં જી, પાણી નથી."

"ઓ વાય, કુઓ ભરેલો છે ને એમ શું થયું?"

"પણ જી હાંડી નથી."

"તમે ભરી કાહાડી નહીં કે? ઓ વાય વાય, મોમેદ, તમને શું થયું? હાંડી કાંહાં ગઇ? દોરડું બી નહીં મલે?"

'બાઈ સાહેબ, તમારી હાંડી કુઆમાં જઇને પાણીથી ભરાઈ ત્યારે મેં ખેંચવા માંડી. પણ તેવણ કેહ જે હું નહીં આઉં. મેં પુછયું કે, સાહેબ ઉપર આવોછ કે હું આઉં? પણ કંઈ જવાબ મળ્યો નહીં. મેં જોયું કે બાઇએ પાણીનો કરસીઓ ભરી નહીં આપ્યો તો હાંડી કેમ કરી પાણી આપશે, માટે મારેજ કુઆમાં જઇ પાણી લઇ આવવું. એમ વિચાર કરી મેં કુઆનો વરો પકર્યો, પણ એટલાંમાં દોરડું કેહ જે હું કંઇ બોલું નહીં, એમ કહીને તેબી ગગરતું જઇ હાંડી સાથ પાણીમાં બેડું!"

બેહેદીન બાઈ ખીજવાઈ, બબડી, કલ્લા પાડવા બેઠી; પણ અંતે પશેમાન થઈ, અને તાજાં પાણીનો કળસિયો ભરી આપી દાદાદારને કસ્તી કરાવી ભણવા બેસાડયા.

* * * *

## એતે ખરો ઇનસાફ.

મોર્તજા અલીની ખેલાફતના વખ્તમાં બે આરબો મુસાફરીએ નીકલ્યા હતા, તેઓને રસ્તામાં પાણીનો ચશ્મો મળવાથી નાસ્તો કરવા તે જગા ઉપર થોભ્યા. તેઓ જમે તે આગમજ ત્યાં એક ત્રીજો મુસાફર આવી ચહડયો અને ત્રણડે જણ એકઠા બીસ્મલ્લા કરી ખાવા બેઠા. પહેલા બંને મુસાફરોમાંના એક કને પાંચ અને બીજા કને ત્રણ રોટીઓ હતી તે સઘળી ત્રણડે જણે વહેંચીને ખાધી.

પછી પેલો ત્રીજો મુસાફર પાંચ રોટીવાળાના હાથમાં ૮ દીનાર આપીને ચાલતો થયો. આ ઉપરથી પાંચ રોટીવાળાએ પાંચ દીનાર પોતે રાખીને ત્રણ રોટીવાળાને બાકીના ત્રણ આપ્યા, જેથી તે નારાજી થયો અને તકરાર કરવા લાગ્યો કે મને અર્ધે હિસ્સે ૪ દીનાર મળવા જોઇયે.

આ ઉપરથી ઝગડો વધ્યો અને તેઓ ઇનસાફનેખાતર અલીની દરબારમાં ગયા. અલીએ તેમની તકરાર ધ્યાનથી સાંભળી લઇ ફરમાવ્યું કે ત્રણ રોટીવાળાને એક દીનાર ઘટે છે અને બાકીના સઘળા પાંચ રોટીવાળાને મળવા જોઇયે છે.

ત્રણ રોટીવાળાએ આ ઉપરથી અરજ કીધી કે "સાહેબ, મને મારી ત્રણ રોટીનેમાટે ત્રણ દીનાર તો મળે છેજ પણ એક વધારે મેળવવાની મતલબથી આપની આગળ અરજ લાવ્યો છું."

પણ અલીએ પોતાનો ચુકાદો ફરેવ્યો નહી અને તે સંબંધી નિચે મુજબનો વધુ ખોલાસો આપ્યો:—

"તમો બેમાંથી એકનીકને પાંચ અને બીજાની કને ત્રણ રોટીઓ હતી તે ત્રણ જણાએ પુરી કીધી છે. હવે વિચાર કરો કે દરેક રોટીના ત્રણ ત્રણ ટુકડા કરીએ તો આઠ રોટીના ૨૪ કકડા થાય અને તેથી દરેકજણને હિસ્સે આઠ આઠ કકડા આવે. હવે પાંચ રોટીના એજ રીતે ૧૫ ટુકડા થાય તેમાંથી પાંચ રોટીવાળાએ પોતાને હિસ્સેના આઠ ખાધા અને બાકી ૭ વધ્યા; તેમજ ત્રણ રોટીવાળાએ પોતાની રોટીના ૯ ટુકડામાંથી ૮ પોતે ખાધા એટલે બાકી એક વધ્યો. આ એક અને પેલા

સાત મળીને આઠ ટુકડા પેલા ત્રીજા મુસાફરે ખાધા, અને તે આઠ ટુકડા માટે તે આઠ દીનાર આપી ગયો છે માટે પાંચ રોટીવાલાએ ૭ અને ત્રણ રોટીવાળાએ એક દીનાર એ રીતે વહેંચી લેવા ઘટે છે."

આ ઈનિસાફ પેલા ત્રણ રોટીવાળાને વાજબી લાગ્યાથી તેબી ખુશ થઈ પાછો ફર્યો.

* * * *

## દેખાવ ઉપર ભુલવું નહીં.

એક પાદશાહ શેકારે જવા નીકળ્યો ત્યારે માર્ગમાં તેને એક બદશીકલ ભીખારી મળવાથી પાદશાહ તેને મોટા અપસગન સમજ્યો અને પેલા ભીખારીને સારી પેઠે માર મરાવી છોડી દીધો. તે દિને પાદશાહને ઘણા શેકાર મલ્યા.

બીજે દિને સગન સારા હતા તે છતાં શેકાર એકબી નહીં મલ્યો. આથી ગમગીન થઇ પાદશાહ શેહર તરફ પાછો ફરતો હતો એટલે પેલોજ ભીખારી તેને સામો મલ્યો, જેને પાદશાહની દલગીરી વિષે ખબર મળવાથી તેની નજદીક જઇ બોલ્યો કે—

"અએ પાદશાહ! ગઇ કાલે જેને મેં પહેલો દીઠો તેં તું હતો અને જેને તેં દીઠો તે હું હતો. મને બદશીકલનો જોઇ તેં સજા કીધી, પણ તે છતાં તને પુષ્કળ શેકાર મલ્યા, અને હું બીચારાનો આખો દિવસ હાડમારીમાં અને મુસ્કેલીમાં ગુજર્યો. હવે તુંજ ઇનસાફ કર કે આપણ બેમાંથી ખરૂં બદશીકલ કોણ? તું કે હું?"

પાદશાહે શરમીંદો થઇ તેને ઈનામ આપી વિદાય કીધો.

* * * *

# પહુંડાઉજી ચરિત્ર:

અથવા

## એક શેખચલ્લીનાં કર્મની કહાણી.

* ૭ *

### વિજળીનું પરાક્રમ.

હવે પહુંડાઉજી અને વિજળીએ ગોવાળિયાનો ધંધો કરવા માંડ્યો. ગામના શેઠ સાહુકારોની ગાય ભેંસ અને બકરાં મેંઢાં તેઓ સિમાડે ચરાવવા લઈ જવા લાગ્યાં. તે ગામમાં એક ખેડુત એટલો મુફલેસ થઈ ગયો હતો કે તેની કને એક પણ ગાય રહી ન હતી. આ ઉપરથી તેણે કંઇબી કરીને એક ગાય મુફ્ત મેળવવાની તદબીર કીધી. તેણે એક સુતાર પાસે એક લાકડાંની ગાય ઘડાવી, અને તેને બદામી રંગ આપીને સિમાડે લઇ ગયો. પછી એક ઝાડ આગળ તેને મુકીને તેણે પહુંડાઉજીને બોલાવી પોતાની આ ગાયને ચરાવવાનું કામ સોંપ્યું અને તે માટેનો લવાજમ ઠરાવ્યો. સુતારે ગાયનું ડોકું ભોંયપરથી કંઈ ખાતી હોય એમ નિચું બનાવ્યું હતું, જે ઉપરથી ખેડુતે પહુંડાઉજીને કહ્યું કે "હમણા તો આ ગાય અંહી ચરેછે તેને છેડીશ મા. પણ ધ્યાનમાં રાખજે કે એ બદામી રંગની છે."

પહુંડાઉજી આ નવું ઘરાક વધ્યું તેથી ખુશી થયા, અને આખા દિવસમાં જ્યારેબી તેવણે પેલી ગાયને જોઇ ત્યારે તે નિચી મુડી કરીને ઘાસ ચર્યાંજ કરતી દેખાઇ, તેથી મનથી સમજ્યા કે એ પોતાની મેળે ચરેછે ત્યારે એને છેડવી નહીં.

હવે સાંજ પડી ત્યારે સઘળું ગોવાળું ગામ તરફ ચાલ્યું, પણ પહંડાઉજીના બોલાવ્યા છતાં પેલી લાકડાંની ગાય તો આવીજ નહી. માટે તેને ત્યાંજ પડતી નાખીને તેવણ ઘર આવ્યા અને સૌ સૌની ગાય વગેરે તેમના વાડામાં બાંધી. પેલા ખેડુતે પોતાની ગાય પાછી ફરેલી નહી જોઇને પહંડાઉજીને ઘેર આવી તગાદો કીધો, અને સઘળો ખોલાસો સાંભળ્યો ત્યારે કહ્યું કે "હું મારી ગાય લીધાવિના રહેનાર નથી." પછી રાત્રે પહંડાઉજી અને ખેડુત ગાય શોધવા સિમાડે ગયા, પણ એટલામાં પેલી લાકડાંની ગાયને તો કોઈ ઉઠાવી લઇ ગયું હતું માટે તે કાંઈ મળી નહીં.

"એ તો નાસી ગઈ," પહંડાઉજીએ તર્ક બાંધી. પણ જો તે નાસી ગઇ હોય તો પહંડાઉજીની કસુરથી તેમ થયલું હોવું જોઇયે, એમ કહી ખેડુતે તો પહંડાઉજીનાં ગોવાળાંમાંથી એક ગાય કહાડી લઇ ચાલતી પકડી. આ ચોરાયલી ગાય એક મોટા સાહુકારની હતી, તેણે ગામના હાકમ આગળ ફરિયાદ કીધી. હાકમે પહંડાઉજીને પકડાવી મંગાવી ગાય બાબે સવાલ કીધો, પણ પહંડાઉજીએ પોતાની ઉપર વિતેલી સર્વ કહાણી હાકમ આગળ જાહેર કરવાથી તેણે તેવણને બેગુનાહ ઠરાવ્યા અને પહંડાઉજી ઉપર દયા કરી એક નાનું ખેતર ખેડી ખાવા માટે ઇનામ આપ્યું.

એક દિને આ ખેતરમાં કુઓ ખોદતાં પહંડાઉજીની કુહાડી સાથ કંઈ નકર પદાર્થ ઠોકાયો. વધારે ખોદતાં એક સોનાની ખાંડણી નિકળી. વિજળી આ જોઇને બહુ મગ્ન થઈ. પહંડાઉજીએ કહ્યું કે "આ વસ્તુ આપણી નથી; એ તો રાજાજીને હ-

વાલે કરવી જોઇયે, કેમકે તેઓએ આપેલી જમીનમાંથી એ મળી છે."

"હા, એ ખાંડણી રાજાજીનીજ કહેવાય; પણ બટો ક્યાં છે? બટાવિના ખાલી ખાંડણી રાજાજી આગળ ભેટ મુકવામાં જોખમ છે," વિજળીએ લડત ચલાવી.

પહંડાઉજી—તું હવે ઝાઝું ડહાપણ શીદને કરેછે? તારી મતલબ આ વસ્તુ મશાલો છુંદવા ઘરમાંજ રાખવાની તો ન હોય? જો તેમ હોય તો મને કહી દે, કે તે વાર્તા પણ હું રાજાજીને કહેતો આઉં.

હવે જ્યારે પહંડાઉજી પેલી ખાંડણી લઇ રાજાજી આગળ ગયા ત્યારે તેઓ બહુ ખુશ થયા, પણ ફરમાવ્યું કે એની સાથનો બટો પણ હાજર કરવો. પહંડાઉજીએ બચાવ કર્યો કે "મહારાજ, બટો અમને મળ્યો નથી." પણ રાજાએ એ વાત માની નહીં અને પહંડાઉજીને કેદમાં પૂર્યા. દરરોજ તેમને રોટી અને પાણી સિવાય બીજું કશું આપવામાં આવતું નહીં, અને દરરોજ સોનાના બટા માટેની ઉઘરાણી થતી. આથી પહંડાઉજીને બહુ પસ્તાવો થતો અને હરઘડી તેઓ વિજળીને યાદ કરતા કે "હે પરમેશ્વર, જો મેં મારી વિજળી વહુની સલાહ માન્ય રાખી હોત તો કેવું સારૂં!"

માણસોએ આ વાતની ખબર રાજાને કીધી કે પહંડાઉજી તો એકનોએક વાક્ય બોલ્યા કરેછે. આ વાક્ય તે શામાટે બોલેછે તેનું રાજાએ પહંડાઉજીને બોલાવી કારણ પુછ્યું ત્યારે તેણે ખોલાસો કીધો કે "બટો મળ્યાવિના ખાંડણી તમારી આગળ નહીં

લાવવાની તેણે મને સલાહ આપી, અને કહ્યું કે એકલી ખાંડણી લઈ જવાથી આપણ જોખમમાં આવી પડી શું."

"ત્યારે તારી વિજળી હુશિયાર હોવી જોઇયે;" એમ કહી રાજાએ તેણીને તેડી મંગાવી.

* ૮ *

## પહુંડાઉજીને પ્રધાનપદ.

પહુંડાઉજી એમ ભય રાખતા હતા કે રાજાની મતલબ વિજળીને ઇજા કરવાની હશે. પણ ખરેખર તેમ ન હતું. તેણી આવી ત્યારે રાજાએ ફરમાવ્યું કે "તારે પાછું ઘર જવું અને એવી રીતે મારી આગળ હાજર થવું કે તને દેખીને હું કબૂલ કરૂં કે તેં જેમ શરીર ઉપર વસ્ત્ર સજ્યાં નથી તેમ તું નગ્ન પણ નથી; વળી તારે આવવું તો જેમ ચાલતું નહીં તેમ ઘોડેસ્વાર થઇને પણ નહીં આવવું, તેમજ ગાડીમાં બેસીને આવવું પણ નહીંજ; વળી તારે રસ્તા ઉપરથી આવવું નહીં તેમ રસ્તો ચુકીને પણ આવવું નહીં. જો આ શરતો મુજબ તું મારી આગળ આવશે તો હું તને ખરી બુદ્ધિવાન સમજીશ, ને ત્યારેજ તારા ધણીને છોડીશ; નહીં તો ગર્દન મારીશ."

રાજાનો આ ક્રૂર હુકમ સાંભળીને વિજળી બહુ દુખી થઈ. આપણે જોયું છે તેમ તે કંઈ ચંચળ કે હુશિયાર તો હતીજ નહીં. પહુંડાઉજીએ તેણીની હુશિયારીની વાત કહીને તે બાપડીને ફસાવી મારી હતી.

વિજળી ઘેર ગઇ અને ખાટલાપર પડી ઉંઘી. ગઈ. તેણી બહુ ઉંઘી અને છેક સાંજે ઉઠી. ઉઠી ત્યારે તે ખુશી જણાઈ, તો

જોકે સુતી ત્યારે રોતી અને ડચકાં ખાતી સુતી હતી, કેમકે જો તેણી રાજાની આજ્ઞા નહીં પાળે તો પહંડાઉજીને ગર્દન મારવાની ધમકી મળી હતી. હવે વિજળી એક માછીની જાળ લઈ આવી, તથા એક ગધેડું ભાડે આણ્યું. પછી તેણીએ પેલી જાળ પોતાનાં વસ્ત્ર કહાડી નાખીને દિલે વિંટાળી, અને તેના છેડા ગધેડાંની પુછડી સાથ બાંધ્યા. હવે તેણી રાજાના મોહલ તરફ જવા નિકળી.

આ કામમાં રાજાની સર્વ શરતો આવી ગઇ હતી, કેમકે શરીરે જાળ વિંટાળી તે તેણીની વસ્ત્રવિનાની તોપણ નગ્ન નહીં એવી હાલત બતાવે છે; તેણી ગધેડાંના પગ આગળ ઝુલાતી હતી તે તેણી પગે ચાલતી નથી, સ્વાર થયલી નથી કે ગાડીમાં નથી એવું બતાવે છે; અને ગધેડાંની પીઠ ઉપર નહીં પણ ડુમ આગળ વજન હતો તેથી તે પ્રાણીને આમથી તેમ ડોળા ખાઇને તથા વાટ ચુકીને તોપણ વાટ ઉપરજ ચાલતું પડતું હતું તેમાં રાજાની ત્રીજી શરત આવી ગઇ હતી.

આ હાલતમાં વિજળીને દેખી રાજા ખુશ થઈ ગયો અને તેણીના પતિને છુટો કરી બંનેને મોહલની પાસે એક મોટી હવેલીમાં રાખ્યાં તથા વિજળીની અકલ ઉપર સ્તુતિ કરીને તેણીને પોતાની રાણીની નોકરીમાં સોંપી.

બીજી તરફથી પહંડાઉજીમાં પણ અકલનો ઉદય થવા લાગતો જણાયો. એક દિને રાજા આગળ એક જણ ફરિયાદ લાવ્યો. આગલી રાતે તે પોતાનું ગાડું છોડી સુતેલો હતો તે વેળા ગાડાંની પાછળ બાંધેલી ગાયે એક બચું જણ્યું. પણ આ બચું અમારી

ઘોડીનું છે એમ કહી એક બીજો ગાડાંવાળો આપતો ન હતો. આ ઘોડીવાળાને પુછતાં તેણે તેમજ ગાયવાળાએ બંનેએ એક સરખું જણાવ્યું કે બચ્ચું ગાય આગળ નહીં પણ ઘોડી આગળ બેઠેલું હતું. આ ઉપરથી રાજાએ ચુકાદો આપ્યો કે "પેલું બચ્ચું ગાયનુંજ હોત તો તે પોતાની માને છોડી ઘોડી આગળ જાત નહીં. માટે બચ્ચું ઘોડીનું."

આ ચુકાદો પહુંડાફજીને વાજબી દિસ્યો નહીં. તેવણે પેલા ગાયવાળાને બોલાવી કહ્યું કે "જો તને વાછરડું જોઇતું હોય તો હું કહું તેમ કર."

પેલો કબૂલ થયો ત્યારે પહુંડાફજીએ તેને ફરમાવ્યું કે, "કાલ સહવારમાં તારે રાજાજી દાંતણ કરવા બેસે છે તે બારી આગળ હાથમાં મોટી જાળ લઈ માછલાં મારવાના ઢોંગ કરવા. અને જો તને પુછવામાં આવે કે પાણીવિના માછલાં ક્યાંથી મળવાનાં છે? ત્યારે તું જવાબ દેજે કે ઘોડી જો ગાયનું બાળક જણી શકે તો સુકી જમીન માછલાં કેમ નહીં આપી શકશે?"

બીજે દિને પેલા ગાયવાળાએ આબાદ એમજ કીધું. રાજાજીએ દાંતણ કરતાં તેને ચોકમાં માછલાં મારતો દીઠો. પુછાવ્યું કે "તું શું કરેછે?"

જવાબ દીધો કે—"જોતા નથી? માછલાં મારૂં છું."

પુછાવ્યું કે "પાણી ક્યાં છે કે માછલાં મારેછે? કંઈ ગાંડો છે કે શું?"

જવાબ આપ્યો કે "ઘોડીને માટે વાછરડું જણવું જેમ સહેલ છે તેમ મારે માટે જમીન ઉપર માછલાં મારવાં કાં નહીં સ-

હેલ હોય? જો હું આ કામમાં ગાંડો હોઉ તો પહેલા ગાંડા આપ મહારાજ છો!"

આ ઉત્તર સાંભળી રાજાએ પેલા ગાયવાળાને કેદ કરાવ્યો, અને આ બુદ્ધિ તેની પોતાની નહીં હોય એમ ખાતરીથી માની લઈ તેને પુછ્યું કે "આ સઘળું તને કોણે શિખવ્યું તેનું નામ કહે."

હવે પહંડાઉજીએ પેલાને બહુ આગ્રહથી કહ્યું હતું કે "ગમે તે થાય પણ તું મારૂં નામ દઈશ નહીં," માટે ગાયવાળાએ તેમનું નામ આપ્યુંજ નહીં. પણ જ્યારે તેને સારી પેઠે મેથીપાક જમાડવામાં આવ્યો ત્યારે તેણે પહંડાઉજીનું નામ કહી દીધું, જે સાંભળી રાજા બહુ મગ્ન થયા, અને તે દિવસથી પહંડાઉજીને પોતાના વજીર બનાવ્યા.

* * *

* **સમાપ્ત.** *

* * *

## અગમ બુદ્ધિ.

એક બુચાએ બાવાઉપર કાગજ લખતાં તાજે કલમમાં આ મુજબ લખ્યું:—

"બાપાને માલમ થાયજે આ કાગજપર જે મોટા ડાઘા પડ્યાછે છે તે મેં પાડ્યા નથીજી. તમે વળી કેહેશો કે ચેરાં કાઢ્યાં હશે. પણ જી તેમ નથીજી. એતો ટપાલ આફીસમાંથી કાગજ પસાર થતું હતું તેવેળા પડ્યા છેજી. કદાચ તમે મારે ગળે પડશો તેથી હું અગાઉથીજ ખોલાસો કરૂં છું."

* * * *

## "સાહેબજી! હજી કેટલી વાર?"

કેટલાક માણસોને વાંચવાનો શોખ હોય છે, પણ તેમ વળી કેટલાક માણસોને વર્તમાન પત્રો કે ચોપાન્યાં મુફત વાંચી તેનું લવાજમ દુબાડવાનો શોખ હોય છે. ગુજરાત તરફ એક નાનકડું ચોપાન્યું નીકળે છે તેણે પોતાના આ જાતના નાદેહ ઘરાકોને નિચલા શબ્દમાં ચિમકી લગાવી છે:—

"કુંભકરણના શરીરપર નગારાં વગાડી તેને જગાડવો પડ્યો તેમ તમને પણ કરવું પડશે કે સાહેબો? આંખ ઉઘાડી બારીએ નજર કરશો તો માલમ પડશે કે સૂર્યનો ઉદય ક્યારનોય થઈ ચૂક્યો છે! સાત અંકતો બ્હાર પડી ચૂક્યા અને આ આઠમો તમારા હાથમાં છે! દસ આનાની ઉઘરાણી શું દસ હજારવાર માંગોછો કે? અમને વારે વારે ઉઘરાણી કરવી શરમ ભરેલી લાગે છે, અને તમને શું ઉઘરાણી કરાવતાં શરમ નથી? સમજુ મિત્રો! આવતો અંક બ્હાર પડતાં પેહેલાં નાણાં ભરશો તોતો ઠીક નહીં તો સભાને બીજો રૂલ કરવો પડશે. આ કાને સાંભળો કે પેલે કાને? સમજુ સાહેબો! હવે કેટલી વાર?"

ચોપાન્યાંની કીમત તો કેથી આખા દશ આના, અને ઉઘરાણી તો સાત વાર કીધી; ત્યારે એ ચોપાન્યું તે કેવુંક હશે, તે પ્રગટ કરનારા તે કેવાક હશે, અને તેના ઘરાકો તે કેવી કિસમના હશે!

* * * *

## કોલમ્બસે અમેરીકા કેમ શોધી કહાડયો?

પરીક્ષા વખ્તે પુછાતા સવાલોના જવાબો કેટલીક વખ્તે નિ-

શાળીયાઓ બહુ રમુજ આપે છે. કેટલાકો બેખબરીથી જે ગમે તે ફેંકે છે, પણ બીજાઓ કેવી બુદ્ધિ વાપરીને અજાયબ જેવી વાતો શોધી કહાડે છે તેનો એક નમુનો નિચે મુજબનો વેલાતનાં એક પત્રમાં આપેલો છે. મિડલેંડ બૉર્ડ સ્કુલમાં શિખતા એક છોકરાએ કોલમ્બસવિશે જે રસાલો લખ્યો હતો તે સદાબરો નીચે ઉતારીએ છીએ. અલબંત, તેઉપરથી વાંચનાર જોશે કે અમેરીકા ખંડની શોધવિશે તે જે કંઈ જાણે છે તેમાં આ રસાલાથી નવું જ્ઞાન ઉમેરી શકાશે!—

"કોલમ્બસ એક એવો શખસ હતો કે જે એક ઈંડાંને જરા પણ ભાંજ્યા વગર એક છેડા ઉપર ઊભું રાખી શકતો હતો. સ્પેનના રાજાએ કોલમ્બસને એવો સવાલ કીધો કે, "શું તમે અમેરીકા ખંડ શોધી કહાડશો?" કોલમ્બસે એના ઉત્તરમાં જણાવ્યું કે, "જો તમો મને એક વહાણ આપો, તો હું અમેરીકા ખંડ શોધી કહાડું." એ મુજબ તેને એક વહાણ સ્પેનના રાજા તરફથી મળ્યું અને તે વહાણ તે અમેરીકા ખંડની જ્યાં હસ્તી હોવી જોઇએ, તે દિશા તરફ હંકારી ગયો. ખલાસીઓએ કોલમ્બસ સાથે હુજ્જાતુજી કીધી કે, અમેરીકા નામનો એવો કોઈ પણ ખંડ નથી. પણ ઘણાક દીવસ પસાર થઈ ગયા પછી એક દીને પાઇલટે આવીને જણાવ્યું કે, "કોલમ્બસ, મને જમીન નજરે પડી છે." કોલમ્બસે કહ્યું કે, "ત્યારે તે અમેરીકા ખંડ છે." જ્યારે વહાણ તે જગાની નજદીક જઈ પુગું ત્યારે તે જમીન કાળાં માણસોથી ભરપુર થયલી જણાઈ. કોલમ્બસે પુછ્યું "શું એજ અમેરીકા ખંડ છે?" તેઓએ જવાબ દીધો કે, "હા

એ અમેરીકા ખંડ છે.” ત્યારે તેણે કહ્યું કે, “હું ધારૂં છું કે તમે કાળા દેશીઓ છો.” તેઓએ જવાબ દીધો કે “હા અમે કાળાજ છીએ.” તેઓના સરદારે જણાવ્યું કે, “હું ધારૂં છું કે તમો કોલમ્બસ છો.” કોલમ્બસે જવાબ આપ્યો કે, “તમારી અટકળ ખરી છે.” તે બાદ તે સરદારે પોતાના માણસો ભણી ફરીને કહ્યું કે, “આપણે વાસ્તે હવે કાંઈ પણ ઉપાય રહ્યો નથી; આખરે આપણને શોધી કહાડવામાં આવ્યા છે.”

* * * *

## કંઈ બહાનું તો જોઈયે?

“દીકરા, તને ના કહ્યું તે છતાં બીડી પીયેછ કે?”

“નહી રે માયજી, એ તો હું એક બીજી છોકરાની બીડી છે તે સળગાવી આપુંછ.”

* * * *

## બાળક બુદ્ધિ.

શીરીનની નવજોતને દિને ઑલ્બ્લેસ બાગમાં નાનાં બાળકોની રમતગમત વેળા એક છોકરો અળગો રહ્યો અને બીજાં છોકરાંઓ સાથ ભેળાઇને રમ્યો નહીં. આ ઉપરથી મેહરબાઈ તે શીરીનનાં માયજીએ આવી તેને પતાવ્યો અને રમુજમાં કહ્યું કે “આ નાની છોકરીઓ છે તેમાંથી એકને તારી બૈરી ગણીને રમ.”

છોકરાની ઉમર માત્ર ૮ વરસની હતી પણ તે ચબરાક હતો. તે પોકારી ઉઠ્યો કે, “નહીંજી, મને બૈરી જોઇયેજ નહીં. વળી મારા બાવાએ બૈરી કરીને શું સુખ જોયું કે હું બૈરી કરૂં?”

સઘળાં હસી પડ્યાં. છોકરાની મા ખરશેદબાઈના તો આ-રજ વાગી ગયા!

* * * *

## વાત તો ખરી.

૨૦ વરસની એક સ્ત્રીને કોઈએ પુછ્યું કે ફલાના ચીના ધ-ણીની ૫૦ વરસની વય છે ને તેવણ તમારી જોડે શાદી કરવા માંગેછે તે છતાં તમે ના કેમ કહોછ?

પેલીએ ઉત્તર દીધો કે "એવણ સાહેબ મારા ભર્તાર થવામાટે બુઢા છે. વળી જો જલદીથી વિધવા થઈ બીજો ખાવંદ કર-વાની હું ઉમેદ બાંધું તો તેમબી બને નહીં, કેમકે એવણ જલદી મરી જવા માટે હજી જવાન છે!"

* * * *

## ગાલ્લાં ઉદાર.

એક જણને છાકટો થઈ ધાંધલ કરવાના વાંકમાટે ઉભો કીધો, ત્યારે ન્યાયાધિશે પુછ્યું કે "તને હ્યાં કોણ લાવ્યું તે તું જાણેછ?" મેજીસ્ટ્રેટની મતલબ પેલાને એમ જણાવવાની હતી કે છાકટો થવાના વાંક માટે તને કોર્ટમાં ઉભો કીધો છે.

"હા, સાહેબ" છાકટાએ ઉત્તર દીધો; "પોલીસનાં બે મા-ણસો મને હ્યાં લાવ્યાં છે!"

મેજીસ્ટ્રેટ આ ઉત્તરથી ચોંકયો, પણ તુરત બીજો સવાલ પુછ્યો કે "દારૂ તને હ્યાં હાજર કરવામાં છાંટાપાણીની કંઈ મદદ ખરી કે?"

મેજીસ્ત્રેટ સમજ્યા કે પેલો લુછો આ સવાલથી ખાસો સપડાયો છે; પણ તેણે ઉત્તર દીધો કે "ખચીત, સાહેબ, તે બંને જણ મને પકડયો ત્યારે છાકટા હતા!"

* * * *

## જબરો નફ્ટ.

એક બંધવો ૧૨ મી વખ્ત સપડાયો. વાંક ચોરીનો હતો. પણ હજી તેને ઉમેદ હતી. તેણે મેજીસ્ત્રેટને અરજ કીધી કે "સાહેબ, મારો વકીલ માંદો છે તેથી મારી તપાસ આઠ દહાડા ઉપર મુલતવી રાખો."

"પણ ભાઈ, આ ધણીના ગજવાંમાં નાંખેલા હાથ સુધાં તને પકડયો છે એટલે હવે તારો વકીલ આવીને તે શું કરવાનો હતો?"

"ખચીત, સાહેબ, તમે એક લાખ રૂપિયાની વાત કહી. પણ અમે વકીલ સાથ એવો બચાવ રજુ કરનાર છીએ કે ચોરીને દિવસે હું ગામમાં હતોજ નહીં!"

* * * *

## ગટર પત્રો.

* ૧ *

ગુજરાતનાં કેટલાંક પત્રોની રીતભાતના ફરમાશુ નમુનાઓ નિચલા દાખલાઓ ઉપરથી જણાશેઃ—

"—ના માજી એડીટર મી૦ પી—નામદાર લોર્ડ રીપન સાહેબને માનપત્ર આપવા અમદાવાદી ગ્રહસ્થોના ડેપ્યુટેશનમાં તેઓ પણ મુંબાઈ પધારયા છે અમારા એ મુરબ્બીના જવાથી અતરેના કોઈ એડીટરના પેટમાં ઘણીજ ઊંડી ચુક પેદા થએલી સંભળાય છે એ વાત ખરી હોય તો તેણે જલદીથી ઇલાજ કરવો જોઇએ

નહીં તો ગોળી ફુલીને ગોળો થશે અગર અરધી ગઇ છે તે આખી જશે તો પછી ધબો ધબ!!"

એક અમદાવાદી પત્રના અધિપતિના પેટમાં ઉપલી "ચુક" થયલી લાગે છે, કે જે બીચારાની એકજ આંખ હશે, જે ઉપરથી તેની મસ્ખરી કરવામાં આવી છે કે જો બીજી પણ જશે તો પછી તે અધિપતિને "ધબો ધબ" ખાસડાં અથવા ધભાનો માર પડશે. કેવું સરસ લખાણ!

* ૨ *

"**ભુલ**—અમારા ગયા અંકમાં તા૦ ૧ ને બદલે તા૦ ૩૧ નવેંબર લખાઈ છે તે તા૦ ૧ ડીસેંબર વાંચવી."

અધિપતિ બીચારો કેટલો બધો ખબરદાર હોવો જોઇયે! કોઇને નહીં પણ તેનેજ સમજ પડી હશે કે નવેમ્બર માસ ત્રીશો નહીં પણ એકત્રીશો છે!

* ૩ *

એક ત્રીજા નમુનાવિના વાંચનારની ખાત્રી નહીં થતી હોય તો લ્યો આ ત્રીજો:—

"**હવે કોનું પેટ બળશે,** નાદાન લખનારા જરા નીચે મો કરો. તમારા રા. સાહેબને તો અંતે પ્રજા અને સરકાર જુતીઓનો ખેતાબ આપશે તે જુતીઓ જુની થયા પછી તમારે માથે ચડશે શમજ્યા કે ભોલ તમારૂં મો કાળું અને અમારૂં તો સદાય ઊજળું કેમકે અમારી પક્ષની જય અને તમારા ગણ્યા ગાંઠાની તે ક્ષયજ **હુડે હુડે.**"

કજીયાખોરી માણ્ણોએ આ ઉપરથી કેટલું બધું શીખવાનું છે!

* * * *

## ટુકમાં ને ટચમાં.

મી૦ ટૉમસ થૉર્પ નામે ધણીએ એક કસ્બાની "બોર્ડ ઑવ ગાર્ડિયન્સ" નામની મંડળીમાં સારી સેવા બજાવી હશે, અને તે સેવાબી લાંબાં વરસોની હોવાથી તેના હમશરીકો એ ઠરાવ કીધો કે તેની યાદગારી રાખવી, અને તે એમ કે પોતાને ખર્ચે તેની કબર ઉપર એક તખ્તી ઉભી કરવી. ઠરાવ એવો થયો કે બૉર્ડે હાથ ખેંચીને કામ લેવું. પથર તો સસ્તામાં મળી ગયો, પણ તે ઉપર જે અક્ષરો કોતરવાના તેનું દામ આપવું મુશ્કેલ થઈ પડચું, માટે ઠરાવ થયો કે તખ્તીનો લેખ જેમ બને તેમ ટુંકો કરવો. આ ઉપરથી બૉર્ડે મરનારની મરણની તારીખ તથા ઉમર નકામી ધારીને તખ્તીમાં નાખવાની જરૂર જોઈ નહીં. મરનારનું નામ તો લેખમાંજ દાખલ કરવાનું હતું એટલે તેને જુદું લખવાની જરૂર હતી નહીં. લેખ કવિતામાં બનાવવાનો હતો. અને સર્વેથી ટુકી કવિતામાં સઘળું આવી જાય એવી બૉર્ડની મતલબ હતી, માટે સર્વેથી ટુક લેખ દાખલ પ્રથમ નિચલી કવિતા રજુ થઈ:—

"Here lies the body of Thomas Thorp,
Who served this parish long
And never gave a loaf of bread
To people hale and strong."

હવે જોકે આ કવિતામાં બૉર્ડને જે કંઈ જોઈતું હતું તે સઘળું હતું, તોપણ તેના શબ્દો ઘણા થઈ ગયા માટે તેનું દામ

પણ વધી ગયું. એટલામાટે કવિતા લખનારને કહેવામાં આવ્યું કે, "ભાઈ, તારી કવીતા ટુંકી કરીને ચારને બદલે બેજ લીટીમાં સઘળું લાવી મેલ." આ ઉપરથી કવિએ નિચલી લીટી જોડી:—

"This corpse
Is Thomas Thorp's."

પણ આ બે લીટીના શબ્દોબી ઘણા પડ્યા! જે ઉપરથી છેવટે કવિએ નિચલી કવિતા જોડી, અને તે આખી બૉર્ડને બહુજ પસંદ પડી!

"Thorp's
Corpse."

* * * *

## દાદાદારૂ—ભાગ ૨.

દાદાદારૂ ભોળા હતા, પણ કંઈક બેરડા પણ હતા. ઘરમાં વીલર ગોરાણી સાથ કેથું બનેજ નહીં. ગોરાણી તે બીચારા અશો માણુસને માહુ માહુ બોલાવે. એક દહાડે પંથકીને ગોરાણી સાથ બોલાચાલી થઈ અને વીલર ગોરાણી એટલાં બધાં ગુસ્સે થયાં કે બીચારા દાદાદારૂ આતશબહેરામમાં ન્યાયશ કરીને ઘેર આવી જમે તે આગમજ તો પોતે ખાઇપી પરવારી, ચુહુલો ભારીને સુઈ ગયાં. મોબેદ બીચારા ભુખા ડાંસ જેવા ઘર આવ્યા, પણ ગોરાણી તો જાણે કંઈ રાંધ્યુંજ નહીં હોય તેમ ખાઇપીને પોઢી ગયલાં નજર આવ્યાં.

"વીલર, ઓ વીલર!" દાદાદારૂએ હાંક મારી, પણ વીલર ગોરાણી જાગતાં હતાં તે છતાં ઉંઘમાં હોય તેમ પડી રહ્યાં. દા-

દાદાર મુંગા રહ્યા, અને પોતેબી પીશાબ પાણી કરી હાથ મ-હોડું ધોઈ કસ્તી કરી સુઈ ગયા. વીલર ગોરાણીએ આજે બે માણસનું ભોજણ ખાધેલું હતું માટે તે પણ સુસ્ત થઈ જલદીથી ઉંઘી ગયાં. દાદાદારૂએ ગોરાણીનો ઘુરવાનો સાદ સાંભળ્યો એટલે પોતે જાગતાજ હતા માટે ઉઠયા અને પેટીમાંથી સરોશ બાજના દરાણ હતા તે કહાડ્યા, ઇડાં પાંચ સાત હતાં તે લીધાં, બરણીમાંથી ફુલ્યું ભરીને ઘી કહાડયું, અને અભરાઇ ઉપર ત્રણ ચાર કેળાં હતાં તે પાડ્યાં. પછી ચુહુલો સટકી આતશ પાડી ઘી કકળાવી ઈંડાં ભુજ્યાં, અને કબટમાંથી બેવડાની બાટલી ક-હાડી બએ દીવા સળગાવી પેટી ઉપરજ પલાંથો મારી યજ-દાંનું નામ લઇ ન્યામત કરવા બેઠા.

આ રીતે પેટ ભરીને તેવણ ઉઠયા અને પેટી ઉપરજ થા-ળીમાં હાથ ધોઈ, દારૂની બાટલી તથા જામ પેટી ઉપરજ એમનાં એમ રહેવા દઈ, કેળાંની છાલ તથા ઈંડાંનાં કોટલાં અને ખર-ડેલાં વાશણોનેબી વગો સગે નહીં કરતાં જ્યાંનાં ત્યાંજ નાંખી આપણા મોબેદસાહેબ પાણી પી શુકરાણા કરી પોઢી ગયા. પા-છલી રાતે ગોરાણી ઉઠયાં અને બએ દીવા બળતા જોઇને તથા પેટી ઉપર સઘળું રમખાણ મચાવેલું જાણીને બૂમ પાડી ઉઠયાં કે—

"ચોરરે ચોરરે!"

દાદાદારૂ પોતાની મીઠી નીંદમાંથી જાગી ઉઠયા અને પુછ્યું કે "શું છે જી?"

"મરે રે ઓંજીયા ચોરો ઘરમાં અફરા તફરી કરી ગીયા ને તમારી આંખબી નહીં ગઈ?" ગોરાણી ધમકાવા બેઠાં.

"જી આંખ મારી તો નથી ગઈ પણ તમારીબી નથી ગઈ કે ની? જો ગઈ હોય તો મને કેહજો. પણ વારૂં મને મારા મીઠા ખાબમાંથી કાંય જગાર્યો હોશે?"

"તમારો ખાબ બરે ને તમેબી મરે! આએ સંધું પેટીપર તોફાન કીધુંછ તે જોયું કે?" ગોરાણી ખુબ ચીડમાં પોકાર્યાં.

"પેટીપર? ખરેખર પેટીપરજ કે? આહા! મારો ખાબ સાચો છે ત્યારે? પેટીપર શું શું છે વારૂ? ઈડાંનાં કોટલાં છે? કેરાની છાલ છે? દારૂની બાટલી છે? અજીઠું ફુલ્યું છે? આહાહા! મેં એક એવો ખાબ દીઠો કે તમારી પેટીપર બેસીને ભૂત જમેછ! ખરૂં કે જી?"

"ભૂત? ભૂત મુઓ કાંહાંથી આવતો તો? ભૂત જેવા તો તમેજ છેઓ."

"વાત તો ખરી, પણ ભૂતની બૈરી તે ડાકણ? ચાલો વીલર ડાકણ, સહવારને પોહોરશે પંચાતી ના કરો—ભૂતને કંઈ ના નહીં કહીએ. ઉચકી નાંખો એ સંધું?"

વીલર ગોરાણી ચુપ થઈ ગયાં.

* * * *

## પરણવાનો એવડો સબબ.

મુઓ—રાંડ, શું મેં દુખી થવા તારીસાથે લગન કીધાં કે?
રાંડ—મુઆ, ત્યારે શું મને દુખી કરવા કીધાં?

* * * *

## નાકસે જીભ લગાડ.

સોલી—એવી નાલેશીનો તુંને ઘણો ધીક્કાર હોય એમ જણાયછ.

દોલી—ઘણોજ દોસ્ત, સાચું માનજે, મને એવી વાતો સાંભળવાબી ગમતી નથી, ને તે વાત કરનાર ઉપર મને કેહર છુટેછ.

સોલી—વળી હમણાજ મારા સાંભળવામાં એક એ કરતાં વધારે ખરાબ વાત આવીછ, તે જો ખરી હોયતો આપણા એક મોટા શેઠીયા ઉપર તવાઈ આવે એમ છે.

દોલી (ઉલટથી)—તે શું વળી? હેં? મને કેહની!

* * * *

## તબીબી તકરાર.

એક બીમાર બચાંની દવા કરવા એક તબીબ આવ્યા. ગડબડ સડબડ કરી, કાગજ કલમ માગી, હાંસાની દવા લખી આપી, ત્રણ રૂપીયાની ફી લઈ ચાલી ગયા. બીજે દિને વગર બોલાવવે ફીની લાલચથી પાછા તે બાળકને જોવા ગયા. ચેહરા ઉપર તો એવી ઉમેદ કે તેવણની દવાથી બાળક સાજું થવુંજ જોઇયે. પણ એટલા પરજ ખબર મળી કે તે બાપડું તો ગોવરૂં આવ્યું તેથી મરણ પામ્યું.

તબીબ—શું ત્યારે તેને ગોવરૂં હતું કે? તો ભલાં માણુસ, કાલે મને તેમ કહ્યું કાં નહીં? હું દવા બદલી આપતે!

* * * *

## નરમ ઘી જેવી વાત.

ભત્રીજાની ચીઠી—"મુરબી કાકાજી, અગરજો એકદમ એક હજાર રૂપીયા મોકલી આપશો નહીં તો હું તત્કાલ પીસ્ટોલ ફોડીને જીવ કાહાડી નાખશ."

કાકાજીનો જવાબ—"વાહાલા ભત્રીજા, મને વીચાર આવેછ

કે મારીજ પીસ્ટોલ મોકલી આપું. પણ હું ખાતરીથી માનુંછ કે તે પીસ્ટોલ તમે વેચી ખાશો, તેથી મોકલતો નથી. કઇ પીસ્ટોલે તમે જીવ કહાડવાના છો તે લખી જણાવજો."

* * * *

## ભૂતની વાર્તા—ખરી બનેલી.

લૉર્ડ લિટલટન બહુ ઘાતકી હતો. એક દિને તેણે સુતાં સુતાં બારી આગળ કંઈ ખખડાટ સાંભળ્યો. જોયછે તો એક પક્ષી હતું, પણ તુરતજ પક્ષી ગેબ થઈ ગયું અને એક સ્ત્રીએ દેખાવ દીધો—તેજ સ્ત્રી, કે જેને આ ઉમરાએ અપમાન આપેલું હતું. તેણીએ તેને ચેતવણી આપી કે ત્રણ દિવસ પછી લૉર્ડ લિટલટનનું મોત છે માટે તેણે પશ્ચાત્તાપ કરી લેવો. તેણી ઘડિયાળ તરફ આંગળી બતાવી બોલી કે "ત્રીજી રાત્રે બરાબર બારને ટકોરે તું મરણ પામશે."

લૉર્ડ લિટલટન ગમે એવો ઘાતકી હોવા છતાં આ ચેતવણીથી ગભરાયો. તેણે પોતાના હસમુખા મિત્રોને ભેગા કીધા, જેઓમાં સ્ત્રીઓ પણ હતી. તેણે તેમને પોતાની સઘળી બિના કહી અને પછી હસતાં હસતાં બોલ્યો કે "જો હું આજની રાત જીવું તો પેલા ભૂતને લાત મારૂં, કેમકે ત્રીજી રાત આજેજ છે."

સઘળા મિત્રો—સ્ત્રીઓ સુધાં—પેલા લૉર્ડને વળીફે જવા નીકળ્યાં, જ્યાં તે ઉમરાને કંઈક દુઃખ થવાનાં ચીન્હો જણાયાં. તેની છાતી બેસી ગઈ. પણ આમતો તેને વારેવાર થતું હતું માટે તેણે દરકાર કીધી નહી. પાંચ વાગે સર્વે જમ્યાં. ઉમરાના મિત્રોએ પોતાના રફીકને રાજી રાખવા માટે પોતાનાં સઘળાં

ઘડિયાળોનો કાંટો મંડી દરેકને અર્ધો કલાક 'ફાસ્ટ' કીધું. તેઓએ લૉર્ડ લિટલટનનાં ઘડિયાળને પણ તેમજ કીધું.

રાત પસાર થતી ચાલી. સઘળાં રમતગમતમાં એટલાં બધાં પડ્યાં કે પેલા ભૂતની વાતતો સર્વ કોઈ વિસરીજ ગયાં. ૧૧॥ કલાકે લૉર્ડ લિટલટન સુવા ગયો. બારમાં બે ત્રણ મિનિટનો વિલંબ હતો તે વેળા તેણે બીજું ઘડિયાળ જોવાનો હુકમ આપ્યો. સઘળાં ઘડિયાળોની તપાસ લેતાં સઘળાંમાં એક સરખોજ વખ્ત જણાયો.

બાર વાગા! પણ હજી લૉર્ડ લિટલટન જીવતો હતો. સવાબાર થયા. તે બોલી ઉઠયો કે "હવે હું મરી જાઉં એમ લાગતું નથી, કેમકે બાર ઉપર પંદર મિનિટ ચહડી ગઈ છે. પેલી સ્ત્રીની ચેતવણી માત્ર સુકો દમજ હોવો જોઇયે!"

સાડા બાર થવા આવ્યા ત્યારે તેણે રાબેતા મુજબ દવા લઈ સુઈ જવાની ઇછા બતાવી. તેનો નોકર દવા દેવા માટે ચમચો લેવા ગયો એટલાંમાં લૉર્ડ લિટલટનનો દમ પાછો બંધાઈ ગયો, છાતી બેસી ગઈ, નોકરે તેને બોલાવ્યો પણ ઉત્તર મળ્યો નહીં, અને પેલા મિત્રોએ આવી જોયું તો તે મરણ પામેલો માલુમ પડ્યો. આ વખ્ત બરાબર મધરાતનોજ હતો. ઘડિયાળના કાંટા ફેરવેલા હોવાથી સાડા બાર થયા હતા.

* * * *

## એક જોષીની વાત—ખરી બનેલી.

ઉપલી વાત સાચી કહેવાય છે. પણ નિચલીબી તેવીજ ખરી બનેલી છે. બંને એકસરખી છે. તફાવત એટલોજ કે

ઉપલી વાર્તાવાળો લૉર્ડ લિટલટન ભૂતની ચેતવણી મુજબ બરાબર મધરાતે મરી ગયો, પણ નિચલી વાર્તાવાળો પાર્સી જોષીની ચેતવણી છતાં મધરાતે જીવતો રહ્યો !

એક જોષીને એક પાર્સીએ હાથ દેખાડી ઉમર પુછી, અને ભવિષ વર્તતાં પેલાએ કહ્યું કે ફલાને ચીને દહાડે પાર્સીનું મોત નિપજશે. પાર્સી તે વખ્તે તો બેદરકાર રહ્યો, પણ તેણે જોષીકનેથી વરસ, મહીનો, દહાડો તેમજ કલાક પણ લખી લીધાં હતાં. કલાક મધરાતે બારના ટકોરાનો હતો.

આ વાતને કેટલાંક વરસ વિતી ગયાં અને પાર્સી જોષીની અગમચેતી ભૂલી ગયો. એક દિને તેને કાગજીયાં ખોળતાં જોષીની ચીઠી મળી આવી. તેને આગલી વાત પાછી યાદ આવી. એતેફાક એવો બન્યો કે પાર્સીનાં મોતનો લખેલો દિવસ બહુ નજદીક આવી લાગેલો હતો. પાર્સીભાઈ તો ગભરાયા. તેણે મિત્રો આગળ વાત કીધી. તેઓએ તેને ધીરજ આપી. સઘળાઓએ આખી રાત મોજમજાહમાં ગુજારવાનો ઠરાવ કીધો. રાત્રે સારી પેઠે ખાધું પીધું અને પછી પાછા રમત ગમતમાં પડયા. મિત્રોએ ઘડિયાળના કાંટા ફેરવી રાખ્યા હતાજ, માટે જ્યારે ૧૧।। થયા ત્યારે તેઓમાંથી એક બોલી ઉઠયો કે—

"બાર તો વાગ્યા!" પેલો પાર્સી કહે કે "હોયજ નહી; હું તો જીવતો છું!" તેણે પોતાનું ઘડિયાળ કહાડીને જોયું તો ખરેખર બારપર બંને કાંટા! સઘળાનાં ઘડિયાળની તપાસ લેવાઈ, અને સઘળાં એકસરખાં. એક મિનિટનો પણ ફેર નહી! હવે જોષી ઉપર ગાળનો વરસાદ ચાલ્યો. પાર્સીને ધીરજ આવી.

તેને જીવવાની પાછી આશા આવી અને ખરેખર બાર થયા તોબી તે જીવતોજ રહ્યો!

*   *   *   *

## બાપ તેવા બેટા.

They say the baby looks like me,
A circumstance I dreaded;
But the only likeness I can see
Is that we're both bald-headed.

*   *   *   *

## કવિતાઇ જાહેર ખબર.

સેન ફ્રાન્સીસ્કોખાતે એક વેપારીએ નિચલી જાહેર ખબર વર્તમાન પત્રોમાં છપાવી છે:—

Ice, ice, ice,
If you want it pure and n
And at a reasonable pr
Follow no new dev
But send to me in a tr
At my off
} ice

*   *   *   *

# બારા કોશકા માંડવઃ
## યાને
## શીરે પહોરની તોપના હવાઈ તડાકા.

* ૧ *

## "હાંક સલેમાન ગાહ્લી!"

એક દિને મુંબઇથી અમદાવાદ જવા માટે એક ટ્રેન ઉપડી. ત્રીજા ક્લાસના એક કમ્પાર્ટમેંટમાં બે મુસલમાનો બીડી પીતા વાતો કરતા હતા. તેઓમાંના એકનું નામ તોપખાં ને બીજાનું નામ છાંટુખાં. એક રસ લઈ લઇને વાતો કરે ત્યારે બીજો કાન દઈ દઇને તે સાંભળે, અને પછી બીજો જે કંઈ કહે તેપર પહેલો ખુબ ધ્યાન આપી "વાહ ભાઈ વાહ" કરે.

હવે આ બંનેની જોડમાંજ ગપીલાલ નામે એક વાણીયો બેઠેલો હતો તેને કાને પેલાઓની વાતના થોડા ઘણા શબ્દો પડ્યા, એટલે તેણેબી તે ઉપર લક્ષ આપવા માંડયું અને તેબી કાન દઈ સાંભળવા લાગ્યો. સામી બાજુએ ગરપછાંટજી નામે હોરાજી અને જુઠાભાઈ નામે એક પાર્સી હતા તેને પણ ઉપલા છાંટુખાં અને તોપખાંની વાતો બહુ રસિલી લાગી, અને તેથી તેઓબી તે સાંભળવા પાસે આવીને બેઠા.

એમ કરતાં તોપખાં કહે—"ખાંસાહાબ, ક્યા બાત કહું. મેરી ઉપર તો એસી એસી બીટી હએ કે ઉનકુ જો જમા કરૂં તો એક દફ્તર બુના જાય."

છાંટુખાં—ફરમાઇયે જનાબ, મેં તો સુનું.

ગરપછાંટજી—હા, ખાંસાહેબ, અમેબી સાંભળી શું. તમારી કહાણી કહી સંભળાવો.

તોપખાં—જેસી આપકી મરજી. કયું ગપીલાલ ભાઈ, તુમબી સુનોગે કે?

ગપીલાલ—હા, નહીં કેમ શુને? પણ મંહી છાંટ થોડી ચલાવજો હં, કેમ જે મને સાચી વાત ભાવે એટલી જુઠી ગપ ભાવતી નથી. હા.

પછી તોપખાંએ પોતાની હકીકત જાહેર કરવા માંડી, કે જે એક પુસ્તક ભરાય એટલી લાંબી હોવાથી ટુકમાંજ ઉતારી લીધી છે:—

"મારો બાપ વણકર હતો. અમે જાતે ગરીબ ને ધંધો કંઈ ચાલે નહીં તેથી મારૂં પેટ ભરવાનું ભારી પડે. આથી બાપની રજા લઈ હું દેશ જોવા ને મારૂં ફોડી લેવા નિકળ્યો. ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું ત્યાંના રાજાને પડોશના રાજા સાથ લડાઈ ચાલે. હું સિપાહી થયો ને લડવા ગયો. લડાઇમાં અમારો સપેહસાલાર કતલ થયો, જે જોઇ લશ્કરે નાસી જવા માંડ્યું, પણ મેં તેને હિમત આપી અને સરદારી લઈ આગળ ધસી દુશ્મનોને મારી કહાડ્યા. આથી રાજી થઈ પાદશાહે મને સરપાવ આપ્યો, ને વજીરની જગા આપી.

હવે આ પાદશાહની એક પરીપેકર બેટી, જે કોઇને પણ ખાવિંદ દાખલ કબૂલ કરે નહી. જે તેની સાથે નેકા કરવા માંગે તેને તે એકજ શરત ફરમાવે અને તે સાંભળતાંજ ઉમેદવાર પાછો કદમ માપે. શરત એવી કે શાહજાદીનું મોત નિપજે તો તેના ખાવંદેબી જીવતાં જીવત તેણી જોડે કબરમાં દટાવું! શાહજાદીએ પોતાની તરફથી પણ એવીજ શરત કબૂલ રાખેલી

કે અગરજો તેણીનો ખસમ મરણ પામે તો તેણીએબી તેની સાથેજ કબરવાસી થવું.

આ બાનુની ખુબસુર્તી પરસ્તાનની પરીઓને લજાવે તેવી જોઇને મેં બિડું ઝડપ્યું અને કબૂલ થયો કે જો શાહજાદી મારી આગમજ જાન છોડે તો મારેબી તેણીની જોડમાં ભૂમિદા થવું. આ ઉપરથી શાહજાદીની મારી સાથે શાદી ખૂબ ધામધુમથી થઈ, અને અમે થોડાંક વરસ ઘણી ખુશી ખુશાલીનાં ગુજાર્યાં. એતેફાક એવો બન્યો કે શાહજાદીએ એક દિને કોહેલી વસ્તુ ખાધી, જેનું ઝેહર ચહડવાથી તેણી બીમાર થઇને મરણ પામી. હવેજ મને મારી પેલી શરતનો જોખમ કેવડો મોટો હતો તેનું ભાન આવ્યું. હું નાસી નહી જાઉં તે માટે પાદશાહે શેહરના દરવાજાઓ ઉપર ચોકી રખાવી અને મને મેંહેલમાં બંધ કરીને પછી શાહજાદીને જે ઓરડામાં રાખી હતી તેમાંજ બંધ કીધો.

પાદશાહના ફરમાવ્યાથી ચાર નાન, ચાર લોટા પાણી અને ચાર મોમબતી તે ઓરડામાં મને આપ્યાં, જે પુરાં થાય એટલે ભુખે પ્યાસે હું મરીજનાર હતો. આવા બનાવથી મેં મોતને પાસે આવેલું દીઠું. મને આખો દિવસ ચેન પડયું નહી. ત્રણ દિવસ તો જેમ તેમ ગયા, પણ ચોથે દિને હું ફિકરમાં તદન નબળો અને લાઇલાજ થઈ બેઠો હતો એટલાંમાં કોઈ તરફથી એક અજદહાને ફુંફારા મારતો આવતો મેં જોયો. મેં જોયું કે તે મારી વહાલી મોહરદારનાં કફન ઉપર ચહડી તેને દંખ દેવા જતો હતો. એજ વકતે મેં મ્યાનમાંથી તલવાર ખેંચી અને મારી પ્યારી મેહબુબનાં પરીરૂપ બદનને તેની જીભ લાગવા નહી દેતાં કાપીને તેના ટુકડા કીધા.

આ બનાવ ઉપર હું હજી તો વિચાર કરૂં છું એટલામાં એક બીજો અજદહા ફું ફું કરતો આવ્યો, કે જે કદાચ નર અને પેલી કપાઈ મુએલી તેની માદા હશે. તેણે જ્યારે માદાને મરણ પામેલી જોઈ ત્યારે તે એકદમ પાછો ફર્યો, અને થોડીજ પળમાં માદા આગળ ફરીથી આવી ઉભો. આ વેળા તેનાં મુખમાં ત્રણ લીલાં પાત્રાં પકડેલાં હતાં. તે શું કરે છે તે જોવામાટે હું તેના ચાળા તપાસતો છુપ્યો બેઠો. પેલો અજદહા માદાની આસપાસ ફર્યો અને પછી તેણીના શરીરના મેં બનાવેલા ચારે કકડાને એકક સાથ પાછા ગોઠવી દરેક જખમ ઉપર એકેકું પાત્રું મુક્યું. પછી મારી અજાયબી વચ્ચે મેં જોયું કે પેલી માદાનાં શરીરના કપાયલા ભાગો જોડાઇ ગયા, તેનાં બદનમાં હાલચાલ થતી જણાઈ, અને થોડાજ વારમાં તેણી પાછી સજીવન થઈ એટલે તે જોડું ત્યાંથી જીવ લઇને નાઠું.

પણ તે પેલાં પાત્રાં ત્યાં નાખી ગયું હતું. મને ખયાલ આવ્યો કે અગરજો અજદહા આ પાત્રાંથી જીવતો થાય તો આદમજાત કેમ નહી થશે? મેં તે પાત્રાં લીધાં અને તેમાંનું એક મારી વહાલી દિલારામના હોઠ ઉપર તથા બે તેની આંખો ઉપર મુકયાં. હજી તો આ કામથી ફારેગ નથી થતો એટલાંમાં જોઉં છું તો તેની રગમાં લોહી ફરતું થયું, તે હાથ પગ મોડવા લાગી, અને પછી પ્રથમ હોઠ અને ત્યારબાદ આંખ ઉઘાડી ધીમેથી ઉઠી બેઠી, અને બોલી કે "મેં કીદર હઉં?"

"તું મેરીપાસ હએ, મેરી જાન!" મેં ખુશખુશ થઇને જવાબ આપ્યો, અને પછી એકદમ દરવાજા ઠોકી પાદશાહને બોલાવ્યો, જેણે આવી પોતાની બેટીને પાછી જીવતી થયલી જોઈ અત્યંત

ખુશાલી જાહેર કીધી, અને મારી તરફની સર્વ વાતો સાંભળીને તેઓ ઘણાજ શાદમાન થઈ ગયાં.

મને લાગતું હતું કે હવે મારી જીગરજાન દિલારામ મારા ઉપર આગળ કરતાંબી ઘણીજ મોહબત રાખશે, કેમકે મેં તેનો જાન ઉગાર્યો હતો અને વળી તેની જોડે હું પણ કબરવાસી થયો હતો. પણ એ મારી ધારણામાં હું ઠગાયો. એક દિને અમે બંને બે વિશ્વાસુ નોકરો સાથ દરિયામાં સેર કરવા નિકળ્યાં ત્યારે મારી મેહબુબે મારા તરફની સર્વ મોહબત ભૂલી જઈ કીસ્તીના નાખોદા સાથ મળી જઈ મને ઉઠાવી પાણીમાં નાખી દીધો. હવે પેલાં અજદહાવાળાં પાત્રાં મેં એક વિશ્વાસુ નોકરને રાખવા આપેલાં હતાં તે પણ અમારી જોડેજ કીસ્તીમાં હતો. તેણે મારો જાન જોખમમાં જોઇને પોતેબી પાણીમાં નખાવી દીધું, અને જેમ તેમ કરીને મને એક કિનારા તરફ ઘસડી લઈ ગયો, કેમકે તે અછો તરનાર હતો. ત્યાં તેણે પેલાં લીલાં પાત્રાંઓ મારફતે મને સજીવન કીધો, કેમકે પુષ્કળ પાણી પીવાયાથી હું મરણ પામ્યો હતો. પછી અમે તો તે કિનારો છોડી પેલા પાદશાહનાં ગામ તરફ નહીં જતાં બીજી તરફ નિકળી ચાલ્યા.

* * * *

## * બાબ ૨ *

## થંડે પોહોરની ગરપછાંટ.

અમે બીજા દેશમાં ત્યાંના પાદશાહની નોકરીમાં રહ્યા, જે સુલેમાન પાદશાહના જેવો ડાહ્યો ને ખબરદાર હતો. તેનાથી કોઇબી ચીજ છુપી નહતી અને દરેક બનેલી, બનતી અને બન-

નારી વાત તે કહી આપતો હતો. તેનો એક અજાયબ જેવો રવૈયો એ હતો કે તે ખાનુ ખાધા પછી દરરોજ એક જાતની નવી વાણી ખાતો હતો અને તે તેનો એક વિશ્વાસુ નોકર બાવરચી ખાનામાંથી લાવતો હતો.

એતેફાક એવો બન્યો કે આ નોકર માંદો પડેલો હોવાથી તેની જગા મને મળી, અને પાદશાહને માટે પેલી વાણી બે રકાબીઓ વચ્ચે ઢાંકીને લઈ જવાનું કામ મને મળ્યું. આ વાણી શી છે તે જાણવાની મને ઘણીજ ખાહેશ થઇ તેથી એક દિને પાદશાહના મેહેલમાં જતાં જતાં મેં રકાબી ઉઘાડીને જોયું તો માંહે એક સફેદ સાંપ રાંધીને મુકેલો હતો. મને શોખ થયો તેથી મેં તે સાંપનો એક ટુકડો ખાઇ જોયો.

હજી તો હું તેને દાંતમાં લઇ ચાવું તેટલાંજ મારે કાને બારીની બહાર કંઇ ગડબડ થતી સંભળાઇ. મેં બારી વાટે ડોકયું કરી જોયું તો ચલ્લાંઓ પોતપોતામાં મોટે મોટે વાતો કરતાં હતાં. હવે મને સમજણ પડી કે પેલો સાંપ ખાધાથી હું પક્ષીઓની ભાષા શિખ્યો હતો.

હવે બનાવ એવો બન્યો કે તેજ દિને રાણીસાહેબની એક લાખ રૂપિયાની કીમતી હીરાની અંગુઠી ખોવાઈ, અને હું તેમનો ખાસ નોકર હોવાથી પાદશાહે મને ફરમાવ્યું કે બીજી સહવારે આ વીંટી હાજર નહી કરીશ તો મારૂં માથું ઉડી જશે. મેં મારૂં નિર્દોષપણું જાહેર કીધું તે કેવળ ફોકટ ગયું. હું તદન નાચાર થઈ ગયો, અને બહુ અંદેશામાં બાવરચીખાના આગળ જઈ પથર ઉપર બેઠો. મેં જોયું કે બીજી સહવારે મારૂં ડોકું નાહક ઉડી જ-

વાનુંજ. એજ વકતે મારૂં ધ્યાન ત્યાં ફરતાં બે બતકો ઉપર ગયું, જેઓ પોતપોતા વચે વાતો કરતાં હતાં.

"મેં આજે ઘણીજ સરસ વસ્તુઓ ખાધી છે," એક નર હતો તે બોલ્યો.

"પણ મારા ખાધામાં રાણીની વીંટી આવી છે તેથી તે મને ગળાંમાં ખુટી બેઠી છે," માદાએ દુઃખ સાથ કહ્યું.

આ સાંભળતાંજ હું તો ચોંકયો. તરત જઇને મેં તે માદાને પકડી, અને બાવરચીને કહ્યું કે રાણીનો હુકમ છે માટે આને જબે કર. તેણે તેમ કીધું અને તેનાં દેખતાંજ મેં પેલી વીંટી તેનાં હોજરાંમાંથી ખેંચી કહાડી. હું પાદશાહની આગળ દોડયો અને અંગુઠી નજર કીધી. મારૂં નિર્દોષપણું જોઇને પાદશાહ બહુ પસ્તાયો અને બદલા તરીકે મને મોટો હોદ્દો આપવા માંગ્યો, પણ તે નહી કબૂલ કરતાં હું તો એક ઘોડો અને થોડુંક નાણું ઇનામમાં લઇને બીજા મુલુકો જોવા નિકળી પડ્યો.

એક દિને હું એક તળાવ આગળ આવી લાગ્યો, જ્યાં એક નાના ખાડામાં ત્રણ માછલીઓ તરફડયાં મારતી મેં દીઠી. ખાડામાંનું પાણી સુકાઈ ચાલ્યું હતું અને માછલીઓ મરવા પડી હતી. મેં તેમનાં ઝારી અને પોકાર સાંભળ્યાં, અને તેઓ પોતપોતામાં શી વાતચીત કરતી હતી તે જાણી લઇને મેં તેમને એક પછી એક ઉઠાવી તળાવમાં મુકી દીધી. આથી તેઓનાં પેટમાં પાછો જીવ આવ્યો, અને નાચ કુદ કર્યા પછી પોતાનાં ડોકાં બહાર કહાડી તેઓએ મને કહ્યું કે "આ ઉપકારનો બદલો અમે વિસરશું નહીં."

હવે ત્યાંથી હું આગળ ચાલ્યો અને એક રેતીનાં મેદાનમાં દાખલ થયો. ત્યાં કોઇ પશુ પંખી નહીં હોવા છતાં મારે કાને ફરિયાદનો પોકાર આવ્યો. તપાસ કરતાં જણાયું કે મારા ઘોડાના પાઉં નિચેથી લાખો અને કરોડો કીડીઓનું લશ્કર જતું હતું, જેમનો કચડઘાણ નિકળી જતો જોઇને કીડીઓનો રાજા આ મુજબ બખારતો હતો કે "માણસજાત પોતાના ઘોડાને બાજુથી ચલાવ્યાને બદલે અમારાં લશ્કર ઉપર પગળાં મુકી અમને શાવાસ્તે દુખી કરતા હશે? શું તેમને દયા નથી?" આ સાંભળતાંજ મેં એકદમ મારા ઘોડાને બાજુએ લીધો, અને તેથી પેલા રાજાએ ઉપકાર માનીને કહ્યું કે "અમે તમને યાદ કરીને એનો બદલો ભૂલીશું નહીં."

રેતીનું મેદાન છોડયું કે હું એક ગીચ જંગલમાં આવી લાગ્યો. એક ઝાડ ઉપર મેં કાગડાનાં એક જોડાંને દીઠું, કે જે પોતાનાં કુમળાં બચાંઓને માળામાંથી હાંકી કહાડતું હતું. કાગડો બોલ્યો કે "નિકળો ત્યાંથી હવે, તમે તમારૂં શોધી ખાઓ. અમે તમને ક્યાંસુધી ખવાડીયે?" પેલાં બાળકો જવાબ દેતાં કે "માબાપ, તમે એટલાં ઘાતકી ના થાઓ. અમે ખોરાક ક્યાંથી શોધી લાવીયે? અમારાથી તો પૂરૂં ઉડાતું પણ નથી. અમને તો બીજાં પંખીઓ મારી નાખશે. તમે નહીં ખવાડશો તો અમે ભુખે મરી જઇશું." આ સાંભળીને મને દયા છુટી, કેમકે તે બચાં ખરેખર બહુજ કુમળી વયનાં હતાં. મેં એકદમ શમશેર મયાનમાંથી ખેંચી કહાડીને મારા રક્ષને જબે કીધો અને તેની લાશ પેલાં બચાંઓ આગળ નાખી, જેઓ ખુશીથી તે ઉપર ગુજરાન ચલાવવા દોડી આવ્યાં. જતી વકતે તેઓએ મને કહ્યું કે

"એમ ના જાણુતા કે અમે નિમકહરામ થઇશું. અમે બદલો આપવાને ચુકીશું નહીં."

આ સઘળાં પ્રાણીઓ મને શો બદલો આપવાનાં તેનો કંઇ પણ ખયાલ કર્યાવિના હું તો પગે ચાલતો આગળ વધ્યો અને એક મોટાં શેહેર આગળ આવી લાગ્યો. ત્યાં જબરી હોહા થઈ રહેલી જણાઈ. પરપુછ કરતાં જણાયું કે ત્યાંના પાદશાહની બેટી પરણવાની હતી, માટે જો કોઈ ધણી તેણીનો હાથ મેળવવાને ઉમેદવાર થવા માંગતો હોય તો તેણે શાહજાદી ફરમાવે તે કામ બજાવી આપવાનું માથે લેવું; અગરજો તેમાં તે ફતેહ પામે તો શાહજાદી તેને ખાવંદ દાખલ કબૂલ રાખે અને પાદશાહનાં મોત બાદ તેને તખ્ત મળે, પણ જો તેનાથી આ કામ બજાવી નહીં શકાય તો તેનું સર ઉડે.

શાહજાદીને મેં મેહલની બારીએ ઉભેલી જોઈ. તે ઘણીજ ખુબસુરત હતી. મેં તેનો હાથ મેળવવાની માંગણી કીધી. પાદશાહ મને દરિયે કાંઠે લઈ ગયો અને પોતાને હાથે પાણીમાં પોતાની અંગુઠી નાખી મને ફરમાવ્યું કે "એ લઈ આવ. જો વીંટી વિના પાછો ફરશે તો તને પાછું પાણીમાં જવું પડશે, અને એ રીતે પાણીમાંજ તારૂં મોત નિપજશે." આ તમાશો જોવા આખી ખલકત મળી હતી. હું તો પાણીમાં ઉતર્યો. દરિયો ઘણો ઉંડો હતો. મેં જોયું કે મોતનાં ઘરમાં દાખલ થઈ ચુક્યો છું. પણ થોડો વાર આગળ વધ્યો નહીં એટલાંમાં ત્રણ માછલીઓ મારી આગળ દોડતી આવી અને મારા હાથમાં પેલીજ વીંટી આપી, "આ લેઓ અને ખુશી થાઓ" એમ બોલી, પાછી ગેબ થઈ ગઈ. મે તે અંગુઠી લઈ જઈ પાદ-

શાહને આપી, અને શાહજાદીનો હાથ મેળવવાની આર્જુ કીધી.

પણ તે પરીસુરત નાજનીન મારી આટલીજ પરીક્ષાથી ધરાઈ નહીં. તેણીએ બાગમાં ઉંચું ઘાસ ઉગેલું હતું તેમાં ખસખસના ત્રણ કોથળા વેરી નાખ્યા, અને મને ફરમાવ્યું કે "બામદાદ આગમજ આ કોથળા ખસખસથી પાછા ભરી આપશે નહીં તો માથું જશે." હું તો વિચારમાં પડયો અને આટલા બારીક દાણા અંધારી રાતે કેમ વિછાય એમ અંદેશો કરી મરવાને તૈયાર થયો. બામદાદ થતાંજ શાહજાદી તમાશો જોવા આવી ત્યારે હું તદન ફિકો પડી ગયો હતો. પણ તેની તેમજ મારી અજાયબી વચે મેં જોયું કે પેલા ત્રણે કોથળા તમામ ભરાઈ ચુકયા હતા! એજ વકતે મેં કરોડો—બલકે અબજો કીડીઓનું એક ગંજાવર લશ્કર પસાર થતું જોયું, જેના રાજાએ મને હાંક મારીને કહ્યું કે "અમારી નિમકહલાલી અમે દેખાડી ચુકયાં છીયે."

પણ આટલાંથી પેલી મગરૂર શાહજાદી રાજી થઈ નહીં. તેણે ફરમાવ્યું કે "જીંદગીનાં દરખત ઉપરથી ફળ તોડી લાવીને મને ચખાડે તોજ તને હું મારો ખાવંદ કબૂલ રાખું." હવે હું તો જાણતોબી નથી કે એવું ઝાડ ક્યાં હશે. હું પાછો અંદેશામાં પડ્યો, એટલાંમાં પેલા કાગડાનાં બચાંઓએ આવી મને ખબર આપી કે મુંબઈ શેહેરમાં વિકટોરિયા બાગમાં દરખતે જીંદગી છે તે ઉપરથી અમે ફળ તોડીયે ખરાં પણ તે અમારાથી ઉડાવી શકાય એમ નથી માટે તમેબી ત્યાં આવો તો ફળ મળે. આ ઉપરથી હું મુંબઈ આવ્યો, અને આ ફળ લઇને મારી શાહજાદી જીતવા જાઉં છું."

આમ બોલીને તોપખાંએ પોતાના કોથળામાં ત્રણ ચાર પડ વચે બાંધેલું એક ફૂળ બતાવ્યું, જે જોઈ સઘળાઓ અજબ થયા, અને તોપખાંની કહાણી સાંભળી બહુ ખુશી બતાવવા લાગ્યા.

***

## સુખ દુઃખની તારી મારી.

ફફડાટશાહ— અરે મુઇરે એ! મને હરધુત કરીને કાહાડ્યો!

સંતાપશાહ—પણ મને તો રોજ હરધુત કરેછ ની?

ફફડાટશાહ—રાંડ કાબા! મને તો બસ સીડીઉપર ચહડતોજ અટકાવ્યો.

સંતાપશાહ—હા, પણ મને સીડીપર ચહડાવીને શું સુખ દેખાડેછ?

ફફડાટ—મને જો પરણતે તો હું કેવો સુખી થતે?

સંતાપશાહ—હું પરણીને સુખી થાઉંછ તેવોજ કે?

* * * *

## વેહેમનું ઝાડ.

વીશનખી—ફક્ત તમારીજ તરફના મારા ચાહ વિશે હજી તમને શક છે?

ગુલામજી—મેં એમ કહ્યુંજ નથી, મારા જાન.

વીશનખી—પણ તમારી રીતભાતપરથી એમ મેં જાણી લીધું તો. મારો હાથ મેલવવા આવનારા કોઇએ તમારી માફક મારા તેઓ તરફના ચાહ વિશે શક બતાવ્યો નથી. એખલા તમેજ વેહમનું ઝાડ નિકળ્યા!

* * * *

## ટકાઉ જોડા.

જગલો—બાપા, ખાહરાં ફાટી ગીયાં જો.

ભગલો—આ પોએરાને હું થીયું? જોની ભાઇ, હવે પછી તું લાંબે પગે ચાલવાનું રાખ કે ખાહરાં એટલાં વેહલાં ફાટી નહીં જાય.

* * * *

## બાયડીની શોધ.

માનોચેહરશાહ—હું તો એક એવી માહબુબની શોધમાં છઉં કે જે મને પોતાને હાથે રાંધીને પેટ ભરીને જમાડે, કચરો પુંજો કરે, વાસણ અજવાળે, દીવા બતી કરે, પાણી છાણી વગેરે ઘેરનું સર્વે કામ પોતે એખલી માથે ઉંઠાવી લઇ આયા ચાકરની પીડામાંથી મને છોડવે. છે તમો બાનુઓમાં કોઇ એવી?

મેહેરશીરીનઓઝાર—મુક્તિ ફોજવાળાઓએ નવી આફિસ ઉઘાડીછ તાંહાં પુછો. અલબત કોઈ મળી આવશે.

* * * *

## દૂરનો શગો.

રતાઈ—ખટલી, એ તારો કોણ શગો ગુજરી ગીયો? કોઈ નજદીકનો હતો કે દૂરનો?

ખટાઇ—અરે ઘણો દૂરનો રે. છેક ચારશો ગાઉ દૂર રેહેતો તો.

* * * *

## ટફ મરઘીનું કારણ.

શેઠ—પણ ઘામટ, મરઘી તો તદન ટફ છે. કાપતાં કપાતી નથી ને ચાવતાં ચવાતી નથી. એ કાંહાંથી લાવેલો?

કાઉસો—બજારેથીજ, હાબ. કોણ જાણે મરઘી હેવન બેઠી તીવારે એકુ ઇડું બાફેલું આવી ગીયું ઓહે.

* * * *

## હાર્યાં વળે, વાળ્યાં નહીં વળે.

એક ન્યાયની અદાલતમાં એક જનાંકારીનો મુકદમો તપાસ માટે નિકળ્યા આગમજ કોર્ટમાં ઘણી એક સ્ત્રીઓને ઉલટભર બેઠેલી જોઇને જડજે આ મુજબ સૂચવ્યું કે—

"કચેરીમાં હાજર થયલી બાનુઓને કદાચ ખબર નહી હશે કે અતરે આજે એક વાંચવા કે સાંભળવાને પણ અયોગ્ય એવી ખાસિયતનો મુકદમો ચાલનાર છે. એટલા માટે સર્વ આબરૂદાર બાઇઓને હું ભલામણ કરૂં છું કે તેઓએ જેમ બને તેમ જલદીથી અતરેથી ચાલી જવું."

પણ આ શુભ સૂચના એકબી બાઇએ કબૂલ રાખી નહીં. કોઈ પોતાની જગાએથી ચવડ્યું કે વવડ્યું નહીંજ. આ ઉપરથી જડજને બહુ માઠું લાગ્યું, અને તે નામદારે આ રીતે પોતાનો બદલો લીધો—

જડજ (કચેરીના કારભારીને)—"હું જોઉં છું કે મારી ભલી સૂચના મુજબ જેઓ આબરૂદાર હતી તે સર્વ બાનુઓ કચેરી ખાલી કરી ગઈ છે, માટે હવે તો જે બેવકુફ, જંગલી ખવાસની અને નીતિભ્રષ્ટ વચનો પસંદ કરનારી બૈરીઓ કોર્ટમાં હજી બેસી રહેલી છે તેમને એકદમ બહાર કહાડો!"

આ હુકમ સાંભળતાંજ પેલી બાઇઓ એકદમ ઉઠીને કોર્ટ ખાલી કરી ગઈ.

* * *

## ચારો અને ચલ્યાં.

એર ચોર મલસ્કે એક બાગમાં પેઠો અને ફળ ચોરવાની તૈયારી કરે છે એટલાંમાં બાગનો ધણી સામેથી આવી લાગ્યો. જરાબી નહીં ગભરાતાં ચોરે સલામ કરીને પુછ્યું કે—

"આપ સાહેબ આજે એટલા જલદી ઉઠયા ?"

"નાસ્તાની વખ્તે ભુખ લાગે કરીને હવા ફુરવા આવ્યોછ. પણ તું કેમ આવેલો ?"

"ભુખ લાગીછ તેથી નાસ્તો શોધવા, મુરબી!"

* * *

## તોપખાં જમાદાર.

જમાલખાં—દેખોજી, હમારા ભાઈ એસા ફર્બે હય કે ઉનોને અપના પાઉં દસ બરસસે દેખા નહીં હય.

કમાલખાં—ઇસિમે ક્યા નવાઈ જી? હમારા એક દોસ્ત એસા લંબા હય કે અપની પંઘરી ઉતારનેકે લીગે ઉનોકુ એક સીરીપર ચહરના પરતા હય.

ઇસિમાલખાં—અરે જાઓજી. ક્યા બરીબરી બાતાં કરતા હોજી. હમારા એક ભેન હય, ઓ ઇતિના લંબા હય કે ઉનકા પાઉંકુ જો મોહરમ મહીનેમેં સર્દી લગતી હય તો ઇસિકી અસર બરાબર એક બરસ પીછુ ઉનંકા સિરપે હોતી હય.

* * *

# બારા કોશકા માંડવઃ
## યાને
## શીરે પહોરની તોપના હવાઈ તડાકા.

* ૩ *

## "બાર હાથનું ચિભડું."

પણ તોપખાનું દાસ્તાન છાંટુંખાંને ઘણું રસિલું લાગું નહીં. તે બોલ્યો કે—

"મેરા રફીકો, તોપખાં સાહાબકા દાસ્તાનની મજાહ બહુત હએ, એ બાત સચ, લેકીન મેરી કારકીર્દીકી મજાહતો ઓરજ હએ."

સઘળાઓએ આગ્રહ કરવાથી હવે છાંટુખાંએ પોતાનું દાસ્તાન ચલાવ્યું, જેનો સાર નિચે મુજબનો હતો:—

"મારો બાપ કોપરાંબાદનો નવાબ છે, જેનો હું એક પુરો બેટો છું, તોપણ તેણે મને કહાડી મુકેલો છે. કોપરાંબાદમાં ગમે તેવા ઉસ્તાદો અને આખુનજીઓને હાથે હું કંઈ શિખી શકયો નહી ત્યારે નવાબ સાહેબે મને બીજે શેહેર એક કાબેલ કાજી પાસે તાલીમ લેવા મોકલ્યો, જ્યાં એક સાલ ગુજારી હું પાછો ફર્યો ત્યારે નવાબે પુછ્યું કે "બેટા કયા શિખ આયા?" મેં કહ્યું "જનાબ, કુતેકી ભાખા." પણ આથી નાખુશ થઈ મારા વાલીદે બીજા ઉસ્તાદની પનાહમાં મુકયો, જ્યાંથી હું પંખીની જબાન શિખી આવ્યો. પણ એબી નવાબ સાહેબને ગમ્યું નહી, ત્યારે ત્રીજા ઉસ્તાદની તાલીમથી મેં દેડકાની બોલી હાંસલ કીધી.

આ સઘળાંથી મારા બાપ એટલા કંટાળી ગયા કે હવે હું કશાં કામનો નથી એમ સમજીને મને પોતાના મુલકમાંથી કહાડી મુક્યો. ભુખ્યો ને તરશો હું એક શેહરમાં જઈ પુગ્યો, જ્યાં તે રાતની પથારીની મેં અરજ ગુજારી ત્યારે ત્યાંના વાલીએ મને ફરમાવ્યું કે "શેહરની ભાગળના બરૂજમાં તારી જગા કરીશું; પણ જોજે ભાઈ, ત્યાં જંગલી કુત્રાઓ પુષ્કળ છે, જેઓ આખી રાત ભોંસીને તને કંટાળો આપશે, અને કદાચ ભુખ્યા હશે તો તારો ખીમો પણ કરી નાખશે." મેં જોયું કે જ્યારે હું દુન્યાને કશાં કામનોજ નથી અને મારા પોતાના બાપેબી મને કહાડી મુકેલો છે, તો આ કુત્રાઓ મને ભખી ખાશેતો શી ચિંતા છે. મેં હાકમ કને થોડોક ખોરાક માંગી લીધો અને પછી હું પેલા બરૂજમાં દાખલ થયો, જ્યાં પેલા ભસતા કુત્રાઓ શું બોલેછે અને શા માટે ભસેછે તે તેમની વાતચીત ઉપરથી હું એકદમ સમજી ગયો, કેમકે તેમની ભાષાથી હું જાણીતો હતો. મેં તેમની આગળ પેલો ખોરાક નાખ્યો જેથી તેઓ બહુ રાજી થઈ મારી આગળ ફરી વળ્યા, અને ગેલ કરવા લાગ્યા.

એમ કરતાં જ્યારે સહવાર પડી ત્યારે શેહરનો હાકમ મારૂં શું થયું તેની તપાસ કરવા આવ્યો અને બારણું ઠોક્યું. મેં તરત તે ઉઘાડી તેને અચરત કીધો, એટલુંજ નહી પણ તેને વધારે અચરત તથા ખુશહાલ મારી વાતોથી કીધો. મેં તેને કહ્યું કે "આ કુત્રાઓએ મને પોતાની ખાનગી વાત એમ જાહેર કીધી છે કે આ બરૂજમાં એક મોટો ધનનો ચરૂ દાટેલો છે તે જ્યાં સુધી ખોદી કહાડવામાં આવશે નહીં ત્યાં સુધી કુત્રાઓ તુફાન

કરતા બંધ થશે નહીં. એ ધન કયાં છે તે તેઓએ મને કહેલું છે."

મારી વાત સાંભળીને હાકમ તો ખુશ થઈ ગયો. તેણે પોતાની બેટી મને શાદીમાં આપવાની મરજી દેખાડી અને ખજાનાની જગા જાણવા માંગી. મેં તે દેખાડી, જ્યાંથી ખોદતાં સોનાની અશ્રરફીઓનો મોટો ચરૂ નિકળી આવ્યો, જે લઈ હાકમે પોતાની બેટી સાથ મારા નેકા કરી આપ્યા, અને હું કેટલીક મુદત સુધી તે શેહેરમાં ખુશ ચેનથી રહ્યો.

* * * *

## * બાબ ૪ *
## "તેર હાથનું બી."

એક દિને શેકારગાહમાં મારાં માણસોથી હું છુટો થઈ ભૂલો પડયો. જંગલમાં આમ તેમ ફાંફાં મારવા છતાં રસ્તો જડયો નહીં, પણ દૂરથી એક બુઢી પસાર થતી જણાઈ. મેં તેને શેહરનો રસ્તો દેખાડવાની અરજ કીધી ત્યારે તેણે એવી શરતે રસ્તો દેખાડવા માંગ્યો કે મારે તેની બેટી સાથ શાદી કરવી, અગર નહીં તો જંગલમાં ભુખે મરી જવું. કંઇબી કરીને ઘેર જવાની મતલબથી મેં આ દરખાસ્ત કબૂલ કીધી, ત્યારે પેલી ડોસી મને પોતાને ઘેર લઈ ગઈ, જ્યાં એક ખુબસુરત છોકરીને મેં જોઈ. પણ તે મને પસંદ પડી નહીં. તોપણ કબૂલાત આપેલી માટે હું તો તે છોડીને મારા ઘોડા ઉપર બેસાડી શેહરમાં આવ્યો અને તેની જોડે શાદી કીધી.

હવે મારી રાણીને પેટે ૭ બેટા ને એક બેટી હયાત હતાં, તેમની આ ઓરતને અદેખાઈ લાગી. મને પાછળથી માલુમ થયું કે પેલી બુઢિયા એક ડાકણ હતી, અને તેનો બદ હુંનર

તેની આ દીકરીબી શિખી હતી. એક દિને હું મારી વડી રાણી સાથ સેર કરવા નિકળ્યો હતો તે તકનો લાભ લઇને આ નાની રાણીએ મઝલીનનાં છ પેરાહન બનાવીને પેલાં બાળકો રમતાં હતાં તેમના ઓરડામાં જઈ તેઓ ઉપર એકેકું ઓઢાડી દીધું, અને તે તેમને લાગતાંજ મારા છ શાહજાદાઓ છ રાજહંસ બની ગયા. પણ આ આફતમાંથી મારી નાની શાહજાદી બચી ગઈ. જ્યારે અમે પાછાં ફર્યાં ત્યારે આ બેટીને મુખથી સર્વે કેફીયત મેં સાંભળી લીધી. તેણી એ કહ્યું કે "હું તો પાણી પીવા ગયલી એટલાંમાં જોઉં છું તો મારા ભાઇઓ તેજ ઘડીએ બદલાઇ જઇ પંખી થઈ ગયા અને પાંખ ફફડાવતા બારી વાટેથી ઉડી સામેનાં ઝાડ ઉપર બેઠા. હું તેઓને એ હાલતમાં જોઇને ઘણીજ રડી ત્યારે તેઓએ એક પછી એક પાછા બારીપર બેસી પોતાનું એકેકું પીછ મને કહાડી આપ્યું."

આ સઘળી બિના સાંભળીને હું તથા મારી રાણી ઘણાંજ દુખી થયાં. પણ એ કામ મારી નાની રાણીથી થયું છે એવો અમને મુદલ ખયાલ આવ્યોજ નહીં, કેમકે તે ડાકણ છે એવી અમને તે વકતે ખબર ન હતી. મારી રાણીને કશી ખબર આપ્યા વિના તેના સ્વાધિનમાં મારી શાહજાદીને આપીને એક દિને બામદાદે હું મારા બેટાઓની શોધમાં નિકળ્યો. મને ખબર નહતી કે હું કયાં જાઉં છું, તોપણ જો તેઓ પક્ષી બન્યા હશે તો મારાં શેહરની આસપાસનાં જંગલમાંજ હશે, એમ ખાતરીથી માનીને હું ચોતરફ તલાશ કરતો ફર્યો. એમ કરતાં એક રોજે આખો દિવસ ચાલતાં થાકી ગયલો હોવાથી સાંજને શુમારે જંગલને છેડે એક ઝુપડી હતી તે તરફ હું ચાલ્યો અને

તેમાં દાખલ થયો, કેમકે તેના દરવાજા ખુલ્લા હતા. જોઉં છું તો તેમાં છ બિછાનાં પાંથરેલાં તૈયાર હતાં. મને કંઇ ત્યાં તલેસમ જેવું નજર આવ્યાથી આ બિછાના ઉપર નહીં સુતાં એક ખુણામાં હું છુપાઇ બેઠો.

હવે બરાબર દીવા બતીનો વક્ત થતાંજ ઝુપડીની બહાર મોટાં પક્ષીઓના જેવો કંઈ ખખડાટ મારે કાને પડ્યો, અને છ રાજહંસને મેં દીઠા. તેઓ ઝુપડીમાં દાખલ થઈ એક બીજા ઉપર ફુક મારવા લાગ્યા, જેથી દરેકનાં શરીર ઉપરની પાંખો એકદમ ઉખડી ગઇ અને તેઓ છ નાના બાળકો નજર આવ્યા! આ તમાશો જોતાંજ મારાથી છુપ્યું રહી શકાયું નહીં. હું એકદમ બહાર નિકળી આવ્યો અને તેમને ભેટી પડ્યો, કાંએકે તેઓ કોઇજ નહીં પણ મારા છ બેટાઓજ હતા. તેઓએબી મને ઓળખ્યો અને એ રીતે અમારી ખુશીનો કંઈ પાર રહ્યો નહીં. અમે ઘણો વક્ત સુધી અરસપરસ ભેટ્યા, અને પછી મેં તેઓને પાછા ઘેર લઇ જવા ચાહ્યું. પણ મારા બેટાઓએ મને કહ્યું કે "એમ કાંઈ બને નહીં. આ તો ચોર લોકોની ઝુપડી છે જેઓ તમને જોતાંજ મારી નાખશે. અમોને તો દર સાંજે થોડીજ પળસુધી ઇનસાનનું રૂપ ધારણ કરવાની પરવાનગી મળેલી છે, જે પછી અમે પાછા પક્ષી બની જઇશું એટલે તમારી સાથે અમો આવીને શું કરીએ? પણ તમે હવે ત્યાંથી જાઓ, કેમકે હવે પેલા ચોર લોકો આવી પુગશે."

આથી હું બહુ દુખી થયો. મારાથી રડી પડાયું. મેં પુછ્યું કે "શું તમને પાછા ઇનસાનનાં રૂપમાં લાવી શકાશેજ નહીં?"

"શરત ઘણી મુશ્કેલ છે," વડા ભાઇએ જવાબ દીધો. "છ

વરસો સુધી જો કોઇ માણસ બોલેચાલે નહીં, ને મુગો હોય તેમ રહે, તથા હસે કે રડે પણ નહીં, અને એટલી મુદતમાં અમારે માટે પીછાંનાં પેરાહન સીવી આપે તોજ અમે ઇનિસાનનું રૂપ પાછું લઇયે. પણ જો છ વરસની મુદતમાં છેલ્લે દહાડેબી આ શરતોમાંની એકબી તુટી તો સઘળી મહેનત વ્યર્થ જાય."

આ ખોલાસાથી મને ધીરજ આવી. મેં જોયું કે કંઇબી કરતાં મારાં બચાંઓ પાછાં મારા હાથમાં આવે એમતો છે. મેં મારો જાન બરબાદ કરીને પણ તેઓને પંખીનાં રૂપમાંથી છોડવવાનો કસદ કીધો. હું પેલી ઝુપડીમાંથી નિકળ્યો અને સામે એક ઝાડ હતું તે ઉપર ચહડીને બેઠો. બીજે દિવસથી મેં મારા બેટાઓ માટે પેરાહન બનાવવાં શરૂ કીધાં. આ હાલતમાં હતો એટલાંમાં એક દિને કોઈ પડોશનો જૈફ રાજા શેકારે નિકળેલો પેલાંજ ઝાડનિચે આવી ઉતર્યો, અને સુતેલો હતો એટલાંમાં કોઈ પંખેરાંએ તેનાં શરીર ઉપર છેર નાખ્યો. આથી રાજા ઘણો કમકમ્યો અને આ તકસીર કરનારને પકડી લાવવાનો હુકમ આપ્યો.

તેનાં માણસોએ ઝાડપર ચહડી આવી મને પકડયો અને જબરદસ્તીથી નિચે લઈ ગયા. રાજાએ મને ઘણાબી સવાલો પુછ્યા કે હું કોણ છું? ઝાડપર કેમ બેઠો છું? ત્યાં મારૂં શું કામ છે? વગેરે, પણ મેં કશો જવાબ દીધો નહીં. આથી તે સમજ્યો કે હું મુગો હોઇશ. પણ જ્યારે મારૂં મહોડું ઉઘડાવી તપાસ કીધી ત્યારે તેને જણાયું કે હું કંઇ મુગો ન હતો. આથી તો રાજાને વધારે ગુસ્સો ઉપજ્યો, અને મારી તકસીરમાં બેવડો વધારો થયો. તે મને પોતાની જોડે મુસ્કા બાંધીને લઈ ગયો અને કેદ કરાવ્યો.

જોકે મારા બેટાઓને દરરોજ સાંજે હું મળતો તેથી મને એટલી ધીરજ હતી, તે ધીરજ પણ હવે જતી રહી અને હું નાહક કેદમાં પડ્યો, તે છતાં મેં મુદ્દલ દિલગીરી બતાવી નહીં. હસવાનું તો હું ભૂલીજ ગયો હતો. થોડાંએક વરસ આમ કેદખાનાંમાં ગુજાર્યાં પછી રાજાને એકવાર મારી યાદ આવી, અને તેણે મને બોલાવી મંગાવ્યો, અને હજીબી હું તેના સવાલોના જવાબ આપી શકુંછું કે નહીં તે જાણવા ઇચ્છ્યું. પણ જ્યારે તેણે મને કેવળ મુગોજ દીઠો ત્યારે જોરબંધનો માર મરાવ્યો. પણ એ શિક્ષાથીબી એક કત્રો આંજુ મેં પાડ્યું નહીં.

હવે રાજાની ધીરજ રહી નહીં. તેણે દરબાર ભરીને મને બે જાતની સજામાંથી હરકોઈ એક કરવા ઠરાવ્યું. એક એ કે મને અર્ધો જમીનમાં દાટીને મારાઉપર કોહેલાં ઈંડાં અને છાણનો મારો ચલાવવો; અને બીજી એ કે મારી જીભ છતાં હું બોલતો નથી માટે મારી જીભ કાપી નાખવી. કોહેલાં ઈંડાંના મારને "સંગસાર" કહે છે, પણ એ સજાથી મને જેવી જોઇયે તેવી અસર થનાર નથી એમ સમજીને સર્વ દરબારીઓએ મારી જીભ કાપી લેવાનીજ સલાહ આપી અને તે મુજબ અમલ કરવા માટેની પાદશાહે સર્વ તૈયારીઓ કરાવી.

ગામના એક કિસ્બી હજામને તેનાં હથિયારો ઘસાવીને તૈયાર કીધો, અને દસ મજબૂત માણસો પાસે મારા મુસ્કા બંધાવી આંખે પાટા બંધાવ્યા, અને પછી મારૂં ડાચું ઉંઘડાવીને દાંતોની વચ્ચે બે અણીનો એક ખિલો ખોસ્યો એવી મતલબથી કે હું ડાચું વકાસેલું બંધ કરી શકુંજ નહી. આવી મારા ઉપર આફ્રત વરસતી હતી તે છતાં મેં ફ્રરિયાદનો એક શબ્દ કહ્યો

નહી કે રડવાનું એક આંજુ ખેરવ્યું નહી. એતેફાક એવો બન્યો કે તેજ દિવસ મારા બેટાઓ ઉપરની પેલી ડાકણની જાદુઈ અસરનો છેલ્લોજ હતો, અને તેજ દિવસે જાદુઈનાં છ વરસો પુરાં થયાં હતાં. હું તેઓનાં છ પેરાહનો તૈયાર કરી રહ્યો હતો અને મારીજોડેજ લાવેલો પણ હતો.

હવે જ્યારે મારા ઉપર ઉપરમુજબની મુસીબત ગુજરતી હતી તેજ વેળા મેં મોટાં પક્ષીઓ પાંખ ફફડાવતાં આકાશ ઉપરથી આવતાં હોય એવો આવાજ સાંભળ્યો. મને ખબર ન હતી કે આ પેલાં રાજહંસો હતાં, કેમકે મારી આંખે પાટા હતા. મને વળી એમબી ખબર ન હતી કે આજે જાદુઇ તુટવાનો છેલ્લોજ દિવસ હતો. તોપણ મને ગોયા અલ્લાહતાલા તરફથી બશારત થઈ હોય તેમ મારાં શરીરમાં રૂસ્તમ પેહલવાનનું જોર એકદમ આવ્યું અને મારે હાથે બાંધેલા બંધ મેં એક જબરૂં જોર કરીને તોડી નાખ્યા અને પછી મારી આંખે પાંધેલા પાટા છોડી નાંખી પેલા રાજહંસોને જોયાં. તેઓ મારી ઉપર ગુજરતા ગજબથી દિલગીર થઈ ઉંચાં ઉડયાં કરતાં હતાં, પણ મને હવે છુટો થયલો જોઈ તેઓ નિચે આવ્યાં, અને મેં એકેક ઉપર એકેક પેરાહન નાખ્યું, જે તેમની પાંખોને લાગતાંજ તે પાંખો ઉખડી ગઈ, તેમનાં પક્ષીનાં શરીરો નાપેદા થઈ ગયાં અને તેઓ ખરા શાહજાદાઓ જેવા થઈ ગયા.

જેવાં તેઓએ ઇનસાનનાં રૂપ ધારણ કીધાં તેવાજ અમો સઘળા એક બીજાને ભેટી પડયા, અને અરસપરસ ખુશી જાહેર કરવા લાગ્યા. આ વિશેની પાદશાહને ખબર મળતાંજ તે આ નવાઇ જેવો બનાવ શો છે તે જોવા અને જાણવા દોડતો

અમારી આગળ આવ્યો, અને મારા ઉપરના સર્વ જુલમાત છતાં મેં તેની આગળ સર્વ હકીકત માંડીને કહી, જે સાંભળીને પાદશાહ તેમજ સર્વ દરબારીઓ ઘણાજ અચરત થયા અને તેઓએ મને એક પાદશાહજાદો જાણતાંજ કુર્નેસ બજાવી વાજતે ગાજતે ભારી ધામધુમ સાથ મારા સસરાનાં શેહેરમાં મોકલી આપ્યો, જ્યાં મારી હકદાર રાણી મોતને બિછાને પડેલી હતી અને સઘળો કારભાર પેલી ડાકણી રાણી ચલાવતી હતી, કેમકે મારો સસરો તે જૈફ પાદશાહ મરણ પામ્યો હતો.

અમારા સહી સલામત આવી પુગ્યાથી મારી રાણી હુશિયાર થઈ અને થોડા દિવસમાં પાછી તનદરોસ્ત થઈ.

પેલી ડાકણને મેં તેને ફેજે પહોંચાડી હોત, પણ એક ચોકસ સબબને થકી મેં તેને ત્રાંબાના કિલ્લામાં કેદ કીધી છે. હું તમને કહેતાં ભૂલી ગયો કે મારા સર્વથી નાના શાહજાદાનાં પેરાહનની એક બાંહે મારા ઉપર આફ્રત ગુજરવાને લીધે તૈયાર થઈ શકી ન હતી, માટે તેના એક હાથને બદલે પક્ષીની પાંખજ રહી ગઈ છે. હવે પેલી ડાકણને જ્યારે મેં જીવતી બાળી મુકવા ફરમાવ્યું ત્યારે તેણીએ આ પાંખને બદલે પાછો હાથ બનાવી આપવાની શરતે જીવતદાન માંગ્યું. મેં તેમ કરવાને કબૂલ કીધું ત્યારે તે બોલી કે મુંબઇમાં એક કાબેલ હકીમ છે તેની પાસે એક ચોકસ ઝાડનાં દુધમાંથી બનાવેલો મલમ છે. તે જો પેલી પાંખ ઉપર ચોપડવામાં આવે તો પાંખ બદલાઇને હાથ બની જાય. આ મલમ લેવા હું મુંબઈ આવ્યો હતો અને તે લઇને પાછો મારે વતન જાઉં છું."

આમ કહીને છાંટુખાંએ પોતાના થેલામાંથી એક કાળી ઠીકડાં જેવી દબી કહાડી, જેમાં સફેદ દુધ જેવો મલમ જોઈ સઘળાઓ અચરત થયા અને તેની દાસ્તાનમાટે "શાબાશ–શાબાશ" બોલવા લાગ્યા.

***

## પૈસાને પરણનાર.

વરને વેચાતો લેનાર બાઈ—જેહાંદારશાહ, તમને ખબર કે? બાવાની બધી દોલત ઓરીએન્ટલમાં ઘસડાઇ ગઈ, ને પાસે તો કંઈ રહ્યું નથી. હવે શું કરશું?

વેચાવા નીકળેલા ભાઇ—નહીં, નહીં, તમારા બાવાએ બધું ખોહ્યું નથી. તમે તો છેઓજની? હવે તમારી ઉપરથી હું હાથ ઉઠાઉંછ એટલે દીકરીનો ખજાનો તો તેવણ કને રહી શકશે કની?

* * * *

## કુત્રો કે કુત્રી?

એક દિને એક બાઈ પોતાના હાથમાં નાનું ખુબસુર્ત કુત્રું લઇને રેલવેની ગાડીમાં દાખલ થતી હતી એટલાંમાં ગાર્ડે આવીને તેને કાયદો સમજાવ્યો કે ઉતારૂઓની ગાડીમાં કુત્રા નહીં જોઇયે.

બાઈ—ખરી વાત. મને ખબર છે. પણ આ કંઈ કુત્રો નથી, એતો કુત્રી છે.

* * * *

## ખરી પરીક્ષા તે એનું નામ!

એક ઇંગ્રેજીની શાળામાં પરીક્ષકે છોકરાઓને કેટલાક સ-

વાલો લખાવી જવાબ માંગ્યા, જેમાં એક યુરોપીયન છોકરાએ નિચે મુજબના ઉત્તરો લખ્યા હતાઃ—

સવાલ—કવિ હોમર વિષે તમે શું જાણો છો?

જવાબ—કવિ હોમર વિષે હું ઘણું જાણતો નથી; પણ એટલું ખરૂં કે તેનાં નામથી જે કવિતાઓ જાણીતી છે તે તેની પોતાની જોડેલી નથી પણ તેનાંજ નામના કોઈ બીજાજ ધણીએ તે જોડેલી છે.

સવાલ—હીરૉડનો દીકરો કોણ હતો?

જવાબ—હીરૉડોટસ.

સવાલ—ચોમાસું ('મૉન્સુન') એટલે શું?

જવાબ—'મૉન્સુન' એ એક જાતની લુ છે, જે ચંદ્ર ('મૂન') ને લીધે લાગેછે.

સવાલ—નિચલી લીટીઓનું 'પેરાફ્રેજ.' કરોઃ—

" The canker nips the infants of the spring
Too oft before buttons be disclosed."

જવાબ—એટલે જે—

"Wickedness frequently enters into the heart of a child before he is oldenough to wear buttons."

* * * *

## "મને જન્મદેશનિકાળ કહાડો!"

મધરાજ ખાતેની સેશન કોર્ટમાં એક જણને માથે ચોરીનો વાંક પુરવાર થયો અને જડજે તેને છ વરસનાં સખ્ત કેદખાનાંની સજા ફરમાવી. ચોર પોલિસને સારી પેઠે જાણીતો હતો,

અને અનેક વાર તેણે કેદખાનાંની ભેટ લીધી હતી, માટેજ તેને ઉપલી મોટી સજા મળી હતી. પણ એ સજા બંધવાને પોતાને થોડી લાગી. તેણે જડજને અરજ કીધી કે—

"સાહેબ, મારે કંઈ કહેવું છે."

"શું છે રે?"

"મને છ ને બદલે સાત વરસ કરી આપો કે મધરાજ ખાતે રહેવાને બદલે હું દેશનિકાળ થાઉં."

"ના ના, તારી કરણીનાં ફળ તું ત્યાંજ ચાખ."

"અરે માબાપ, સરકારનાં રાજમાં ઇમાનદારીથી તેમજ વળી ચોરી કરી જીંદગી ગુજારવાની મેં ઘણીબી તજવીજ કીધી, પણ તે બંનેમાં હું નિષ્ફળ થયો છું. હવે તો હું ફાંસી ખાઇને મરીશ."

"ના ના, એમ કરીશ નહીં. તું ઇમાનદારીથી જીંદગી ગુજારવાની તજવીજ કર."

'તમે છોડી મેલો તો હવેથી તેમજ કરવાની કબૂલાત આપું!"

* * * *

## ફાંસીને દિને જલેબી.

મી૦ ફિટજ-હર્બર્ટ ડૉ૦ જૉન્સનનો મિત્ર થાય. તેને 'મફીન કેક' બહુ ભાવે. પણ કેક તેને હજમ થાય નહીં. માખણ લગાડેલાં કેક ખાય કે કમબખ્તી જાગે. પેટમાં કુરકુરી ચાલે ને બીચારાને માહુ માહુ કરે. હવે કેક તો ભાવે, પણ તે ખાવાની વૈદે મનાઈ કીધી. ત્યારે શું જીવવાને હંડસેલો પડેલો કે કેક નહીં ખાવાં ને રીબ્યા કરવું?

ફિટજ-હર્બર્ટને જીંદગી આકારી પડી. તેણે આપઘાતનો ઠરાવ

કીધો ને તે આગમજ ત્રણ કેક ખાઈ લીધાં. કેક બહુ અછી રીતે બનાવેલાં, ને માખણુથી સારીપેઠે લગાડેલું. જ્યાં જીવજ આપવો ત્યાં હવે બદહજમીની દરકાર કેવી? ભાઇએ તો એ રીતે ત્રણ કેક ખાધાં—વધારે ખાધાં હોત તો તેને કોણ પુછવાનું હતું?—અને પછી પીસ્તોલ ભરી ભેજું કહાડી નાંખ્યું!

* * * *

## ફિલસુફી ગાળ.

'ચેલસીના ફિલસુફ' ને નામે પ્રખ્યાત મી૦ કાર્લાઇલે વર્દી આપવા છતાં એક છત્રીવાળાએ તેને માટે વાયદાસર છત્રી મોકલાવી નહીં, જે ઉપરથી તેનાં ફિલસુફી મગજમાંથી નિચલા સખુનો નિકળ્યા:—

"પેલો નાપાક છત્રી વેચનાર! શું તે શેતાનજાદા નાપેકાર છત્રીવાળાએ હજી છત્રી મોકળી નથી? તેની આ ચાલને માટે કોઈ તે કમબખ્ત મુજી બચ્ચાને ત્રણવાર ટેમ્સ નદીમાં બોળી નહીં કહાડે?"

* * * *

## તબીબી ટુચકા.

ડૉક્ટર બેલીની રોકાણ ભારી હતી. ૨૪ માંથી ૧૭ કલાક તે ઘરાકોમાં ફરતો અને દવાદારૂમાં ગુજારતો. એક દિને એક સ્ત્રીને જોવા ગયો. બાઇને કંઈ હતુંજ નહીં. જેવાં જોઇએ તેવાં. રાત્રે તો કેથાં નાટકમાં જવાનાં! વૈદરાજને બીજાં ઘણાં લફડાં તપાસવાનાં, માટે આ કાળાંમાયથી જેમ તેમ છુટી દાદર ઉતરી ચાલ્યો. પણ તુરત તેને પાછો બોલાવવામાં આવ્યો. ડૉક્ટરનો

મિજાજ ગયો પણ બાઈ મોટાં માણસ પડ્યાં એટલે પાછું જ-વાવિના ચાલે નહીં.

"કેમ, બાઈ?"

"મકુંજે ડૉકટર, નાટકમાંથી પાછી ફરીને થોડીક કાળુ ખાઉં તો કંઈ નહીં કે?"

"હા રે જી, કાળુ શું પણ તેનાં કોતલાંબી ખાશો તો તમને કંઈ થવાનું નથી!"

* * * *

## સાચા સવાલના રમુજી જવાબ.

સવાલ—છાપખાનુ એટલે શું?

જવાબ—એક મોટો રાક્ષસ કે જે કદી ઉંધાતો નથી.

સ૦—વર્તમાન પત્ર એટલે શું?

જ૦—બોલતું કાગજ.

સ૦—ડહાપણ તે શું?

જ૦—કેળવાયલી પકાઈ અને ખંધાઈ.

સ૦—માણુસની જીંદગીનું વર્ણન આપો.

જ૦—જવાનીમાં માણસ ભૂલ ચૂક કરે છે; મોટપણે પેટ ભરવાની ફિકરમાં ફાંફાં મારે છે; ઘડપણમાં આગળાં કામો માટે પસ્તાય છે.

સ૦—વાંદરો કોને કહીયે?

જ૦—પૂછડીસાથનો નાનો છોકરો.

સ૦—પંખો તે શું?

જ૦—ગર્મી પખોડી નાંખવાની એક ચીજ.

સ૦—ધૂળ તે શું?

જ૦—કાદવમાંથી પાણી કહાડી નાંખ્યા પછી રહેલી વસ્તુ.

સ૦—સ્વલ્પ વિરામ કેવી હોય?

જ૦—પુછડી સાથનું ટુકડું.

સ૦—જોખમદારી સમજવામાટે એક દાખલો આપો.

જ૦—ધારો કે મારાં પાટલુનનાં બેજ બટન છે, અને તેમાંનું એક તુટી ગયું છે, ત્યારે હવે બાકી રહેલાં એકને માથે આખાં પાટલુનની જોખમદારી આવી પડે.

સ૦—જુરી તે શું?

જ૦—બે લડનારાઓમાં કોણે ખંધો અને હુશીયાર વકીલ રોક્યોછે તે શોધી કહાડવામાટે મુકરર કીધેલા ધણીઓની ટોળી.

સ૦—વાણિયો કોને કહીયે?

જ૦—એક વેપારી, જે ઇશ્વિરને યાદ કરતો જાય અને ખોટાં કાતલાં રાખે.

સ૦—શેત્રંજની રમત કેવી?

જ૦—સખ્ત મજુરીનું દયાળુ સ્વરૂપ.

સ૦—ફરવા જવાની લાકડીનો અર્થ શો?

જ૦—એક ઘરડા માણસનો ટેકો, પણ જવાન માણસની નબળાઈ.

સ૦—છત્રી કોને કહીયે?

જ૦—સારી તેમજ માઠી રૂતુમાં એક સરખો ઉપયોગી મિત્ર.

સ૦—ચશ્મા તે શું?

જ૦—બીજી આંખો.

સ૦—ખુબસુર્તી કોને કહેશો?

જ૦—થોડો વખ્ત ચાલે એવી જોહાકી.

સ૦—પ્યાર એટલે શું?

જ૦—એક સ્ત્રીનાં ચાનાં પ્યાલાં માંની ખાંડ.

* * * *

## ધારાની બારીકી.

* ૧ *

એક જણનાં બારણાં આગળ કંઈ ગડબડ સંભળાયાથી તેણે બારી વાટે જોયું અને પોતાની સ્ત્રીને બોલાવી. બંનેની ખાતરી થઇ કે તેમનાં ઘરમાં કોઈ હરામખોર ચોરી કરવા આવેછે. તેઓએ તેને પકડી લેવાની મતલબથી બારણાંની ખીલી ઉઘાડી પોતે છુપાઈ રહ્યાં.

પેલો હરામખોર બારણાં ઉઘાડી દાખલ થયો કે તેને તુરત પકડી લીધો. પોલિસે તેને ઇનસાફની અદાલતમાં ઉભો કીધો, પણ જડજે ચુકવ્યું કે માત્ર અડગરો ઉઘાડીને કોઈના ઘરમાં દાખલ થવું તે કંઈ ઘર ફાડવાનો વાંક ગણાય નહીં. પેલો હરામખોર છટકી ગયો.

* ૨ *

જડજ—ત્યારે શું તું એમ કહે છે કે આ મરઘી ચોરવાના વાંકથી તું તદન બેગુનાહ છે?

બંધવો—હા સાહેબ, હું તે સાબેત કરીશ.

જડજ—કેવી રીતે?

બંધવો—સાહેબની આગળ ખોટી વાત બોલાય નહીં અને

હું બેગુનાહ છું તે મારે દેખાડી આપવું જોઇયે, માટે હું આપ સાહેબની ખાતરી કરી આપવા માંગું છું કે જે દિને આ મરઘી ચોરવાનો વાંક મારી ઉપર મેલાયો તેજ દિને હું બીજાં કામમાં રોકાયલો હતો.

જડજ— શા કામમાં?

બંધવો—સાહેબ, તેજ રાત્રે મેં મારા પડોશીનાં બે બતક ચોર્યાં હતાં. અને આ ફરીયાદ કરનાર ધણીતો અમારા ગામથી પાંચ કોશ દૂર વસે છે, ત્યારે તેની મરઘી હું ક્યાંથી ચોરૂં?

જડજ—વાતતો ખરી. છોડી મુકો બંધવાને, એ તો નિર્દોષ છે.

* * * *

## જમાને રૂસ્તમ.

અદી અદગરો વેલાતવાળા મોટા બોજા એક તડાકામાં ઉપાડનાર સેમ્સનની વાતો વાંચીને ઘણોજ અજબ થાય. એક દિને રેલવે ત્રેનમાં તેણે એક યુરોપિયન આગળ એ વાત છેડી.

"એમાં નવાઇ શી? હું એકલો આખી રેલવે ત્રેન ઉભી રાખી શકું," પેલા યુરોપિયને ઉત્તર દીધો.

"તમે? ત્યારે તમે આ જમાનાના રૂસ્તમ પેહલવાન હોશો," અદગરાએ અચરતી બતાવી.

"નહી, નહી—હું તો એન્જીન ડ્રાઇવર છું."

* * * *

# બારા કોશકા માંડવઃ
## યાને
## શીરે પહોરની તોપના હવાઈ તડાકા.

### * બાબ ૫ *
### ખણે તે પડે.

છાંટુખાંની વાર્તા પુરી થઈ રહીકે ગપીલાલ જેઓ અત્યારસુધી અઢેલીને દાસ્તાન સાંભળ્યા કરતા હતા તેઓ એક ખંખાર મારી, તથા તપખીરનો જબરો સુહરાકો લઈ બેઠા થયા, અને આ રીતે બોલ્યા—

"ભાઇઓ, તમે બે ચરિત્રો સાંભળ્યાં, હવે ત્રીજુંબી સાંભળીને પછી મને કહેજો કે સરસ કયું છે. તમારો સેવક ગરીબ માણસનો દીકરો તો ખરો, પણ જન્મ્યો ત્યારથીજ કાણા જોષીએ પ્રશ્ન માંડીને કહેલું કે બાળક છે જાતવાન, માટે એ કોઈ કાળેબી રાજાનો જમાઈ થવાનો ને ગાદીપર બેસવાનો. આ ભવિષવાણી સાંભળીને મારાં માતપિતા બહુ રાજી થયાં અને આડોશી પાડોશીને આ ખબર કહી તેઓબી બહુ ખુશી બતાવવા લાગ્યાં

એમ કરતાં એક દિને અમારાં ગામનો રાજા છુપેવેશે ફરતો ફરતો અમારા મોહોલ્લામાં આવી લાગ્યો, જેને કાને મારાં ભવિષની વાત આવી તે સાંભળી લઇને તે બહુજ દુખી થયો, કેમકે મારા જેવો એક વણિકનો દીકરો રાજ કન્યા જોડે પરણી ગાદી ઉપર બેસે એ તેને ભાવ્યું નહીં. તેણે મનમાં મારી ઉપર બહુ ક્રોધ રાખીને મારાં ગરીબ માતપિતા કનેથી મને વેચાતો લેવા

માંગ્યો, પણ હું રાજાનો જમાઈ થઈ ગાદીએ બેસનાર હોવાથી તેઓએ તેમ કરવાની સાફ ના પાડી. તોપણ રાજાએ બહુ આગ્રહ કરવાથી તથા પુષ્કળ નાણું આપવાથી મારાં નાચાર માબાપે એમ સમજીને મને વેચ્યો કે ગમે તે થાઓ પણ હું કોઈ દીને રાજા થયા વિના રહેનાર નથીજ.

હવે પેલા છુપ્યા રાજાએ મને પોતાની જોડે લઈ જઈને પડોશમાં એક નદી હતી તેમાં નાખી દીધો, એવું સમજીને કે હું ડુબી મરી જઈશ એટલે પેલી ભવિષવાણી કદી ખરી પડશે નહીં. પણ મને તો એક ધોબી લુગડાં ધોવા આવ્યો હતો તેણે ઉગાર્યો અને પોતાને પેટે બાળક ન હતાં માટે મને પોતાનાંજ ફરજંદ તરીકે પાળી પોષીને મોટો કીધો.

એમ કરતાં હું જ્યારે ૧૪ વર્ષનો થયો ત્યારે એક દિને અમારો રાજા શીકારે નિકળેલો ભૂલો પડ્યો, અને પેલાજ ધોબીએ તેને પોતાને ઘર આશ્રય આપ્યો. ત્યાં રાજાએ મને જોઈ મનમાં કંઇક વેહેમ પકડી પુછ્યું, જે ઉપરથી ધોબીએ ખરો ખોલાસો કહી દીધો કે "આ કાંઈ મારો પોતાનો દીકરો નથી, પણ નદીમાંથી મને મળ્યો હતો." રાજાએ જોઈ લીધું કે જેને હું ડુબી ગયલો માનતો હતો તે બાળક તો હજી સલામત છે, અને હજી તે રાજપુત્રીને વરવા માટે જીવતો છે. એટલામાટે તેણે પેલા ધોબી કનેથી મને ગુલામ દાખલ વેચાતો લીધો અને એક ચીઠી લખી રાણી તરફ મોકળ્યો, જેમાં તે એવું લખવા કહેતો હતો કે "હું સલામત છું એવી રીતની રાણીને ખબર આપવી જોઇયે," પણ તેણે ચીઠીમાં ખરેખરૂં તો મારૂં કાતળું કહાડવાનું લખી માર્યું હતું.

ધોબીનાં ઘરથી રાજાની હવેલી બહુ દૂર હતી, અને મને રસ્તો ખબર નહીં તેથી હું તો ભૂલો પડ્યો. માર્ગમાં એક જંગલ આવ્યું. તેમાં આઘેથી એક દીવો બળતો જોઇ હું તે તરફ ગયો. એક ઝુપડીનું મેં બારણું ઠોકયું, અને એક સ્ત્રીએ તે ઉઘાડતાંજ હું તો ઝટ મંહી પેસી એક બાંક હતો તે પર સુઇ ગયો, કેમકે હું બહુ થાકી ગયો હતો અને મને બહુ ઉંઘ આવતી હતી. પેલી બાઇએ મને જગાડવા અને ત્યાંથી ચાલી જવા કહ્યું, કેમકે તે ઝુપડી ચોર લોકોની હતી, પણ મેં તેની દરકાર કીધી નહીં. મોડી રાત્રે ચોર લોકો ત્યાં આવ્યા, તેઓના પુછવાથી પેલી બાઇએ મારી સર્વ હકીકત તેમને કહી, કે જેથી મેં તેણીને વાકેફ કીધી હતી અને રાણી પાસે ચીઠી લઈ જાઉં છું એમ પણ કહ્યું હતું.

આ ચીઠીમાં શું લખ્યું છે તે જાણવાની ચોરોના સરદારની ઇચ્છા થઈ, જેમાં હતું કે—"આ ચીઠી લઇને આવનાર છોકરાને એકદમ કતલ કરી તેને દાટી દેવો, ને એવિષે કોઇને જાણ પડવા દેવી નહીં." આવું વાંચીને ચોરોને દયા આવી, અને સરદારે ચીઠી બદલી નાંખી તેમાં એવું લખ્યું કે "આ ચીઠી લાવનારને એકદમ આપણી રાજકન્યા સાથ પરણાવી દેવો." બીજે દિને પેલી બાઇએ મને જમાડીને વિદાય કીધો, અને તેણે બતાવેલી નિશાની મુજબ હું રાણીને જઈ મળ્યો, જેણીએ ચીઠી વાંચીને મને પોતાની પુત્રીસાથ પરણાવી આપ્યો.

હવે ત્રીજે દિને રાજા પાછો મેહલમાં આવ્યો, તેણે આ સર્વ વાતો ઉલટી બનેલી જોઈ બહુ રિશ કીધી અને મને સઘળી બિના પુછી, તથા ચીઠી ફેરફાર કેમ થઈ તે જાણવા

માંગ્યું. મેં ચોરોની ઝુપડીની વાત જાહેર કીધી અને મારૂં નિર્દોષપણું બતાવ્યું. પણ રાજાએ મને પોતાનો જમાઈ કરવાની સાફ ના પાડીને એક શરત કરવા માંગી. તેણે કહ્યું કે "બાણાસુર નામે એક મોટો અસુર મેરૂ પર્વત તરફ વસે છે તેની દહાડીમાંથી ત્રણ સોનાના બાલ લાવે નહીં ત્યાંસુધી હું તને મારી પુત્રી દઉં નહીં." રાજાની મતલબ એવી કે આ યુક્તિથી તેની રાજ કન્યા છુટી થશે અને હું માર્યો જઈશ. મને પણ એમજ લાગ્યું, કેમકે મેરૂ પર્વત ક્યાં છે તથા રાક્ષસના બાલ મારા હાથમાં શી રીતે આવે તે હું સમજી શકયોજ નહીં.

તોપણ પુછતો પુછતો હું આગળ વધ્યો.

* બાબ ૬ *

## ખાડો ખાબુચિયો નડતોજ નથી!

ચાલતાં ચાલતાં હું એક મોટાં શેહરમાં આવી લાગ્યો, જ્યાંના ઠાકોરે મને પુછ્યું કે "તું કોણ છે અને તને શી ખબર છે?" મેં કહ્યું કે "હું મહાન રૂપિ છું અને સર્વ જાણું છું." આ ઉપરથી તેણે મને કહ્યું કે "મારા મહેલ આગળ એક ફુવારામાંથી હમેશાં અમૃત જળ નિકળતું હતું તેને બદલે હાલ કાળું કડવું પાણી નિકળે છે તેનું કારણ શું?" મેં કહ્યું કે "એનો જવાબ હું પાછો ફરીને દઈશ."

આગળ ચાલતાં એક બીજું શેહર આવ્યું ત્યાંના રાજાએ મને ઉપર મુજબજ પુછ્યું કે "મારા બાગમાં એક આંબા ઉપર તરફડાં જેવડી મોટી કેરી આવતી હતી તેને બદલે હાલ તે ઉપરનાં પાદડાં પણ ખડી પડે છે તેનું કારણ શું?" આનો

જવાબ પણ પાછો ફરતી વખ્તે દેવાનું કહી હું આગળ વધ્યો ત્યારે માર્ગમાં એક મોટી નદી આવી. હોડીવાળાને બોલાવી મેં તે નદી પસાર કીધી, ત્યારે, તેણે મને મોટો પંડિત સમજીને પુછ્યું કે "હું આજ વર્ષો થયાં હોડી ફેરવ્યા કરૂં છું ને તેમાંથી મારો છુટકારો થતોજ નથી તેનું કારણ શું?" પાછો ફરતી વેળા જવાબ દેવાની કબૂલાત આપી હું રેતીનાં રણમાં દાખલ થયો, અને પછી મેરૂ પર્વત ઉપર ચહડયો. તે તરફ પરપુછ કરતાં પેલા બાણાસુરની ગુફા મેં શોધી કહાડી અને તેમાં વગર પુછવેજ ઘુસ્યો. અસુર ત્યાં હતો નહીં, પણ તેની રૂપવંતી પત્નિ નિકળી આવી અને મને પુછવા લાગી કે "તું કોણ છે અને શું માંગે છે?" તેણી વિક્રાળ થઇને બોલી, પણ તેની આંખમાં માયા હતી. મેં કહ્યું કે "મને તારા પતિ બાણાસુરની દહાડીના ત્રણ સોનાના વાળ જોઇયે છે; તે જો મળે તો ઠીક છે, નહીં તો મને મારી વરેલી રાજકન્યા મળવાની નથી."

"તેંતો બડી હિમત ચલાવી જણાય છે? પણ ચિંતા નહીં, મને તારાઉપર દયા આવેછે. હું તારૂં કામ બજાવી આપીશ." આમ કહીને તે રૂપસુંદરીએ મને પોતાનાં માથાંની જુ બનાવી બાળમાં જગા કરી આપી પુછ્યું કે "કેમ, આ જગા સારી છેની?"

મેં કહ્યું કે "બહુ સારી છે, પણ રાક્ષસના વાળથીજ મારૂં કામ પાર પડયું એમ નથી. મારે ત્રણ બાબત જાણવી છે," એમ કહી પેલા ઠાકોર, રાજા અને હોડીવાળાના સવાલો કહ્યા.

"આ તો બહુ મુશ્કેલ પ્રશ્નો છે, તોપણ ફિકર નહી કર, હું એનો

જવાબ મેળવી આપીશ." આમ તે બાઈ બોલી એટલાંમાં પેલો અસુર ફુંફ્કારા મારતો આવી ચહડ્યો, કે જે ખોરાક શોધવા જંગલમાં ગયલો હતો. તેને એકદમ મનુષ્યનો સુંઘાર આવ્યો અને પોતાની સ્ત્રીને તે બાબે પુછવા મંડ્યો; પણ તેની પત્નિએ તેને ધમકાવી સ્વાદિષ્ટ પકવાનો અને અમૃત જળ જેવો શરાબ તેની આગળ મુક્યો, જે ખાઈપી કરીને તે તેણીના ખોળામાં મસ્તક મુકી ઉંઘવા મંડ્યો. આ તકનો લાભ લઈ પેલી રૂપાળી સ્ત્રીએ તેની દહાડીના વાળ હોડવાને મસે એક સોનાનો બાલ તોડી કહાડ્યો, જેના ઝટકાથી રાક્ષસ જાગી ઉઠ્યો અને પુછ્યું કે "એ શું કરેછે?"

"એ તો મને વાળ હોડતાં ઉંઘનો ઝોંકો આવ્યો તેમાં એક સ્વપ્નું જોયું તેથી તમારી દહાડીના વાળ ખેંચાઈગયા," પેલીએ સ્ત્રીની બુદ્ધિ વાપરીને ઉત્તર દીધો.

"શું સ્વપ્નું દીઠું તેં?" દૈત્યે પુછ્યું.

"મેં એવું દીઠું કે એક ગામના રાજાના ફુવારામાંથી સદા અમૃત જળ વર્શતું હતું તેને બદલે હાલ કાળું કડવું પાણી નિ-કળે છે. એ કેમ હશે?"

"તારે જાણવું છે?" રાક્ષસે જવાબ દીધો. "એનું કારણ એ કે ફુવારાના પથરમાં એક મોટો દેડકો છે તે જળમાનું અ-મૃત ચુશી લેછે. તેને જો મારે તો જળ મિઠું બને."

આ પછી રાક્ષસે પાછું ઉંઘવા માંડ્યું અને તેનાં નસ્કોરાં બોલતાં સાંભળીને પેલી બાઇએ ફરીને એક સોનાનો વાળ ખેંચી કહાડ્યો, અને બાણાસુરે જાગી ઉઠીને મોટા ગુસ્સાથી કારણ પુછ્યું

ત્યારે તે બોલી કે મેં તો ફરીને એક સ્વપ્નું જોયું હતું. રાક્ષસે તે શું હશે તે જાણવા માંગ્યાથી તેની સ્ત્રીએ કહ્યું કે—

"એક રાજાના બાગમાં એક આંબા ઉપર તરબુજ જેવડી કેરી આવતી હતી તેને બદલે તેનાં પાદડાંબી હાલ રહેતાં નથી, એ શું હશે?"

"તારે જાણવું હોય તો સાંભળ કે તે આબાંનાં થડમાં એક મોટો ઉંદર છે તે મુળિયાં ખાઈ જાયછે. જો તેને મારશે નહીં તો આંબો જલદી મરી જશે." આમ કહી રાક્ષસે ધમકી આપી કે "હવે મને તું ઉંઘમાંથી જગાડીશ તો બે ચાર છાપટ ખેંચી કહાડ્યા વિના રહીશ નહીં."

આમ બોલીને તે પાછો સુતો અને પાછો ઘોરવા મંડ્યો. આ છેલી તક નહીં ચુકવાની મતલબથી પેલી રૂપસુંદરીએ તેની દાઢીનો ત્રીજો વાળ તોડી લીધો, જેના ઝટકાથી તે દૈત્ય એટલો બધો છેડાઈ પડ્યો કે જો તે રૂપાળી અબળાએ તેને બાઝી પડીને પ્યાર કીધો ન હોત તો તે તેણીનાં રૂપેરી બદન ઉપર પોતાના વિક્રાળ હાથના ઝપેટા લગાવ્યા વિના રહેત નહીં.

"મેં પાછુંએ સ્વપ્નું જોયું, અને તે એટલું ભયંકાર હતું કે મને બિક લાગી તેથી ભયથી બચવા મારાથી તમારી દાઢી ઝલાઈ ગઈ," તેણીએ બચાવ કીધો.

"વળી પાછું સ્વપ્નું? તે તે વળી શું છે?"

"તે એમ છે કે એક નદીમાં હોડીવાળો આજ વર્ષો થયાં ઉતારૂઓને એક કાંઠેથી બીજે કાંઠે લઇજાલાવ કરેછે, પણ તે બાપડાનો છુટકો થતોજ નથી. આથી મને ભો લાગ્યો કે એમ કાંય હશે?"

"એમાં વળી ભો શેનો? એ હોડીવાળો તો મૂર્ખ છે. અગર જો કોઇ પણ ઉતારૂને તે પોતાની હલેસાંની કાઠી આપી દેશે તો તે આ વર્ષોની મહેનતમાંથી છુટશે."

આમ બોલીને પેલો સર્વજ્ઞ દૈત્ય પાછો સુતો અને હવે તેને છેડવાની જરૂર રહી ન હતી માટે તેને પેલી રૂપસુંદરીએ જગાડ્યોજ નહીં. બીજે દિને તે પાછો જંગલમાં ગયો એટલે તે બાઇએ મને પોતાના વાળમાંથી કહાડી માણસનું રૂપ પાછું આપ્યું, પેલા ત્રણ સોનાના વાળ આપ્યા, અને પુછ્યું કે "તારા સવાલોના જવાબો તો તેં સાંભળ્યા હશેજ?"

મેં કહ્યું કે "તે મને પકા યાદ છે. હવે હું રજા લઇશ, માતાજી!" આમ બોલી હું તે સુંદર બાઇને પગે પડયો અને બહુ બહુ આભાર માનીને પાછો ફર્યો. નદી આવી તેમાં હોડીવાળાને મેં બોટ ફેરવતો જોયો. તેણે પોતાના સવાલનો જવાબ માંગ્યો. મેં કહ્યું કે "મને પેલે પાર લઇ જા, અને પછી હું તને જવાબ આપીશ." પેલે પાર ઉતર્યા પછી મેં તેને ધીરજ આપી કે "હવે પછી જેબી ઉતારૂ આવે તેના હાથમાં તારે હલેસાંની કાઠી આપી દેવી, એટલે તારૂં દળદર ફિટશે."

હોડીવાળાના આશિષ લઈ રાજાનાં શેહેરમાં આવ્યો, જેને મેં જવાબ દીધો કે "તારા બાગમાંના આંબાનાં થડમાં ઉંદર છે તેને માર એટલે તડબુચ જેવી કેરી પાછી આવશે."

રાજાએ તપાસ કરાવી તો મોટા બિલાડા જેવડો ઉંદર નિકળ્યો ને તેજ ઘડી આંબાઉપર મોહર ફુટા અને જેટલાં વર્ષ કેરી આવી ન હતી તે સઘળાં વર્ષોની કેરી ભેગી આવી. આ

જોઈ રાજાએ મને બે ઉંઠ ઉપર લાધીને ઝવેરાત આપ્યું. પછી આગળ ચાલતાં ઠાકોરનું ગામ આવ્યું, જેને મેં ખોલાસો કીધાથી તેણે ફુવારામાં તપાસ કરાવી તો માંહેથી એક કુકરના જેવડો ફુલેં દેડકો નિકળ્યો. એજ ઘડીએ ફુવારામાંથી અમૃત જળ વર્શવા માંડયું અને તે આગળના કરતાં સ્વાદિષ્ટ હતું. આથી બહુજ પ્રસંન થઇને ઠાકોરે મને બે ખચર ભરીને ખજાનો આપ્યો, જે સર્વે લઇને હું મારે વતન આવ્યો.

મેં આ તમામ ખજાનો મારા સસરાજીની આગળ મુકયો અને પેલા સોનાના વાળ પણ હાજર કીધા. આથી તે બહુજ રાજી થયા, અને મારાં લગ્ન બહુ ધામધુમથી પોતાની રાજપુત્રીસાથે ફરીને કરી આપ્યાં. પણ પેલા ખજાના ઉપરથી તેવોજ બીજો વધારે મેળવવાની તેમની ઇચ્છા થઈ, અને તે કયાં મળશે એમ મારાથી જાણવા માંગ્યું, જે ઉપરથી મેં જોયું કે એણે મને બહુ દુખી કીધો છે માટે તેના ઉપર વેર લેવાની આ ઠીક તક હાથ આવી છે. એમ સમજી મેં તેને પેલા હોડીવાળા પાસે મોકલ્યો, અને હવે તે પાછો ફરનાર નથીજ એમ ખાતરી માની લઈ હું નચિંતે રાજ્ય કરવા લાગ્યો.

પણ હાલ ગાદીનો હકદાર વારસ હું નથી એવી સરકાર ઉપર ફરિયાદ આવી હશે તે ઉપરથી ગવંદર સાહેબ બાહાદુરે મને પુણે બોલાવ્યો હતો ત્યાં તેઓ નામવરની સર્વ વાતે ખાતરી કરીને હું પાછો મારે વતન જાઉં છું.”

***

## ભલાં કામમાં ઢીલ કેવી?

ન્યાયની અદાલતમાં બે માણસો એક ખેતરના કબજા બાબે

લડતાં હતાં. તેઓમાં એક મર્દ અને બીજી ઓરત હતી. બંને જવાન અને વળી કુમારાં હતાં. ઘણા દિવસ કજીયો ચાલ્યા પછી જડજે એક તોર શોધી કહાડ્યો.

જડજ—મને લાગેછ કે આ ખર્ચાળા મુકદમાનું શેવટ ઘણું જલદીથી અને ઘણું ખુશી ભર્યું આવી જશે.

જવાન પુરૂષનો વકીલ—તે કેવી રીતે, નામવર?

જવાન સ્ત્રીનો વકીલ—તમે ફરમાવો તે ખરૂં, સાહેબ.

જડજ—હું જોઉં છું કે વાદી પ્રતિવાદી બંને જુવાન છે. બંને આબરૂદાર દેખાવનાં અને સારાં ખાનદાનનાં છે. બંનેની તકરાર ખરી છે, કેમકે બેઉનો દાવો એકસરખો વાજબી છે. હવે કજીયાને શેવટ સુધી લંબાવ્યાથી ખેતરની કીમત જેટલો ખર્ચ થઈ રહેવાનો એ મારી ખાતરી છે. માટે બેહતર ઇલાજ એ છે કે બંનેએ એકબીજા સાથ નેકા કરવા, કેમકે બેઉ પોતાની સાક્ષી મુજબ કુમારાં છે. કેમ, બાઇ, તમે શું કહોછ?

પેલી જવાન બાઈ શરમાઇને નિચું જોવા લાગી.

જવાન મર્દ—નામવર જડજ, તમને ખાનગી જણાઉંછ કે અમે એક બીજા ઉપર ફીદા છીયે, સાહેબ. પણ વાંધો એ છે કે ખેતરની માલેકી કોણની, તે નકી થઈ શકતું નથી.

જડજ—જાઓ, હું ચુકાદો આપું છું કે ખેતરની માલેકી તમો બેઉ જણની એકસરખીજ છે. પણ તમો બેઉ પરણી જાઓ ત્યાંસુધી એજ ચુકાદો કાયદેસર આપવાનું હું મુલતવી રાખીશ.

લગ્ન થયાં અને ખેતર બંનેના હાથમાં આવ્યું.

* * * *

## કપડાંપર નિશાની.

શેઠાણી—અરે જાનકી, તું એક ચાદર રાખી લાવીછ.

ધોભણ—બાઈ, ચાદરને કંઈ નિશાની છે કે?

શેઠાણી—હા, તે દહારે ટેબલ કલાથ નહીં ઉતો તેથી ચાદર પાંથરીતી, ને તે પર બુચાએ એય કીધીતી.

* * * *

## આંધળી મતલબ.

પેશી—મેં બેજીને ખુલ્લું લખ્યું કે તું જે કલબમાં દાખલ થવા માંગેછ તે લુછા ચોત્તાઓની બનેલી છે, માટે તું જો શામેલ થયો તો તુંબી તેવોજ થવાનો.

ખશી—પછી?

પેશી—પછી તો તે કલબને ચકુનમ લાગી તેથી મને તેનો આંનરરી મેંબર બનાવ્યો, ને હું થયો.

ખશી—કોણ? લુછો ચોત્તો કે?

* * * *

## ફિશ્યારીની મોહુકાણ.

ફ્રિસ્યારી બાનુ—મેહરાં, હવે કેમ કરૂં?

મેહરાં—કેમ, શું છે વળી?

ફ્રિસ્યારી બાનુ—અરે કાલે રાતે પાર્ટીમાં ગયલી તાંહાં બાવાના સીનોરના દીકરા સાથ ઓળખાણ થઈ ત્યારે તેણે અંગ્રેજીમાં કંઈ વાત પુછીને મેં તો "એસ-એસ" કર્યાં કીધું. પણ

ફૂલી કેહેછ કે એ તો તેણે મારી સાથ પરણવા માંગ્યું ને મેં તેને હા કહ્યું. હવે કેમ કરૂં?

* * * *

## સાચો જવાબ.

પરિક્ષક—જમાદાર, અગર લડાઇમેં તુમકું પાઉમેં ગોળી લગે તો તુમ ક્યા કરોગે?

જમાદાર—ગબડ જાઉંગા, નામવર!

* * * *

## પોગળ પંચાત.

વકીલ—ગુરૂવારે તમે જંગીખાંને મળવા ગયા હતા કે?

સાક્ષી—હા, ગયો હતો.

વકીલ—તેણે તમને શું કહ્યું?

[ત્યાં સામી પક્ષનો વકીલ સામો થયો અને આ સવાલ પુછવા દેવાની ના પાડી. પણ એ સવાલ પુછવા દેવાની તરફેણમાં પહેલા વકીલે એક કલાક સુધી લંબાણ તકરાર ચલાવી, જેનો બીજાએ તેટલોજ બળતવારીથી ઉત્તર દીધો. બે કલાકની તકરાર પછી જડજે ઉપલો સવાલ પુછવા દેવાની તરફેણમાં લંબાણ ચુકાદો આપ્યો, એટલે પહેલા વકીલે એકદમ ઉઠીને તે સવાલ ફરીથી પુછયો કે—]

વકીલ—ત્યારે તમે કબૂલ કરોછ કે ગુરૂવાર અને તા. ૧૩ મા ને દિને તમે સરદાર જંગીખાનને ઘર મળવા ગયા હતા. ખરૂં કે?

સાક્ષી—હાજી હા.

વકીલ (ઉલટથી ખંખારીને)—હવે મને વાજબી અને સાચું

કહેજો—જો, જો, તમે સોગંદ પર છો તે ભૂલતા ના—મને ખરે-ખરૂં કહેજો અને તેની વિગતવાર કહેજો કે સરદાર જંગીખાંને ઘર તમે ગુરૂવારે મળવા ગયા ત્યારે ત્યાં તમને શી શી વાતો થઇ?

જડજ—પહેલાં એકજ સવાલ પુછો.—(સાક્ષીને) તેણે તમને શું કહ્યું?

સાક્ષી—કંઈજ કહ્યું નહીં, નામવર.

વકીલ (ચિરડાઇને)—હે? જુઠું બોલોછ કે? કહી દો કે તેણે તમને શું કહ્યું?

સાક્ષી—કંઇજ નહીં.

વકીલ—તમે જુઠું બોલોછો.

સાક્ષી—મને જુઠો કહેનારજ લબાડ છે.

વકીલ (ખુબ ખિજવાઇને)—આ સાક્ષી કોર્ટને ઠગવા માંગેછ, પણ હું તેને ફાવવા દેનાર નથી. બોલ, જંગીખાને તને શું કહ્યું?

સાક્ષી—હું જવાબ આપી ચુકોછ.

વકીલ (જડજને)—નામદાર કોર્ટે આ સાક્ષીને મારા સવાલનો જવાબ આપવાની ફરજ પાડવી જોઇયે.

જડજ—જંગીખાન સાથ તમારી મુલાકાત થઇ હતી કે?

સાક્ષી—નહીં નામવર, તેવણ ઘરમાં હતાજ નહીં એટલે મને મલ્યાજ નહીં!

* * * *

## ખરો સુખી.

"બજલુ જેવો સુખી માણસ બીજો કોઈ નહીં હં. એને માથે કરજની એક પાઈ નથી."

"એમ કેમ વારૂ?"

"કેમકે કોઈ એને ધીરતુંજ નથી."

* * * *

## કાળું મેંઢું.

બેહરામજી બેહલીગુર્દા શેઠ નવલશાહ હીરજીનાં ઘરમાં કેથા પેધા પડ્યા અને તેવણની બેટી ગુલેગુલાબ ઉપર મોહીત થયા. તેણીને વાસ્તે દર અઠવાડિયે આજ કાલ વધી પડેલી નવી નવી વાર્તાની કે નાટકની ચોપડીઓ લઈ આવે, અને તેમ કરીને કોઈબી રીતે ગુલેગોલાબને પોતાના સપાટામાં લેવા માંગે.

નવલશાહ શેઠનું ફર્જંદ એ એકજ. શેઠ પાસે દોલત જબરી. વારસો મોટો મળવાની આશા, તેથી બેહલીગુર્દાજી શેઠના વહાલા થવાનેબી કંઈ બાકી રાખે નહીં. પણ હજી બીચારી નિર્દોષ ગુલને બેહેલીભાઈની તાલમેલની ખબર પડે નહીં.

એક દિને ગુલેગુલાબ પોતાની બીજી બહેનપણીઓ જોડે ફરવા ગયલી હતી તેવેળા બેહલીગુર્દાજી તેણીને માટે તુરતનીજ બહાર પડેલી એક વાર્તાની ચોપડી લઈ આવ્યા અને ટેબલપર મુકી ગયા. એ દિને સાંજે નવલશાહ શેઠ કંઈ કામસર ગુલના ઓરડામાં આવ્યા અને પેલી ચોપડી જોઈ. ઉપર તલેથી પાનાં ફેરવીને જોતાં તેવણને જણાયું કે દરેક પાનાંમાં કોઇએ

બ્લુ સુખડપેનથી કોઈકોઈ અક્ષરો ઉપર નિશાન કીધેલી હતી. એમ કાંય અને કોણે કીધું હશે તેની નવલશાહને સમજ પડી નહીં, કેમકે હું, અને, મને, મારી, મોહબત, વગેરે છુટા છુટા શબ્દો ઉપર દરેક પાને નિશાન કીધેલી હતી. થોડોવાર વિચાર કરતાં શેઠને કંઈએક વેહેમ પડ્યો અને તેવણે બેઠાં બેઠાં દરેક પાનાંમાંની નિશાનવાળા શબ્દોને એકઠા કરી વાંચવા માંડ્યું. આ ઉપરથી તો તેવણની નજર આગળ એક ભયંકાર વાત જાહેર થઈ, કેમકે શબ્દોની ગોઠવણી કરતાં નવલશાહની નજરે આ મુજબનો વાક્ય પડ્યો:—

"વહાલાં ગુલાબ, ધાંખરો મને કબૂલ રાખશે કે? જો તેમ નહીં થશે તો પછી કંઈ છુપી તદબીર કરવી પડશે. તારો જવાબ ચોપડીનાં બીજાં પ્રકરણમાં જણાવજે."

નવલશાહે જોયું કે કામ બેહેકે છે ખરૂં, માટે આ પિડાને ટુંકેથીજ પટાવવી જોઇયે. ઉપલું લખાણ ચોપડીનાં એકજ પ્રકરણમાં કીધેલું હતું. માટે બીજાં પ્રકરણમાંના જુદાજુદા શબ્દોઉપર તેવણે નિશાની કરીને ગુલ તરફનો જવાબ હોય તેમ ચોપડી કાગળમાં વિંટાળી માણસને આપી બેહેરામજી બેહલીગુર્દી ઉપર મોકલી આપી.

હવે બેહલીગુર્દીજી પોતાનાં નવાઈ જેવાં પત્રનો જવાબ આટલો જલદી ફરી વળવાની આશા રાખતા ન હતા. માટે પ્રથમ તો તેવણ એમ સમજ્યા કે ગુલેગુલાબ તેવણની મતલબ સમજી શકીજ નથી. પણ જ્યારે બીજાં પ્રકરણમાં નિશાની-

એ ફીધેલી તેવણે જોઈ ત્યારે બહુ ખુશી થયા અને શબ્દોની મેળવણી કરી નિચલો વાક્ય ઉપજાવી કહાડયો:—

"નિચ માણુસ, ફરીથી મારી સિડીએ પગ મુકશે તો તારૂં "ફીધું તું જાણે. તારા ટાંટિયા ભાગે કે હાડકાં શેકાય કે જેલ-"માં ચાંચડા મારવા પડ તેનો જોખમ તારેજ માથે."

આ વાંચીને બેહલીગુર્દાએ નવલશાહના ઘેરનો રસ્તોજ છોડયો.

*    *    *    *

## જેવા સાથ તેવા.

બેહલાકાકા—જાંહાંગીર શેઠ, કંઈ ખટાવોની. જે જોઇયે તે આપણી દુકાને છે. વેલાતી બૂટ, ઇંગ્રેજી વાઇન, ડગલા પાટ-લુન,—શું જોઇયેછ?

જાંહાંગીર જાંગલો—બા મને તો જે જોઇયેછ તે હું તો મું-બઇથી મંગાઉંછ. ત્યાંથી ચોખો સોજો માલ આવેછ. પણ વારૂ, બેહલાકાકા, કાલે મારૂં ભાપણ સાંભળવા આવશો કે?

બેહલાકાકા—ના રે બાપા! અમે તો જ્યારે ભાષણ જોઇયે ત્યારે મુંબઇથી મંગાવીયેછ. ત્યાંથી ચોખાં ને સોજાં મલેછ.

*    *    *    *

# બારા કોશકા માંડવઃ

યાને

## શીરે પહોરની તોપના હવાઈ તડાકા.

* બાબ ૭ *

### બાપ બડા કે બેટા?

ગપીલાલ ઉપર વિટેલી કહાણી અલબત સઘળા મિત્રોને ઘણી ગમી, પણ જુહાભાઈ પાર્સીએ કહ્યું કે "આ બધી વાતોમાં નહીં બને એવા ગપાટા ઘણા નજર આવેછે, પણ મારી જુવાનીના વખતમાં મેં જે જે કીધું છે તે જ્યારે તમે સાંભળશો ત્યારે તમે જોશો કે તેમાં જુઠું કંઈ નહીં પણ બધું સાચુંજ બનેલું છે." સઘળા મિત્રોએ જુઠાભાઇની સાચી વાત સાંભળવાની ખુશી જણાવી, પણ તે આગમજ એક પટલા, સરકોટિયાં જેવા અને વળી કદે ઠિંગણા ધણીએ ડોકું ઉચકી કહ્યું કે—

"ભાઇઓ, મારી વાત સોંભળશો? મેં તમારી સોંભળી, હવે અમદાએદ બહુ પાસે આવી લાગ્યું છે, માટે મારી હકીકત સોંભળી લ્યો, પછી જુહાભાઇની સાચી વાતથી તમારાં મનને ગમત આપજો."

આમ કહીને પેલાં અમદાવાદીએ પોતાના મિત્રોની સંમતિ જાણ્યાવિનાજ પોતાની વાત ચાલુ કીધીઃ—

"ભાઇઓ, મારૂં નામ થુંરામ છે. જાતે દરજી છું, બાપે દાદે એજ ધંધો કરતા આવેલા, પણ આજે તો રાજા છું રાજા! વર્ષ પાંચેક પર એક દિને મારી દુકાનપર બેઠો બેઠો શીવતો હતો

એટલાંમાં મસ્કતી ખજુર વેચાવા આવ્યો તેપર શોખ ઘણોજ માટે એક પાઈ ખર્ચીને તે લીધો. ખજુર તો ગોળજેવો પીળો, એટલે તે જોતાંજ આંખ ઠરી ગઈ ને જીવ ધરાઈ ગયો, માટે તે ખાવા ગમ્યો નહીં. બે ટાંકા મારૂં કે ખજુર જોઉં ને મનમાં મગ્ન થાઉં. એમ કરતાં વેળા નિકળી ગઈ, ને જોઉં છું તો ખજુર ઉપર માખીઓનું ટોળું ભણ ભણ કરેછે. હાથમાં હતો લુગડાંનો કકડો તે વડે માર્યો એક ઝટકો એટલે ઝટ સાત માખી ભું કરતી પડી હેઠી.

મારી અજાયબીનો પાર રહ્યો નહીં. એક ઝટકે સાત! "કોણે તમને નોત્રી હતી?" આમ ઠપકો દઈ મેં એક ગળપટો શીવી કહાડ્યો, અને તે ઉપર આમ અક્ષરો શીવ્યા કે "**એક ઝટકે સાત**!" પછી તે ગળપટો ગળે બાંધી હું આખાં ગામમાં ફરવા નિકળ્યો, કેમકે આવું કાર્ય કાંઈ સૌકોઇથી થતું નથી. જે જુએ તે વિસ્મય પામે અને બંદાની પિઠ ઠોકે. આથી મારા ગર્વનો પાર રહ્યો નહીં. હું તો નિકળ્યો શેહર બહાર. આખી પૃથ્વિ ઉપર મારાં બળની વાત જાહેર કરવાનો નિશ્ચય કરી સાથે લીધા મોટા પેંડા અને મારો માનીતો પોપટ, અને પછી ચાલ્યો આગળ. પેલા નાના ગળપટાને બદલે મેં તો પહેર્યો એક મોટો પટો ખાંધેથી કમર સુધી, ને તે ઉપર મોટા અક્ષરે લખ્યું "એક ઝટકે સાત!" આ જોઈ સર્વ કોઈ મારાથી ધ્રુજવા લાગ્યાં.

એમ કરતાં જઈ ચઢયો એક પર્વત ઉપર, જ્યાં જોઉં છું તો બેઠેલો હતો એક દૈત્ય. હું ગયો તેની પાસે અને કીધી સલામ. પુછયું કે "કેમ છો, મહારાજ? એકલાજ છો કે શું? ચાલો વિશ્વમાં ફરવા નિકળીયે જોડે."

પણ મારા આ શબ્દોથી તો પેલા રાક્ષસને લાગ્યું માઠું. તે કહે—"નિચ! તુચ્છ! તું નાનકડું માનવી, મને પોતાનો જોડિયો ગણેછ શું?"

"જોડિયો?" મેં ઝટ મારો પટો બતાવી ઉત્તર દીધો. "આ વાંચો, શું લખ્યું છે?"

પેલા રાક્ષસે વાંચ્યું કે "એક ઝટકે સાત!" તે મનથી સમજ્યો કે સાત માણસને મેં એક ઝટકે ઠાર કીધાં હશે. તે મારા તરફ જોઈ લગાર વિસ્મય પામ્યો. તેનાં મનમાં એમ પણ ખરૂં કે ગામના રાજા તરફથી આ પટો મને ઇનામમાં મળ્યો હશે. તોપણ મારૂં બળ તપાસવા માટે તેણે ત્યાં પડેલો એક પથરો ઉપાડી તેને બંને હાથો વચ્ચે ખુબ દાબી મંહીથી લગાર પાણી કહાડ્યું. તે કહે "તારૂં બળ બતાવ, જોઉં?"

આ ઉપરથી મેં મારા કોથળામાંથી એક મોટો પેંડો કહાડી તેને દાબી મંહીથી દુધ કહાડ્યું. "જો મારૂં બળ! તું પથરમાંથી પાણી કહાડેછે, પણ તે કરતાં ઓછી મહેનતે હું દુધ કહાડું છું! બોલ, હવે આપણ બેમાંથી કોણ સરસ?"

પણ પેલા રાક્ષસથી કંઈ બોલાયું નહીં. તે બહુ અચરત થયો. પછી તેણે એક બીજો પથરો ઉપાડી તેને આકાશમાં એટલો ઉછાળ્યો કે તે ક્યાં ગયો તે થોડી પળસુધી તો જણાયુંજ નહીં. પછી તે આવી રાક્ષસના પગ આગળ પડ્યો, એટલે તે બોલ્યો—"બતાવ તારૂં બળ, જોઉં?"

મેં એકદમ મારા કોથળામાંથી મારા માનીતા પોપટને બંને હાથોમાં છુપાવી હવામાં ઉછાળ્યો એટલે તે ઝટ ઉડીને કોણ

જાણે ક્યાં નિકળી ગયો તે પાછો આવ્યોજ નહીં. "જોયું મારૂં બળ? તારો પથરો તો પાછો આવ્યો, પણ મેં ફેંકેલો પથરો એટલો ઉંચો ગયો છે કે તે કદી પાછો આવે એમ નથી. બોલ, કોણ સરસ?"

હજીબી પેલા દત્યની ખાતરી થઈ નહીં. મારૂં બળ ત્રીજી મરતબે અજમાવી જોવા તે મને એક મોટાં વડનાં ઝાડપાસે લઈ ગયો, જેને થડમાંથી કાપીને ભોંયપર નાખેલું હતું, "આ ઝાડ ઉપાડવામાં મને સાથ થા, જોઉં?" તે બોલ્યો.

"મોટી ખુશી સાથ," મેં કહ્યું. "તું વડો ભાઈ, માટે થડ આગળથી ઉપાડ; પણ મારે મારૂં બળ દેખાડવું છે માટે હું ડાળ પાંખડાં આગળથી ઉપાડું છું, કેજે થડ કરતાં ઝાડનો વધારે ભારી ભાગ છે."

આ રીતે પેલા દૈત્યે ઝાડ થડ આગળથી ઉપાડયું એટલે હું તો ડાળપાંખડાં ઉપાડવાને બદલે તે ઉપર ચહડીજ બેઠો, અને એ રીતે રાક્ષસ આખું ઝાડ મારા સાથે ઉપાડી ચાલ્યો, જેથી તેને બહુ ભાર લાગ્યો અને તેણે ઝાડ નાખી દેવાની મને ચેતવણી આપી. હું તરત ડાળી ઉપરથી એક બાજુએ કુદી પડયો, અને પછી તેને ઠપકો દેવા મંડયો કે "વધારે ભારતો મારા ઉપર પડતો હતો તે છતાં તારાથી આ ઝાડ ઉપાડી શકાયું નહીં?"

વાત કરતાં અમો એક મોટાં ફળનાં ઝાડ આગળ આવ્યા, જેની ડાળી ખેંચીને રાક્ષસે ફળો ખાવા માંડયાં, અને મારા હાથમાં ડાળી આપી મારાથી ખવાય એટલાં ખાવા કહ્યું. મેં તે ડાળી પકડી ખરી, પણ રાક્ષસે તે છોડી દીધી એટલે હું તો

તેના ઉપર ખેંચાઈ ગયો. પછી ધીમેથી પાછો ઉતરી નિચે આવ્યો ત્યારે પેલો કહે—"આટલી નાની ડાંખળી તારાથી ખેંચેલી રાખી શકાઈ નહીં?"

"શું બોલ્યો રે? એક ઝટકે સાત મારૂં છું, સમજ્યો?" મેં છાતી કહાડી ઉત્તર દીધો. "પણ સામેથી પેલા શિકારીઓ ગોળી મારે છે તેમાંની એક મારા પગમાં થઈ પસાર થઈ ગઈ તેટલામાટે હું ઝાડ ઉપર કુદી બેઠો હતો. તું કુદની, જોઉં?"

રાક્ષસ કુદવા ગયો, પણ તે તો ડાળીઓમાં ભેળવાઈ ગયો, એટલે જીત તો પાછી મારીજ થઈ. આથી તે દૈત્યને બહુ માઠું લાગ્યું. તે મને મિત્ર ગણી પોતાને ઘર લઈ ગયો, જ્યાં બીજા બહુ રાક્ષસો હતા. મને ખોરાકની જરૂર ન હતી માટે એક મસ મોટી પથારી બનાવી હતી તે ઉપર હું સુઈ ગયો. પણ તે અતિ મોટી હોવાથી તેના ઉપર વચોવચમાં સુવાને બદલે હું તો એક નાનકડાં ખુણાંમાં જઇને સુતો. મધરાત્રે સઘળું ચુપ ચાપ હતું તે વેળા પેલા મારા હરીફ રાક્ષસે મને ઉંઘી ગયલો જાણી મને ત્યાંજ પોઢાડી દેવાની મતલબથી એક લોઢાંની પરાહીવડે પથારીને ખુબ ઝીખી, અને પછી હું છુંદાઇને મરણ પામ્યો છું એમ સમજી તે ત્યાંથી ચાલી ગયો. મલસ્કે રાક્ષસો ગામને પાદરે જઈ બેઠા, જ્યાં હું પણ મારી કાળી લાકડી લઈ ગયો ત્યારે તેઓ સમજ્યા કે હું છુંદાઇ મુએલો છતાં જીવતો થઈ તેમનો જીવ લેવા આઉં છું. આથી તેઓ ત્યાંથી જીવ લઇને નાઠા, અને હું આગળ ચાલ્યો.

* * * *

## * બાબ ૮ *

## ખોદા મેહરબાન તો ગધા પેહલવાન.

ચાલતાં ચાલતાં બહુ થાકેલો હોવાથી એક રાત્રે એક મોટાં નગરને છેડે આવેલા બાગમાં હું તો ઉંઘી ગયો. સહવારમાં માળીઓ રખવાળો અને બીજાં માણસો આવી મને અચરતીથી જોવા લાગ્યાં, અને મારી ખાંધેનો પટો વાંચી બહુ ગભરાટમાં પડયાં.

"એક ઝટકે સાત? ઓહો, એવા મોટા લડાયક વીરલાનું આપણાં નગરમાં શું કામ? ચાલો ઝટ જઇને રાજાજીને ખબર આપીયે. કેવો બળવાન હશે, હેં?" આમ બોલતાં તેઓ રાજા પાસે ગયાં તે હું ગુપચુપ પડયો પડયો સાંભળતો હતો. રાજાએ તેમની વાત સાંભળી લડાઈ વેળા હું બહુ ઉપયોગી થઇ પડીશ એમ સમજીને મને પોતાની નોકરીમાં રાખવાનું મન કીધું અને એક દરબારીને મોકલી મને પોતાનાં મનની વાત જણાવી. હું કબૂલ થયો અને તેની જોડે રાજાપાસે ગયો અને તેનાં લશ્કરનો સેનાધિપતિ થયો.

હવે રાજાના બીજા સેનાપતિઓ હતા તેમને મારા અધિકારથી બહુ માઠું લાગ્યું. તેઓ મારી સાથ છેડતી શોધી શક્યા નહીં, કેમકે "જે એક ઝટકે સાતને પુરા કરે તે શું નહીં કરી શકે?" એમ તેમને ડર લાગ્યો. પછી તેઓ પોતાના ઓદ્ધા છોડવાનો મનસુબો કરી રાજાકને ગયા. આવા જુના અને અનુભવી તથા વળી વફાદાર અને બહાદુર જોદ્ધાઓને એક અજાણ્યા માણસને લીધે ખોઈ દેવા પડે છે એમ જાણીને રાજાને બહુ દુઃખ લાગ્યું અને મને પોતાની નોકરીમાં રાખવામાટે પસ્તાવો છુટયો.

કંઇખી કરીને મારૂં કાટલું કહાડવાનો તેણે પેલા જોદ્ધાઓ સાથ છુપ્યો મનસુબો કરી મને પોતાની પાસે તેડાવી આજ્ઞા આપી કે હાલ શત્રુઓ ચહડાઇ લાવે એવો સંભવ નથી માટે તારે નગરની પાસેનાં જંગલમાં જઈ ત્યાં બે રાક્ષસો બહુ લૂટ-ફાંટ અને મારફાડ કરેછે તેમની જોડે યુદ્ધ મચાવી તેમને મારવા. વળી રાજાએ મને કહ્યું કે "એ રાક્ષસોની સામે થવાને કોઈની હિંમત ચાલતી નથી. જે જાય તેનો તેઓ જીવ લે છે. માટે તું જો તેમનો પ્રાણ લેશે તો હું તને મારી રાજપુત્રી સાથ પરણાવીશ અને મારૂં અડધું રાજ્ય ઇનામ આપીશ."

રાજાનાં મનમાં તો આ રીતે મારો નાશ કરવાનુંજ હતું, અને હું કદી જમાઈ થઇશ કે મને અડધું રાજ્ય આપવું પડશે એવું તો તેને સ્વપ્ને પણ ન હતું. હવે આપણે તો પેલાં જંગલમાં જવાને તૈયાર થયા. મારી જોડે રાજાએ ૧૦૦ ઘોડેસ્વારોની ફોજ આપી હતી તેમને હું જંગલને સિમાડે રાખી એકલોજ આગળ ધસ્યો. આસપાસ ખોળ કરતાં કેટલીક મહેનત પછી મેં પેલા બંને દૈત્યોને એક મસ મોટાં ઝાડ નીચે સૂતેલા દીઠા. હું ગુપચુપ તે ઝાડઉપર કેટલાક પથરા જોડે લઈ ચહડી ગયો અને રાક્ષસોને માથે જઈ બેસી ત્યાંથી એકની છાતીઉપર એક પછી એક પેલા પથરા ધમ ધમ ફેંકવા માંડ્યા.

તે રાક્ષસ એટલી ભર ઉંઘમાં હતો કે પ્રથમ તો તેને કંઈ લાગ્યું નહીં, પણ પછી ચોંકીને તે પોતાના સોહબતીને ગળે પડ્યો. "તું કેમ મારા ઉપર પથરા ફેંકે છે?" તેણે ગુસ્સો કીધો.

"સ્વપ્નું દેખેછે કે શું? હું તો મારે ઉંઘમાં છું," બીજાએ

બચાવ કીધો; અને પછી બંને પાછા ઉંઘી ગયા. થોડી વારમાં બીજા રાક્ષસ ઉપર મેં પથરા ફેંકવા માંડ્યા, જે ઉપરથી બંને વચ્ચે તકરાર ઉઠી અને તેઓ લડ્યા. થાકી ગયા ત્યાંસુધી લડીને તેઓ પાછા ઉંઘી ગયા.

હવે મેં સર્વથી મોટો પથરો હતો તે પહેલા દૈત્યની છાતી ઉપર એટલા જોરથી માર્યો કે તે ચોંકીને ઉઠી ઉભો થયો અને બહુ રિશે ભરાઈ પોતાના સોહબતીની છાતી ઉપર ચહડી બેસી તેને ઠોકવા મંડ્યો. આ ઉપરથી બંને વચ્ચે જબરી લડાઈ ચાલી. લડાઈ એવી ચાલી કે તેઓએ ઝાડો ઉખેડી કહાડી તેવડે એકેકને જખમો કીધાં, અને તે સર્વનું શેવટ એ આવ્યું કે બંને રાક્ષસો સખ્ત ઘાયલ થઇ મરણ પામ્યા.

આમ જોઈ હું ધીમેથી ઝાડ ઉપરથી ઉતરી પડ્યો, અને મારી તરવાર વડે તેમને બે ચાર જખમો કરી તેને લોહીથી ખરડીને પછી હું જંગલને છેડે રાખેલી ફોજ તરફ દોડી ગયો, અને મારી બહાદુરીની વાતોથી સર્વને આંધળા બનાવી દીધા. પણ ફોજના સરદારોએ એ વાત માની નહીં. તેઓ જાતે તપાસ કરવા જંગલમાં ગયા, અને પોતાની ખાતરી થયા પછી સર્વ વાતોથી રાજાને જાણીતો કીધો.

હવે મેં મારાં ઇનામની માંગણી કીધી, ત્યારે રાજાને પોતાની શરત માટે બહુ પસ્તાવો થયો. તે કહે—"તારે હજી એક કામ બજાવવું જોઇયે. આ નગરની બીજી બાજુનાં રણમાં એક જંગલી ગેંડો વસેછે, જે મારી પ્રજાને બહુ ત્રાસ આપેછે, માટે એ પ્રાણીને તારે જીવતું પકડી આણવું—મરણ પામેલું ચાલશે નહીં—

કેમકે મારે પ્રજાનાં લોકને દેખાડવું છે કે એ ખૂની પ્રાણી ખરેખર પકડાયું છે. કેમ, આ કામ બનશે કે?"

મેં કહ્યું— "રાજાજી, એક ઝટકે સાત મારનારને બે રાક્ષસોનો ભય ન હતો; હવે આતો એકજ પ્રાણી છે તો તે મારા હાથમાંથી કેમ બચશે?"

આમ કહી હું એક મજબૂત દોરડું જોડે લઈ જંગલમાં ચાલ્યો, અને મારા એકશો સોહબતીઓને સિમાડે રાખ્યા. બહુ આગળ ગયો નહીં એટલામાં એક વિકાળ પ્રાણી દોડતું મારા ઉપર ધસી આવ્યું. તેના ડોળામાં કપટ હતું. તેને માથાંમાં એકજ શિંગડું હતું અને તે વડે મને વિંધી નાખવા માંગતું હોય તેમ તે મારાઉપર ચહડી આવ્યું.

"ધીરૂં થા, બાપુ, ધીર ખાંચ;" આમ બોલીને હું એક ઝાડની ઓથે જઈ ઉભો, એટલે તે પ્રાણીએ આવી ઝાડમાં એટલાં તો જોશથી શિંગડું માર્યું કે તે આબાદ તેમાં એક ખિલા પેઠે પેશી ગયું. આ રીતે તે પ્રાણીને પોતાનીજ મેળે ઝલાઈ ગયલું જોઈ મેં તેનાં ગળાંમાં દોરડું બાંધ્યું અને તેને પકડેલું રાખીને પછી મારીકને કર્વત હતી તેવડે પેલું શિંગડું થડમાંથી વહેરી નાખ્યું. શિંગડું ગયાથી તે પ્રાણીનું તમામ બળ જતું રહ્યું અને તે એક ગાયની માફક મારી જોડે ચાલી આવ્યું, એટલે મેં જઈ રાજાજી આગળ તેને હાજર કીધું. પછી પેલું શિંગડું જે મેં ઝાડમાંથી ખેંચી કહાડયું હતું તે નજર કીધું.

મારી બાધુરીની આ સર્વ વાતો નગરમાં પ્રસરી ગઈ, તોપણ રાજાએ હજી મને ઇનામ આપ્યું નહીં. તેણે એક ત્રીજું

કામ મને એ સોપ્યું કે ઉપલાંજ જંગલમાં એક જંગલી ડુકર બહુ ત્રાસ આપે છે માટે તેને પણ મારે શિકારીઓની મદદથી પકડી આણવો. મેં આ આજ્ઞા ખુશીથી કબૂલ રાખી પણ સાથે ભપકી આપી કે "એ કામ પાર પાડયા પછીબી રાજ-કન્યા અને અરધાં રાજ્યનું ઇનામ મને નહીં મળશે તો હું એક ઝટકે સાતને હિસાબે આખાં નગરને ઉથળપાથળ કરી મૂકીશ." રાજા કબૂલ થયો, અને જ્યારે મેં પેલા તિક્ષ્ણ શિં-ગડાંવાળા ડુકરને એક ઉંડા ખાડામાં ફસાવી કેદ પકડયો અને પેલા શિકારીઓને બોલાવી તેને રાજા આગળ રજુ કીધો ત્યારે રાજાને પોતાની કબૂલાત પાળવાની ફરજ પડી.

મોટી ધામધુમથી મારાં રાજપુત્રી જોડે લગ્ન થયાં અને મને અડધું રાજ્ય મળ્યું. પણ જાત તેવી ભાત. રાત્રે ઉંઘમાં મારાથી દરજીનાં ધંધાની વાતો થતી સાંભળીને મારી રાણીએ પિતાજી આગળ વાત કીધી અને હું કોણ છું તે વાત પ્રસિદ્ધ થઈ ગઇ. રાજાએ બેટીને આજ્ઞા આપી કે "રાત્રે તારે સયન ગૃહના દરવાજા અળગા રાખવા, એટલે તારો પતિ ઉંઘમાં હશે તે વેળા મારાં માણસો આવી તેને ઉપાડી નદીમાં નાખી આવશે ને તું આ દરજી પતિથી મુક્ત થઇશ, તથા મારૂં અડધું રાજ્ય મને પાછું મળશે."

હવે આ એકસંપની વાત એક વિશ્વાસુ દાસથી મારે કાને આવી, એટલે મધરાત્રે ઉંઘમાં હોઉં તેમ હું બોલ્યો કે—"મારી રાણીનાં પતિવ્રત બાબે મને શક છે. બારણાં આગળ છુપાયલાં રાજાનાં માણસો મારા હાથ ઉપર જીવતાં રહે તે બા-

બેવી મને શક છે. મને ઉપાડતાંજ તેમને સર્પ દંખશે અને તેઓ મરી જશે. મારી રાણી જો મને તજશે તો તે એક નીચ દેડના હાથમાં જશે."

આ સખુનો મને ઉંઘમાં ઓચરતો સાંભળી રાણી તો ચૂપ થઈ ગઈ, અને રાજાનાં પેલાં માણસો જીવ લઇને નાઠાં. પણ રાજા વળી ફરીથી એવો કોઈ દગો નહીં કરે તેમાટે નામદાર સરકારના કાનપર વાત નાખવા મહાબળેશ્વર ખાતે હું ગયો હતો ત્યાંથી આ ચાલ્યો આઉં છું."

શુંરામની આ કહાણી સર્વે મિત્રોને બહુ પસંદ આવી, અને તેમાં કાંઇ પણ ગપાટાનો સમાસ નથી એમ ગપીલાલને પણ કબૂલ કરવાની ફરજ પડી. પછી ચારે રાજાઓ પોતપોતાને સ્વદેશ જઇ રાજ્ય કરવા લાગ્યા, અને આજે પણ તેઓ ત્યાં રાજ્ય ચલાવે છે.

*

* ખાધું પીધું ને *

* મોજ કીધી *

*

## નિર્દોષ કે દોષિત?

એક સિપાહીની તેના ભાઇબંધનો દારૂ પી જવામાટે તપાસ ચાલી. લશ્કરી કોર્ટ બેઠી, અને સઘળી સાક્ષી પુરી થયા બાદ બંધવાનો બચાવ કરવાની વારી આવી. તેણે આ મુજબ ખોલાસો કીધોઃ—

બંધવો—કોર્ટના ગ્રહસ્થો, તમે મારો બચાવ ધ્યાનથી સાંભળશો, સાંભળીને વિચાર કરશો, વિચાર કરીને મને બિનતક-

સીરવાર ઠરાવશો, તો હું ખચિત માનીશ કે તમે વાજબી ઇ-નસાફ કીધો છે. જુઓ સાહેબો, વાત એમ બની કે મારા ભાઇબંધની બાટલીમાંનો દારૂ વાસી થઈ જતો મેં જોયો. વળી મેં જોયું કે તેની બાટલી પણ દિનપરદિન ઘરડી થતી જતી હતી. મને લાગ્યું કે હવે તે બીચારી છેક ઘસાઈ ગઈ છે માટે તેમાં આંધળું પડશે અને માંહેનો શરાબ ગળી જઈ તદ્દન ખલાસ થઈ જશે. આમ જો થયું તો પછી તે પી જવાનું તોમત મારે માથેજ આવવાનું, એમ ભય રાખીને મેં એક યુક્તિ રચી, એવી કે જેથી નહીં દારૂ પી જવાનો શક મારે માથે આવે કે નહીં બાટલીમાંથી દારૂ ગળી જાય. તે યુક્તિ એ કે મેં મારી અધુરી થયેલી બાટલીમાં મારા મિત્રની બાટલી ખાલી કીધી, એવી મતલબથી કે તે જે દહાડે તે માંગે તે દહાડે તેને પાછો હવાલે કરી દેઉં. પણ શેતાન ચોઘડચું એવું બન્યું કે બાટલીમાંનો મારો હિસ્સેનો દારૂ જેમ જેમ હું પીતો ગયો તેમ તેમ મારા ભાઇબંધનો દારૂપણ થોડો થોડો ખપતો ગયો, કેમકે તે કમ્બખત તો કેથો મારા દારૂની તળે નહીં જતાં ઉપરનો ઉપર રહ્યો હતો. હવે હું તો આ પરાયો દારૂ નહીંજ પીવાનું ગમે એટલું મન મારૂં, પણ તે તો કહે જે હું તો આવ્યાવિના રહુંજ નહીં! એમ કરતાં તે સઘળો દારૂ એક બે વખ્તમાંજ સાફ થઈ ગયો, જેમાં મારો ગુનાહ કંઇજ નથી, તે છતાં જેમ ભલું કરવા જતાં ઘણી વાર ભુડું થાયછે તેમ મારા બાબમાં બન્યું છે. હવે મને નિર્દોષ ઠરાવવાનું તમારા હાથમાં છે."

આ વાસ્તવિક બચાવ છતાં કોર્ટે તે બિચારાને નાહક ચોર ગણીને સંજા ફરમાવી!

## કાગનો વાઘ.

દીન્યારજી દરવેશનાં દીનબાઈ લાડકાંજ ઘણાં. જાતે પૈસાદાર બાપનાં દીકરી, ને ધણીબી માલેતુજ્જાર જોઇયે તેવા. ખુબસુરત ઘણાંજ, પણ મિઠાં મિષ્ટાનોની જોડે તપખીરે દાંતણ કરવાની આદત પડેલી તેથી પાંત્રીશ વરસની ભરજુવાનીમાંજ દાંત બધા પડી ગયા. ધણીએ તરત ડાકટર દાદાજીને તેડાવી એકદમ ખોટા દાંત મુકાવ્યા, કેજે આબાદ ખરા જેવાજ લાગ્યા.

એક દિને એમ બન્યું કે દીનબાઇએ ટેબલપર આ ખોટા દાંતની દાઢ મુકેલી તેની સાથે રમતાં રમતાં બુચા બેહેરામશાહજીએ તે રમકડાંને ખુર્સીપર લઇ જઈ મુક્યું. હવે દીનબાઈ ચા પીવા આજ ખુર્સી ઉપર બેઠાં ત્યારે તેવણના ભારથી દાઢ કચડાઈ તથા તેવણને ખુંચી. તપાસ કરતાં જ્યારે કારણ જણાયું ત્યારે દીનબાઇજી મોટો કલ્લો પાડી ચિસ મુકવા લાગાં ને બોલ્યાં કે "કોઈ આવો રે! ઓ માય, હવે શું કરૂં!"

તરત આયાઓ, ઇરાની ચાકરડીઓ, મસાલ ને હમાલ, કાસમ ને બેહેરામ, ઘોડાવાળા ને ગાડીવાળા—ટુકમાં નોકર નફરોનું મોટું ટોળું દોડી આવ્યું.

"શું છે બાઈ સાહેબ, શું છે તે અમને કહો, અમારો જીવ આપશું. કહો તો શેઠજીને બોલાવી લાવીયે?" તેઓએ છેક વાંકા વળી નમસ્કાર કરીને પુછ્યું.

"અરે જુઓ રે કોઈ," બાઇજીએ પેલા નાપાક દાંતની ભાંગેલી દાઢ દેખાડીને રડતે સાદે કહ્યું, "મારા દાંતે મનેજ કરડી!"

"તે કેમ, બાઇજી સાહેબ?"

"દાંતપર મારાથી બેસાઈ જવાયું ને તે મને બુચ્યા રે!"

ચાકરિયાઓ બધા એકેકનું મહોડું જોઈ વિચારમાં પડ્યા કે હવે આ આફતમાંથી બાઇને કેમ છોડવવાં?

* * * *

## અક્કલનો દુશ્મન.

એક ધણીની બહેને એક બાળકને જન્મ આપ્યો હશે તે વિશેની ખબર પોતાના એક ભેશી ઉપર લખતાં તેણે જણાવ્યું કે—

"પણ મારી બહેને છોકરો જણ્યો છે કે છોકરી તે વિશેની મને ખબર નથી, માટે હું જાણતો નથી કે હું તે બાળકનો કાકો થાઉં કે ફુઈ?"

* * * *

## જાની મિત્ર તે એ!

એક ખાધરો ઘણોજ ચક્રમ. એકવેળા મનમાં આવ્યો ફાંટો કે દોસ્ત મારા કોણ કોણ છે તેની લઉં પરીક્ષા. બાજી માંડી એવી કે મારે જીવતાં જીવત જવું મરી, ને બોલાવવા સર્વને પાયદસ્તે; પછી જોઇયે આવે છે કોણ કોણ? પડ્યો માંદો, ખબર ફેલાવી સઘળે, પણ હુકમ આપ્યો માણસોને કે કોઇને શેઠના પલંગ આગળ આવવા ન દે.

પંદર દિવસ આ ઢોંગ ચાલ્યા બાદ ચક્રમદાસે પોતાનાં મોતનાં તેડાં ફેરવ્યાં. દોસ્ત આશ્નાઓ ઉપર સદાનના સમાચાર મોકલ્યા, અને જાહેર કીધું કે પાયદસ્ત બીજે દિને પાછળા પહોરે બરાબર ચાર કલાકે નિકળશે. હવે એ વખ્ત હતો જમ-

વાનો તેથી હાજર થયા થોડાજ મિત્રો. તે તે ખરા જાની મિત્રા, કેમકે ભોજણુ મુકી તેઓ આવેલા. તે બાપડા ચક્રમ કાકાનાં મોત માટે દિલગીર થતા બેઠા. બારણા આગળ લાશ લઈ જવાની ગાડી, કાળુ કફન ઓરડામાં, અને બીજી સર્વ સામગ્રી તૈયાર. મિત્રો સઘળા તમામ શુદ્ધ કાળા લેબાસમાંજ.

અર્ધો કલાક તેઓ ગંભિર ગમગીનીમાં બેઠા નહીં એટલાંમાં નોકરે આવી ખબર આપી કે—

"ગ્રહસ્થો, ભોજણુ તૈયાર છે."

મિત્રો વિચારમાં પડ્યા. મોતને વખ્તે જમવા ખાવાનું કેવું હોય? કોઈ ઉઠ્યું નહીં. ચાકર ઉભોજ રહ્યો, ત્યારે એક મિત્ર લગાર ગુસ્સો કરી બોલી ઉઠ્યો કે—

"અમો કાંઈ મોતનાં મકાનમાં જમવા આવ્યા નથી. શું હ્યાં જમવાને થકી અમો અમારૂં ભોજણુ છોડી આવ્યા છીયે કે?"

"મુરબી, તકસીર માફ કરો," પેલા નોકરે બેઉ હાથ જોડી નમીને કહ્યું, "પણુ શેઠ ફરમાવી ગયા છે કે પાયદસ્તનો વખ્ત જમવાખાવાનો હોયતો સર્વને જમાડ્યાવિના પાયદસ્ત કહાડવી નહીં."

ઘણો આગ્રહ કીધો ત્યારે સઘળા ઉઠ્યા અને જમવાના ઓરડામાં ગયા. હ્યાં તેઓએ શું જેયું? ટેબલની બીણી ઉપર કોઈજ નહીં પણુ તેમનો મરનાર મિત્ર પોતેજ બિરાજેલો હતો! કેટલાકો બિધા કે રખેને ભૂત હોય. પણુ ચક્રમજીએ ઉઠી તેમને સલામ તથા શેકહેંડ કરી તથા યોગ્ય આવકાર દઈ સર્વ વાતોથી વાકેફ કીધા, અને પછી સઘળા મિત્રોએ એવો હાથ માર્યો કે

મોડી રાતસુધી ખાન પાન અને ગાન તાન ઉપરથી કોઇને ઉઠવા ગમ્યુંજ નહીં.

ચક્રમજી—જેમનું ખરૂં નામ ચ્રિનાડ ડિ લા રોનિયે છે— તેવણના ખરા મિત્રો એટલાજ હતા એમ તેમણે હવે ચોકસ જીવતાં જીવત જાણી લીધું.

* * * *

## "રૂપિયાનો પાવલો ને મારવાડીનો દિવાળો."

બેહલાચુકાના બગલાજી પારકે પૈસે દિવાળી કરવામાં બહાદુર! સાહુકારૂં કરે ધુમ, પછી ખાઈ પીને મજાહ કરે. રડનાર ને કુટનાર કોઇ નહીં, એટલે બાવા નાહે ને તાપે. મારવાડીઓમાં બેહલાજીને દોસ્તીજ ઘણી. સૌ ઓળખે ને સૌના માનીતા, કેમજે બાપ મુએ બમણા લખી આપેલા. દરરોજ દોસ્તોની પાર્ટીઓ થાય, ને મધરાત સુધી ધુમચકરી ચાલે તેથી ભડભાડુતોબી કંટાળે. પણ તેઓને ત્યાંબી બતકની ડિશો ને એકેક ફુટના પાઈ ભેટ સોગાદ થાય એટલે અંનનો માર્યો નિચું જુએ તેમ કોઈ બેહલાજી વિષે બુરૂં તો બોલેજ નહીં.

એક દીને ગોમા મારવાડીને ખબર થઈ કે બેહલાજી તો તદન લુખા ને નાગા છે. પાસે તો ફુટી બદામ નથી. બાપતો બેહસ્તમાં છે, ને ઘર તો ભાડેનું છે. છ મહિને ભાડું છુટેછ, ને તેબી છપણ ઉઘરાણી પછી. આથી ગોમાનો કંટાળો ચાલુ થયો. એક વેળા બપોરે બેહેલા બગલાજી મિત્રો જોડે જમવા બેઠા છે. ટેબલ તો મિઠાઈ મેવાથી, દારૂ ને શરબતથી, ગોશ્ત અને મરઘીથી, માછલી અને પાઇથી છક છક થઈ છે. સઘળા "રોશન" છે. એવામાં ગોમાજીનાં પગળાં સંભળાયાં. "આવો આવો"

કરી જરા દૂરથી ખુર્સી આપી તેવણુને બેસાડ્યા. "શું કામ ફેરો ખાધો" કરી પુછ્યું ત્યારે—

ગોમાજી—બગલાજી, કેમ પુછોસો? હવે નાણું કે દી તોલશો?

બગલાજી—અરે, ગોમા તુંને શું વાત કેહું? હું તો તારૂં દોકડે પાયકે ચુકવવાને તૈયાર છું, પણ હવે એક મારી હુંડી સિકારતીજ નથી ને? હું તો સટામાં તદન ધલાઈ ગીયોછ, ગોમા. શું કરૂં?

ગોમાજી—હોવે હોવે. મને ખબર સે બધીયે. ધલાઈ ગયા સો ત્યારે આ તાણે મિષ્ટાન ને મરઘી ને બતક મછી ખાવાનું ક્યાંથી મળેસે? તેના પૈસા ક્યાંથી આવતા હશે?

બગલાજી—અફસોસ, તારૂં તો ભેજાુંજ ગીયુંછ, ગોમા. ભલાં માણુસ, હવે મારી પાસે ફુટી બદામ રહી નથી તેથી મેં નોકર નફરોને રજા આપીછ, ને ચાકર કોઇ નથી તેથી મરઘાં બતકાંને દાણો પાણી આપનાર કોઈ રહ્યું નથી. તેથી હવે એજ ખોરાક ખાઇને જીવવું પડેછ. શું કરૂં? તું કંઇ ઇલાજ બતાવની? વારૂ જરા છાંટો બાંટો લેશે?

આમ કહીને બેહલાજીના મિત્રોમાંથી કોઇ દારૂ, કોઈ ગોસ્ત, કોઈ માછલી વગેરે લઈ તેની આસપાસ ફરી વળ્યા, જેમના સપાટામાંથી તે બાપડો નાક ઢાંકતો મોટી મુશ્કેલીએ છટકી ગયો!

* *

* * *

* * * **શેવટ.** * * *

* * *

* *

# એદલજી બ્રધરસ.

## વિલાયતી તથા પેટંટ દવાઓની મોટી દુકાન.

જુમા મસજીદની સાંમએ બજારનાં મુખડા ઉપર મુબઈ.

**ઘણીજ** અગત્યની પેટંટ દવાઓ તથા ઘરગતુ નુસકાઓ હમોએ મોટો ખરચ કરીને વીલાયતનાં વખણાયલા રસાયણ શાસ્ત્રીઓ પાસે બનાવી મંગાવીઆં છે અને હમારા ઘરાકોને ફક્ત એકજ વખત અજમાસ લેવાની એલતેમાશ કરીએ છીએ.

**શીકારીનું બેસ્ત પેલ ન્યુફાઉન્ડલંડ કોડલીવર ઓઇલ**

કીં૦ ૦॥= તથા રૂ. ૧।

ન્યુફાઉન્ડલેંડનાં કોસ્તા ઉપર પકડેલા કોડનાં લીવરમાંથી આએ એક ખાસ બનાવતથી બનાવવામાં આવ્યું છે. અને ઘણુંજ જલદીથી જરપત થઈ શકે એવી ખુબીઓ એમાં સમાયલી છે. વિલાયતનાં પ્રખ્યાતી પામેલા દાકતરો શીકારીના કોડલીવર ઓઇલને ખઈ અને ક્ષય રોગ ઉપર ઘણુંજ અગત્યનું ધારે છે.

**શીકારીનું ફોસફેરાઇઝડ કોડલીવર ઓઇલ.** કીં૦ રૂ. ૧।

જેઓને કોડલીવર ઓઇલ દાકતરોએ ફરમાવ્યું હોય તેઓને આએ ઘણુંજ ગુણકારક થઈ પડેછે. વિધ્યાર્થીઓ અને બીજાઓ જેઓને પોતાનાં ભેજાં કસવા પડે છે, તેઓને ઘણુંજ લાભ કારક થઈ પડેછે.

**શીકારીનું કોડલીવર ઓઇલ ઇમલસન વીથ હાઇપો-ફોસફાઇત ઓફ લાઇમ.** કીંમત. રૂ. ૧।

આની બનાવત એવી કરવામાં આવીછે જે એનાં અસલી ગુણો અંદર રહેતાંજ એ સવાદ વગરનું બનાવ્યું છે જેથી કરીને નબલીમાં નબલી હોજરીને પણ અનુસરતું થઇ પડે છે. સ્ત્રી જાતને તથા બચાઓને ઘણુંજ ઉપયોગી છે.

**શીકારીનું લાઇમ જુશ અને ગલીસરીન.** કીં૦ ૦ાા= તથા ૦ાાા=
ચુનાનાં સઘલા શીતલ અને સાફ્ કરનારા ગુણોસાથે ગલીસરીનની અરોગ્યતા સંરક્ષણ સબંધી અસરો એ મધે સમાયલી છે.

**શીકારીનું મીલક ઓફ રોઝીઝ.** કીંમત ૦ાા= તથા રૂ. ૧ા
આએ ચેહેરાને ખુબસુરત તથા સફાઇ ભરેલો કરવાનો અંગરાગ છે. મોંઢા તથા હાથ ઉપરનાં દાઘ કાઢી નાંખવામાં અકશીર છે. ખીલ તથા તડકાંમાં પડેલા કાલા દાઘો ઝાલ તથા રતાશને નરમ પાડેછે. ચાંમડીને નરમ તથા સુંવાલી કરેછે. અને મખમલનાં જેવી સફાઇ આપેછે.

**શીકારીનું દાક્તર લોકોકનું લોશન.** કીં. રૂ. ૧ા તથા રૂ. ૧ાાા
ખુલાં તડકામાં રેહેવાથી ચાંમડીનો જે બીગાડ થાયછે, તે આએ લગાડવાથી મતી જાયછે. અને ખરબચડી ચાંમડી બદલાઇને સુંવાલી થાયછે.

**શીકારીનું કોલેરીકે એનતીડાત.** કીંમત ૦ાા તથા રૂ. ૧ા
દુષ્ટ કોલેરાના રોગનો આએ એક અકશીર ઇલાજ છે. દરદ મતી જાયછે. અને જુલાબ થતા અતકેછે. અને અંગમાં પ્રેવશ થયલા ઝેહેરને દુર કરીને બદનની અંદર પાછુ સાફ લોહીનું ફરવું શરૂ કરેછે.

**શીકારીનાં એસ્ત્રીનજન્ત તુથપાઉદર.** કીં. ૦ાા તથા ૦ાાા
એક વિલાયતવાળા જાણીતા દંતવૈદ્યની ફારમ્યુલા મુજબ આએ પાઉડર બનાવવામાં આવ્યો છે. આપણા મોંઢામાંનાં પારાને મજબુત તથા તનદુરસ્ત બનાવેછે.

**શીકારીનાં કેમ્ફોરેતેડ તુથપાઉડર.** કીં. ૦ા= તથા ૦ાા
દરરોજનાં વપરાસ માટે એની બરોબરીઓ કોઇ નથી. એમાં દાંતને મોતી જેવા સફેદ બનાવવાનો ગુણ સમાયલો છે.

**શીકારીનાં વનદરફુલ દેપીલેતરી.** કીં. રૂ. ૧ા

નકામા બાલ કાઢી નાંખેછે. અને એવીજ જાતની બીજાઓની બનાવતથી જ્યારે ચાંમડી ઉપર કાલા દાઘો પડેછે તેમ થતું નથી. એટલુંજ નહીં પણ ચાંમડી ઉપર અગન પણ બરતી નથી.

એ વિગેરે ઘણીક જાતની દવા હમોએ ખાશ વિલાયતથી બનાવી મંગાવી છે. જેથી હમારી દુકાનની એકજ વખત ભેટ લેવાની હમો એલતેમાશ કરીએ છીએ.

**એદલજી બ્રધરસ.**

# ડો. બે. મોતીવાલાની

## સસતી, અચૂક, લોકપ્રિય પ્રસિદ્ધ ઘરગુતી દવા.

**હરસ ઉપર ભુકી**—એ ભુકી ત્રણ ચાર દીવસ લીધાથી ગમે એવી લાંબી મુદતની હરસ મટી જાયછે. પછી તે લોહીયાર હોય કે મસાવાલી હોય. હરસ સાથે જે કબજ્યાટ હોયછે તે તથા વાયુ તથા કમરનો દુખાવો પણ મટી જાયછે. બીજી લગાડવાની અથવા ખાવાની દવા મૂકી દેઈ તથા હરસ કઢાવવાનું માંડીવાલી ફક્ત એજ દવા ચાર પાંચ દીવસ લઈ જોવી કીમત શીશી ૧ નો રૂ. ॥·

**રેચક એટલે જાહાડા લાવવાનો પાક**--એ પાક જો બરાબર વજનમાં લીધો હોય તો શાફ જાહાડા થાયછે. અને એ પાક નાહના બાળકથી મોટા માણસ સુધાં તથા હમેલવાલી સ્ત્રીઓને તેમજ બીન કવતીવાલા ધણીઓને પણ વગર ધાસ્તીથી અપાઈ શકાય છે. એ લીધાથી શરીરમાંની દુરગંધી તથા કચરા દુર થવાથી શરીર સાફ લાગેછે અને નબળાઇ બીલકુલ જણાતી નથી. ભારે ખાનું ખાધા પછી રાતના સુતી વખતે તથા તાવની શરૂઆતમાં એ પાકનો એક ભાગ લીધાથી ઘણું ઠીક પડે છે. દાબડી ૧ ના રૂ. ॥=

**પલમોનીક પાઉડર**—ખહીના પેહેલા અથવા બીજા દરજ્જામાં તથા છાતી ઉપરથી લોહી પડતું હોય તે ઉપર, જુની, પુરાની ખાંશી અથવા દમ કે હાફ્રણ ઉમર, જુની તાપ સાથની ખાંશી ઉપર, ફેફ્સાના સોજા, ખહીના મરડા અથવા સંગરણી ઉપર, ધાતુશ્રાવ અથવા નિદ્રાશ્રાવ ઉપર એક ઘણોજ સરસ ઇલાજ છે. એ ગુરદાના સોજા ઉપર એક કીમતી દવા છે.

દાબડી ૧ નો રૂ. ॥૰

**ગરીબ માણસનો સાથી**—ચામડીના સોજા તથા રતાસ ઉપર, બલીજવા અથવા દાઝી જવાં ઉપર, તેમજ જખમ, ઘા, ધાવનામાં ચીરા પડ્યા હોય તે ઉપર તથા સરવે જાતનાં જખમો, દાઝી જવાથી અથવા હથ્યારથી થયા હોય તે ઉપર એક અતી કીમતી તથા ભરોસા ભરેલો ઇલાજ છે. દાબડી ૧ ના રૂ. ।=

**મોતીવાલાની ઉપલી**—દાવાઓ માટે પુષ્કળ યુરોપીયન તથા દેશી ગૃહસ્થો તથા વેપારીઓ, સીવીલ તથા મીલીટરી આફીસરો તેમજ જાણીતા તથા નામાંકીત ડાકટરોએ હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાંથી શરટીફીકીટો મોકલી આપીછે. જે શાહેબોને સરટીફીકેટ સાથનું હેંડબીલ જોઇતું હોય તેઓએ શા. બે. મોતીવાલાને મુંબઇના કોટમાં ફ્રીયર રોડ ઉપર લખવું.

# માજુની દુકાન.

## પકા ઘડીઆલ, રૂપીઆ ૭ાા.

બચ્ચાંઓની ગાડીઓની કીંમત રૂ. ૧૬.



બકરાં જોડવાની ગાડીઓ.

## બાનુઓને વાસ્તે પોલકાનું કપડું તરેહવાર જાતનું રૂ. ૦ા૰ થી તે રૂ. ૦ાાા૰ સુધી વાર.

મુંબઇ તથા દેશાવરોમાં બચ્ચાંઓની ગાડીનો ખપ દરરોજ વધતો જાયછે, તેથી હમોએ વેલાત ખાતે એક આબરૂદાર પેહેડી સાથે હમણાજ ખાશ બંદોબસત કરીઓ છે. જેથી મુંબઈ સારૂં જાત જાતની અને તરેહવાર બચ્ચાંઓની ગાડીઓ હીંદુસથાનની હવાને માફક આવે એવી રીતે ખાશ બનાવીને હમારાં મેહેરબાન ગરાહકોને જયારે જોઈએ ત્યારે હમારી દુકાનેથી મલી આવે એવી ગોઠવણ કીધી છે. ભાવ એવા રાખેલા છે કે ગાડીઓની મજબુતી, ખુબસુરતી અને ઊંચા સામાન સાથે સરખાવતાં એ ભાવે બીજે ઠેકાણે એવી ગાડી મલી શકવાની નથી.

ઉપલી ગાડીઓ વતરોગે હમારી દુકાને તરેહવાર જાતની મીલીનરી, બચ્ચાંઓને તથા બાનુઓને પેહેરવા લાયક બુટ, શુઝ તથા પોલકાઓને સારૂ મખમલ, મુબારકબાદીના ભેટ આપવા લાએક કારડો, આલબમ, બચ્ચાંઓને રમવાનાં રમકડાંમાં ઘોડાઓ, નવી નવાઇના સંચાનાં રમકડાં, તરેહવાર જાતનાં ડાલ, ગાડીમાં મુકવાની કુશનો, તરેહવાર પરફીયુમરી વગેરે શરવે શોભાયમાંન સામાન મલી આવશે. એક વખત નજરે જોયાથી સામાની ખાતરી થશે. દેશાવરવાલા સાહેબો લખશે તે મુજબ વરદી માલ મોકલી દીધામાં આવશે. એ શીવાય તાજી માછલી, ...નના આરડરો સંભાલથી બજાવવામાં આવેછે.

...ને ગાડીઓ એક વખત મુફત દરૂસ્ત કરી ...ઓ બાહારગામનાં ગરાહકોને મુફત ...ડીનો બધો સામન મલી સકશે.

મેડો સ્ટ્રીટ, ઓરીએંટલ ...માં.